આ પુસ્તક લખવાનો મારો હેતુ તેવોજ છે. એટલે સદ્દગુણરૂપી વૃક્ષ ખીલવાની જે ડાળીઓ છે અને જે આપણી ફરજ છે, તેનો મેં બાર પ્રકરણોમાં સમાવેશ કરેલો છે. તે જો ગ્રહણ કરવામાં આવે તો સ્ત્રી પોતાનો ખરો શૃંગાર સજી શકે.

હાલના સમયમાં સ્ત્રી સંબંધી અનેક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. ભાવાર્થ એજ છે કે આપણું સ્ત્રીમંડળ જે તદ્દન પછાત અને ગુલામી સ્થિતિ ભોગવે છે તેની ઉન્નતિ થાય. પહેલો સુધારો સ્ત્રીમાં હોવો જોઇએ. સ્ત્રી સારી હોય તો આખું કુટુંબ સારૂં થાય છે. નેપોલીયન કહે છે કે, "દેશને આબાદ કરવો હોય તો સ્ત્રીઓને જ્ઞાન આપો. સેંકડો પુસ્તકો ઉથામી નાંખીએ પણ તેમાંથી કંઇ સારૂં ન શિખીએ તો કાંઇજ લાભ નથી. પણ થોડું વાંચીને ગ્રહણ કરીએ તો લાભ છે. કેમકે ઘણું બોલવા કરતાં થોડું કરવું વધારે સારૂં છે."

માટે મ્હારી બહેનોને મ્હારી નમ્ર વિનંતી છે કે, સ્ત્રીજાતિની ઉતરતી સ્થિતિની લાગણી મ્હારા અંતઃકરણમાં થવાથી ફાયદો થવાની આશાએ આ નાનું પુસ્તક મેં મ્હારી જાતે મ્હારા અનુભવથી લખ્યું છે. તેમજ સજ્જનો પ્રત્યે મ્હારી અરજ છે, કે આ પુસ્તક કોઇ ગ્રંથ ઉપરથી ઉતારી લીધું નથી, ફક્ત દાખલારૂપી બે ચાર વાર્તાઓ તથા કવિતા લીધેલી છે કે જે પ્રસિદ્ધ છે. વળી પુસ્તક લખવાનો મ્હારો પ્રથમ પ્રયાસ છે જેથી કોઇ શબ્દદોષ કે વ્યાકરણદોષ વગેરે કદાપી માલમ પડે તો તે સામું ન જોતાં મ્હારા લખવાના ઉદ્દેશ તરફ ધ્યાન આપી આ પુસ્તકને બીજી આવૃત્તિમાં સુધરેલું ને વધેલું જોવાને હોંસ રાખી મને ઉત્તેજીત કરશે એવો ભરોસો છે.

આ પુસ્તકને તપાસવામાં તથા આશ્રો આપવામાં રાજકોટના મહેરબાન રેવરેન્ડ એચ. આર. સ્કોટ સાહેબ, એમ. એ. એ ઘણીજ તસ્દી લઇ ઘણી મદદ આપી છે, માટે તેમનો આભાર માનું છું.

ગ્રંથકાર.

---

એ ચાર પ્રકરણો જેની ખાસ જરૂર જણાઇ તે ઉમેરી, આ પુસ્તકના નામ પ્રમાણે સોળ પ્રકરણરૂપી શૃંગાર પુરા કર્યા છે. ને પ્રકરણોનો અનુક્રમ પણ ઘટતી રીતે ગોઠવવા માટે ફેરવ્યો છે. હવે તેના સંબંધમાં મ્હારે કહેવાનું એ છે, કે મનુષ્ય માત્ર અધૂરૂં છે. ને તેમાંની હું મૂખ્ય છું. તેથી મ્હારી સ્વદેશી બ્હેનોને કંઇ બોધ કરવાને હું યોગ્ય નથી. તોપણ સર્વસમર્થ ઇશ્વર, જેને હું શુદ્ધ ભાવે ભજું છું, જે મ્હારો આશ્રય તથા દોરવનાર છે; તેની સાંહ્યે આ કાર્ય મ્હારે હાથે થયું છે. જે પ્રાર્થના મેં ગ્રંથારંભમાં કરી છે, તે પરમકૃપાળુ પરમેશ્વરે સ્વીકારી મ્હારા નબળા તન મનને જોર આપ્યું છે. તે ખાતે મસ્તક નામી તે દયાળુનો આભાર માનતાં મ્હારાં સુજ્ઞ વાંચકો પાસે માગી લઉં છું કે, તેમાં જેટલું સારૂં ને હિતકારી, તેટલું ઇશ્વરી બક્ષીસ માની સ્વીકારશો. અને જેટલું ભુલ ભરેલું કે ખામીવાળું જણાય, તેટલાને મ્હારી નબળાઇનો પરિણામ માની દરગુજર કરશો.

આ પુસ્તક લખવાનો મ્હારો હેતુ એજ છે કે, મનુષ્ય માત્રને ઇશ્વરે કંઇ કંઇ કૃપાદાનો આપેલાં છે. કોઇને તંદુરસ્તીનું, કોઇને નાણાનું, કોઇને અધિકારનું, કોઇને વકતાપણાનું, કોઇને લેખકનું, એવી રીતે, એની ઇચ્છા પ્રમાણે સૌને તેણે જૂદાં જૂદાં કૃપાદાનો વ્હેંચી આપેલાં છે; ને તે કેવળ પોતાના એકલાંના ઉપયોગને માટેજ માત્ર નહિ, પણ સર્વ ભાંડુઓના લાભને અર્થે બક્ષેલાં છે. તો તે દયાળુની તે ઇચ્છાને આધિન થઇ, મ્હારા દેશની બ્હેનોની યથાશક્તિ સેવા બજાવવાના હેતુથી આ પુસ્તક લખાયું છે. આમાં મેં મ્હારી વિદ્વતા બતાવવાનો યત્ન કરેલો નથી, કેમકે હું વિદ્વાન નથી. નાણાને લોભે લખ્યું નથી, કેમકે માણસ એકલા નાણાથી જીવતું નથી, પણ માત્ર ઇશ્વરી આશીર્વાદથી જીવે છે. તોપણ, મજુર પોતાનું વેતન પામે એ સ્વાભાવિક છે. કોઇ પ્રકારનો પક્ષપાત કરેલો નથી કેમકે પક્ષપાતમાં પ્રેમ નથી. પણ મેં મ્હારી સ્વદેશી બ્હેનો ઉપરના પુરા પ્રેમથી, અને ઇશ્વર તરફથી ભગિનીસેવા બજાવવાની મ્હારી ફરજ સમજીને, માત્ર મને જે સારૂં, શુદ્ધ અને સુખકર જણાયું, તે લખીને મ્હારી વ્હાલી બ્હેનો સમક્ષ મુકયું છે. ને તેથી જે કંઇ લાભ થાય તેથી મ્હારૂં કાર્ય સાર્થક ગણીશ.

# અનુક્રમણિકા.

વાંચનાર મ્હારાં પ્રિય બ્હેનો અને ભાઇઓ, એક જાનવરને બીજા જાનવર સાથે જોડાવાનો ટુંકોજ સંબંધ હોવા છતાં, કજોડાને કારણે કેટલી વિટમ્બણા પડે છે? ત્યારે સ્ત્રી પુરૂષનો જે નિકટ સંબંધ, મરણ લગી એક બીજાની સાથે એક અંગ તરીકે જોડાઇ રહેવાનો છે. તેઓના સ્વભાવ ને રીતભાત જુદાંજ હોય, બન્નેની કેળવણીમાં, નીતિમાં ને વૃત્તિમાં મહાભારત ફેરફાર હોય ત્યારે તેઓનો સંસાર કેવી રીતે ચાલે? તેઓની જીંદગી સુખમાં જવાને બદલે કેવી દુઃખમય થઇ પડે! તેમનાથી શું સુકાર્યો થઇ શકે? સંસારયાત્રામાં ઘણીક કુદરતી કઠણ કઢણો ઉતરી ઇશ્વરી અમૂલ્ય બક્ષીસોનો મીઠો લ્હાવ લેવા જવું, એ જેને નબળો સહાયક છે તેનાથી કેમ બને? ગમે એવો હુશિયાર કમાન પણ સારા સુકાનીની મદદ વગર પોતાનું વહાણ જોખમમાં સમજે છે. તેમ ગમે તેવા ડાહ્યા માણસની સંસારયાત્રાનું વહાણ ડાહી સ્ત્રી વગર ખરેખર જોખમમાં છે. પણ જ્યારે ડાહ્યા ને વિદ્વાન પુરૂષને તેવીજ સ્ત્રી હોય ત્યારે તેનો સંસાર કેવો શોભે! કેવી આનંદમય મુસાફરી લાગે! તેઓની સંતતિ કેવી શોભી નિકળે! કેટલાંને તે મદદરૂપ ને નમુનારૂપ થાય! તેમના નોકર ચાકર કેવા ઉલ્લાસી હોય! તેઓના ઉપરી અધિકારીને કેવો સંતોષ મળે! તેમનો વહેવાર કેવો ચોક્ખો ચાલે! તેમને મદદગાર મિત્રોની શી ખામી હોય? તેમના ઘરમાંથી રોટલો કેમ ખુટે? તેમના ઉપર દુશ્મનો કેમ ફાવે? કાચા સુતરના બે તાંતણાને વળ ચઢાવી તોડતાં આંગળીમાં કાપા પડે છે, ત્યારે મનુષ્ય જેવી કિમતી જોડી યોગ્ય કેળવાઇને જોડાએલી હોય, તો કેટલી અગવડો કાપી શકે! ઇશ્વરના કેટલા આશીર્વાદ સંપાદન કરે, તેનું વર્ણન કોણ કરી શકે! પણ લખવાને ઘણી દિલગીરી ઉપજે છે, કે આપણા દેશમાં ઘણે ઠેકાણે એવાં જોડાં દીઠામાં આવે છે; કે પુરૂષ વિદ્વાન, સુજ્ઞ, વિદ્યોત્તેજક, સુધારાના ગ્રંથો રચનાર, બાળલગ્નનો નિષેધ કરનાર, સર્વ પ્રકારના મિથ્યા વહેમોને કંટાળનાર અને નીતિમાર્ગમાં ચાલી સ્વદેશને સુધારવાને અનેક ઉપાયો કરનાર હોય, પણ જેમ "દીવા પાછળ અંધારૂં" તેમ પોતાના ઘરમ પોતાની એકે ધારણા બર લવાતી ન હોય. આ કંઇ થોડી શોકજનક વાત નથી. સુખ સંપત્તિ ને આનંદ આડી આથી મ્હોટી બીજી કઇ પાળ હોય? પણ તેનું કારણ એજ કે સ્ત્રીઓની કેળવણીની ખામી, અને જુના

વિચારોનું પરિબળ; જેથી કરીને ઘરમાં બે પક્ષ ચાલતા હોય, તેમાં એક બીજાની વાતો અને વિચારો કદી મળતા આવેજ નહિ. પુરૂષ એક પરમેશ્વરને ભજનાર હોય, પ્રાર્થનાસમાજમાં મુખ્ય ભાગ લેનાર હોય, અને ઘરમાં સ્ત્રી નજર ઉતારાના ઉપાયનાં ફાંફાં મારતી હોય! છોકરાં માંદાં સાજાં થાય તો ઔષધોપચાર ન કરતાં, માનતાઓ અને બાધા આખડીઓ તથા દોરા ધાગા ઉપર વધારે ભરોસો લાવી, પોતાના માંદાને મદદગાર થવાને બદલે દુઃખકર્ત્તા થઇ પડે છે. કારણ કે એવી સ્ત્રીઓને ઠગવા માટે ઘણા ધૂતારા, ગુરૂ કે સન્યાસીનાં નામ ધારણ કરી, ભોળી સ્ત્રીઓને ભમાવવાનોજ ધંધો લઇ બેઠેલા હોય છે; તેવાઓ ઉપર ભરોસો મૂકી નકામી દોડાદોડી કરે છે અને પૈસા ખુએ છે. એવી અજ્ઞાન સ્ત્રીઓને પોતાના પ્રિય પતિનો સદુપદેશ ધ્યાનમાં આવતો નથી; એટલે સ્ત્રીપુરૂષનાં મન ક્યાંથી મળે? સુધારાનો પ્રવેશ થઇ કુધારાનાં મૂળ ક્યાંથી કપાય? માટે જ્યાં સુધી સ્ત્રીઓમાં શુદ્ધ કેળવણીનો પ્રકાશ યથાયોગ્ય થાય નહિ, ને તેઓ મિથ્યા વહેમોમાંથી મુક્ત થઇ, પોતાના સુજ્ઞ પતિની સાથે એકમત થાય નહિ, અગર તો મૂર્ખ અને અજ્ઞાન પતિને સુધારી શુદ્ધ માર્ગ પર લાવવાની શક્તિ ધરાવે નહિ, ત્યાં લગી દેશની ઉન્નતિની આશા ઝાંઝવાના જળ જેવી લેખવી, એટલુંજ નહિ, પણ પોતાના કુટુંબમાં પણ સુખશાંતિ અને આનંદની વૃદ્ધિની આશા ફોકટ જાણવી. કારણ કે ઘર વ્યવહારનો બોજો સ્ત્રીના ઉપર રહેલો છે. પુરૂષનો માન મરતબો સ્ત્રી વધારી અગર ઘટાડી શકે છે, તેમજ આવકનો સદુપયોગ અને દુરૂપયોગ પણ સ્ત્રીને હાથ છે. બાળકોના સુધારા કે બગાડાનું મૂળ પણ સ્ત્રીજ છે. એક પણ નોકરની મદદ વિના ઘરબાર સ્વચ્છ રાખનારી અને અનેક મદદગાર છતાં ઘર અનિયમિત અને ઉકરડાં જેવું ગંદુ રાખનારી, એ બંને સ્ત્રીઓજ છે; તેમજ ભક્ત જનોની અને અધમ જનોની માતાઓ પણ સ્ત્રીઓજ છે. એનું કારણ એક પોપટીનાં બે બચ્ચાંની વાત જે આપણે શિખી ગયાં છીએ, તે પ્રમાણે કેળવણીના તફાવતનોજ પ્રભાવ છે.

વળી ઘરકાર્યનો સર્વ પ્રકારનો બોજો સ્ત્રીના શીર ઉપર રહેલો છે. પુરૂષ ઘર, અને સ્ત્રી સ્તંભ છે. પુરૂષ રાજા, અને સ્ત્રી પ્રધાન છે. જો ઘરનો સ્તંભ નબળો હોય તો તે ઘર દહેશત ભરેલું છે. તેને ટકવાની બ્હિક

રહે છે, કે રખે વાવાઝોડાથી પડી જાય! તેમજ જેની અણકેળવાયલી સ્ત્રી હોય, તેને હમેશાં દહેશતમંદ રહેવું પડે છે, તેને કોઇ વાતે સુખ પડતું નથી. સર્વદા તેનું મન ચિંતાતુર રહ્યાં કરે છે, અને તમાચો મારી મ્હોં રાતું રાખવા જતાં, વળી ઓર ખમવું પડે છે. એટલે આ સંસારયાત્રામાં પ્રભુએ બક્ષેલાં સુખનાં સાધનો તે દુઃખના રૂપમાં બદલાઇ જઇ દુનિયા કંટાળારૂપ લાગે છે. જો સ્ત્રી પોતાના ઘર રાજ્યનું પ્રધાનપદ ભોગવવા લાયક ન થઇ હોય, તો તેનો ખજાનો ક્યાંથી ભરેલો હોય? તેની રૈયત (બાલબચ્ચાં) ક્યાંથી કેળવાય? અને માનવંતાં કે યશસ્વી ક્યાંથી નિવડે? ટુંકામાં અણઘડ અને અજ્ઞાન સ્ત્રીથી અનેક આફતો અને અગવડો દુનિયાનો માર્ગ ખડબચડો કરી નાંખે છે; ને ખરી વિદ્યાથી કેળવાયલી તેને સીધી સડક જેવો બનાવે છે.

અંગ્રેજ લોકો તરફ દૃષ્ટિ કરીએ અને તેમની ભૂતકાળની સ્થિતિ વિચારીએ, તો તેઓ કેવી જંગલી હાલતમાં હતા! સુંદર ચામડી અને સુંદર બાંધા છતાં તેઓ મનુષ્યાચાર રહિત હતા એમ કહીએ તો ખોટું ન કહેવાય. હવે જુઓ, કે તેઓની હાલની અને અગાઉની સ્થિતિ સરખાવતાં કેટલો ફેર માલમ પડે છે! સૌ કોઇ કહેશે કે "જમીન આસમાનનો!" તો એટલો બધો ફેર શાથી પડ્યો? તેને માટે એકજ જવાબ છે કે "કેળવણીથી." તેઓ જેમ જેમ શિખ્યા, તેમ તેમ વધુ શિખવાને યત્ન કરતા ગયા, ને આપણે જોઇએ છીએ કે તે યત્ન હજી જેવા ને તેવા જોસમાં જારીજ છે. નિત્ય નવા હુન્નર અને નવી શોધોના જે લાભ આપણે લઇએ છીએ તે તેમનાં કેળવાયલાં મગજમાંથીજ નિકળે છે. સુઘડતા, સુદૃઢપણું, સત્યતા, નિયમિતપણું, વખતની કિંમત વગેરે ઉત્તમ ગુણોને તેઓએ પોતાનું ભૂષણ માની, તેમાં વધતાં વધતાં એટલા તો વધ્યા કે હવે જ્યાં જોઇએ ત્યાં સુધારાની બાબતમાં તેઓના, તેઓની સ્ત્રીઓના, અને છોકરાંના દાખલાઓ આપણામાં કિંમતી થઇ પડ્યા છે. તેમાં તેઓની સ્ત્રીઓની ઘરવ્યવસ્થા ને સુઘડતા હરકોઇ માણસનું દીલ ખેંચે એવાં છે. તેઓનાં ઘરબાર, બાલબચ્ચાં, કપડાંલત્તાંની સ્વચ્છતા, બાગબગીચાઓ, વગેરે જોઇ વટેમાર્ગુને પણ નિશ્ચય થાય છે, કે આ કોઇ સુધરેલું કે વિદ્વાન કુટુંબ છે.

બુદ્ધિસાગર ઋષિપુત્રી લીલાવતી કે જેણે ગણિત જેવા અઘરા વિષયમાં ભલભલા ગોથાં ખાય છે, તે વિષયનો ગ્રંથ પોતાના બુદ્ધિબળે બનાવ્યો. એવી પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ઘણી સ્ત્રીઓ આપણા દેશમાં થઇ ગઇ છે, અને પોતાનું અમર નામ અને કામ આપણને નમુનો લઇ શિખવા માટે મૂકી ગઇ છે. તો આજ કેમ આપણા દેશમાં એવી સ્ત્રીઓ થઇ ન શકે? બેશક, થઇ શકે. સ્ત્રીની બુદ્ધિ ઘઉંની કણક જેવી છે. જેમ કેળવે તેમ કેળવાય કેમકે તે ઘણી કોમળ છે.

ત્યારે મારા ભાઇઓ તેઓને કેળવવામાં કેમ બેદરકાર રહો છો? તમે ગૃહરાજ્યના સત્તાધિશ છો માટે એ બાબતનો વિચાર તમારે કરવાનો છે. તમારી બ્હેનો અને દીકરીઓને કેળવવી, એ તમારી મુખ્ય અને ખાસ ફરજ છે. તમે દીકરીને દીકરામાં ફેર ગણી પત્થરની માફક તેને પટકી મૂકો, ત્યારે તે બિચારીઓ ક્યાંથી શિખે? તેમજ તમારી સ્ત્રીઓને જ્યારે નજીવી, ઘરનાં કંઇ રાચરચીલા જેવી ગણો, તેને તદ્દન મૂર્ખમાં લેખો, કોઇ વાતે તેમને સુધારવા શિખાડવાનો યત્ન ન કરો, ત્યારે એ પોતાના પુત્ર પુત્રીઓને ક્યાંથી કેળવી જાણે? માટે મ્હારા સ્વદેશી બંધુઓ, જ્યાં લગી અર્ધાંગના તરીકે સ્ત્રીને, દીકરા પ્રમાણે દીકરીને અને ભાઇ પ્રમાણે બહેનને લેખવામાં ન આવે, ત્યાં લગી તેમની બુદ્ધિ કેળવવા ઉપર લક્ષ અપાયજ નહિ, અને ઇશ્વરના આશીર્વાદ સંપાદન થાયજ નહિ. યુરોપની સ્ત્રીઓના સુધારાનું મોટું કારણ સ્ત્રી પુરૂષની સમાનતા છે. આપણા દેશના જેવો પુત્રપુત્રીનો ભિન્નભાવ તેઓમાં નથી, જેથી સર્વ પ્રકારના જ્ઞાનનું સિંચન બહુ સહેલું પડે છે, અને સ્ત્રીઓનાં મન સદા પ્રફુલ્લિત અને હોંસીલાં રહે છે. જેમ તેઓમાં ગરીબ અને તવંગર બંને વર્ગો સ્ત્રીજાતિ સાથે સરખાપણું રાખે છે, તેમજ રાજા રાણીઓને પણ સરખા હક છે. જ્યારે રાજા ગાદી ઉપર બેસે ત્યારે સાથે રાણીને પણ અભિષેક કરવામાં આવે છે. બંનેને માથે મુકુટ મૂકવામાં આવે છે, અને રાજ્યાભિષેકની સર્વ ક્રિયાઓમાં બંને સાથે ભાગ લે છે. તેથી રૈયત જેમ પોતાના રાજાને પિતા તુલ્ય ગણે છે, તેમ રાણીને માતુભાવે ચહાય છે, કારણ કે એ હક તેઓને સભા સમક્ષ આપવામાં આવે છે, જેથી સર્વનાં અંત:કરણમાં પોતાનાં રાજારાણી પ્રત્યે ઉંચભાવની છાપ પડે છે.

૪૯૬.

# પ્રકરણ ૧ લું.

## પતિ પ્રત્યે પત્નીના ધર્મ.

### દોહરા.

શાણી સખીઓ સર્વ આ, વાંચો રાખી ચિત્ત;
દંપતિ કેરા ધર્મની, રૂડી શીખો રીત. ૧
સંસારી સુખ સર્વમાં, સૌથી મોટો સંપ;
જે ઘરમાં નહિ સંપ ત્યાં, કદી ન હોયે જંપ. ૨
ધન દોલત કે રાજ્યનો; મોટો વૈભવ હોય;
ખાવું પીવું પહેરવું, ખામી ન મળે કોય. ૩
પણ દંપતીના સ્નેહમાં, ખામી કંઇ દેખાય;
સમૃદ્ધિ સહુ પૂરી છતાં, લા'વ ન રજ લેવાય. ૪
સર્વ સંબંધી વર્ગમાં, અંગ સમાન ન કોય;
માત્ર મરદ ને માનની, એક શરીરજ હોય. ૫
લગ્ન પવિત્રજ ગાંઠથી, જોડું એ જોડાય;
પ્રભુ સાખે સહુ દેખતાં, કોલ કરાર કરાય. ૬
નર નારી નવ વીસરો, પાળો પૂરણ પ્રીત;
એ નહિ, પણ તન એકની, અહો સુશોભિત રીત. ૭
સમજુ સ્વામી સુંદરી, કેરૂં જોડું જેહ;
રત્ન જડાયું હેમથી, તેવું શોભે તેહ. ૮
સાર જડે સંસારનો, દુઃખો સર્વ દબાય;
ઇશ્વર આશિરવાદનાં, મીઠાં ફળ લેવાય. ૯

દુનિયામાં સર્વ સંબંધોમાં નિકટ સંબંધ, ગાંઠોમાં પવિત્ર ગાંઠ, જોડણીમાં ઉત્તમ જોડણી તે લગ્ન છે; ને લગ્નની પવિત્ર ગાંઠે બંધાએલાં નરનારીનો સંબંધ તે એક શરીરનો સંબંધ છે, એ નિર્વિવાદ છે.

પુરૂષનું શિર પરમેશ્વર, ને સ્ત્રીનું શિર પુરૂષ છે, જેથી સ્ત્રીની શોભા, સ્ત્રીનું ગૌરવ તથા સ્ત્રીનો શૃંગાર પુરૂષજ છે. પરણેલી સ્ત્રીને સુખનો આધાર પોતાનો પ્રિય પતિ છે; ત્યારે પતિપત્ની તે જુદાં નહિ, પણ એકજ અંગ છે. તો પોતાના શિરછત્ર પતિ સાથે કેવી રીતે વર્ત્તવું એ શિક્ષણ ખરા મહત્વનું છે. પોતાના પતિને હમેશાં ખુશી અને સુખી રાખવાનો યત્ન કરવો, તે સ્ત્રી જાતિની મુખ્ય ફરજ છે. પોતાનો પતિ શાથી સુખી અને સંતોષી રહે, તે સદ્દગુણી સ્ત્રીઓ સારી પેઠે સમજે છે; તથા તે પ્રમાણે વર્ત્તે છે. પુરૂષના હરેક કામમાં સ્ત્રીએ મદદગાર થવું જોઇએ, કારણ કે તે તેની સહાયકારી અર્ધાંગના છે. જે બિચારીઓ અભણ ને અજ્ઞાન હોઇ પતિ પત્નીના સંબંધનું રહસ્ય સમજ્યા વગર પરણેલી છે, તેઓ કેવળ આંજુ બાજુની પોતાની બ્હેનપણીઓ બાઇપણીઓને જોઇને, તે પ્રમાણે પતિ સાથે વર્ત્તવા જાય છે, જેથી ધણી ધણીઆણી વચ્ચે ઘણો ક્લેશ થાય છે. પતિ પણ તેવા અજ્ઞાન હોઇ માની, બ્હેનની, પડોસીની અને પોતાના અક્કલહીણા ભાઇબંધોની શિખામણથી એક અંગનો સંબંધ સમજ્યા વિના, જાણે પરણ્યો એટલે રાજ્યગાદી પ્રાપ્ત થઇ હોય, તેમ સ્ત્રી ઉપર હુકમ ચલાવીને માર કૂટ કરે છે. આમ થવાથી સ્ત્રીઓ રીસાઇ જાય છે, ને કોઇ આપઘાત પણ કરે છે. આવા દાખલા ગામડાની અભણ પ્રજામાં બહુજ બને છે. જો એમ ન થાય તો બિચારી ગરીબડી બાળાઓ સાસરીયાંના અપાર જુલમ સોશી કોઇ ભયંકર રોગનો ભોગ થાય છે. જો કે શહેરોમાં ઉંચ ગણાતી કોમોમાં એવા દાખલાની સંખ્યા ઓછી છે. પણ જ્યારે તેઓને શિખામણ દેવામાં આવે, કે તમારે તમારા પતિને મદદગાર થવું જોઇએ; ત્યારે તેઓ એમ બોલે છે, કે શું પુરૂષ વેપાર કે નોકરી કરે તો બાઇડી નામાં લખવા જાય? અગર ઓફીસનું કામ કરવા જાય? અમે ઘરનુંજ કામ કરતાં પરવારતાં ન હોઇએ, તો પુરૂષના કામમાં કેવી રીતે મદદ આપી શકીએ? પણ મારી પ્રિય બ્હેનો! એવી રીતે કામ કરવા લાગવું, તે ખરી મદદ નથી. જો કે કેટલાંક કામ એવાં પણ છે, કે જે કામ ધણી કરે, તેમાં ધણીઆણીને જોડાજોડ ભાગ લેવો પડે. જેવું કે, ખેડુતનું, મજુરનું, વણકરનું, વગેરે કામમાં સ્ત્રીઓને પુરૂષની હારોહાર કામ કરવું પડે છે ખરૂં, પણ સઘળાંને

બહાર કંઇક સુખ છે, તેથી તેવી સ્ત્રીના પતિઓ હાટે, વાટે કે ઘાટે રખડવામાં પોતાનો ઝાઝો વખત ગાળે છે; તેમાં વળી કુટેવો પણ જન્મ પામે છે, જેથી વહુનું સુખ વરને કે વરનું સુખ વહુને એમાંથી એકને પ્રાપ્ત થતું નથી. પણ કહેવત છે કે "પાંચ કોશી પાળો અને દસ કોશી અસ્વાર." એ પ્રમાણે જો ઘરનું સુખ હોય તો તે સાંજ પડી ગયા છતાં પણ ઘેર પહોંચી જવાની હિંમત ધરે છે; અને દુઃખ હોય તો ગામના ઝાંપા પાસે આવ્યા છતાં ધર્મશાળામાં રાતવાસો રહેવાનું પસંદ કરે છે.

સદ્‌ગુણી સ્ત્રી પોતાના પતિના મનને કદી પણ દુખવવા ચહાતી નથી. કદાચ તે ગરીબ હોય તોપણ તે પોતાનું ગજું વિચારીને ખર્ચ કરે છે, દેખાદેખી કરી પોતાના પતિને માથે ખર્ચનો બોજ વધારતી નથી. જેમ બને તેમ ઘરની લેવડ દેવડ, નામાંઠામાં, ને ન્હાનાં મોટાં કામો પોતે ઉપાડી લેવાને ચાહે છે. પતિ કોઇ પ્રકારની ગુંચવણમાં હોય ત્યારે તેના પરમ મિત્રની ગરજ સારે છે. મંદવાડમાં પુરી કાળજી અને ડહાપણથી ચાકરી ને ઔષધોપચાર કરે છે. પોતાના ખરાબ આડોશીપાડોશી અગર સાસરીયાંના આકરા અને ખરાબ સ્વભાવ ખમી લઇ, એવી કુથલીની તકલીફ પતિને ન પડે તેની કાળજી રાખે છે. બચ્ચાંના વિદ્યાભ્યાસમાં થાય તેટલી મદદ આપે છે. એમ કરીને પોતાના પતિનું મન સ્વસ્થ રાખવા માટે બને તેટલો પ્રયત્ન કરે છે. એવી સદ્‌ગુણી વહુનો સૂજ્ઞ પતિ ખરૂં સંસારસુખ અનુભવે છે. ઘણી વખત એવું પણ જોવામાં આવે છે, કે સ્ત્રી સર્વ ગુણ સંપન્ન હોય અને પુરૂષ કાળા અક્ષરને કુટી મારનારો કે ભણેલો છતાં, સુધારાનો ડોળ ઘાલનાર કુછંદી હોઇ, પોતાની ધર્મપત્નીના સદ્‌ગુણની તુલના ન કરતાં તેને બેહદ દુભે છે. સદ્‌ગુણી સ્ત્રીઓ તો જીવ જતાં લગી તે ખમે છે, પણ એવા ધણીઓ ખરેખર ઇશ્વર આગળ મહા ગુન્હેગાર છે.

"કોઇ વેળા સોબતે અસર" થઇ પોતાનો પતિ કુસંગે ચઢી આખા કુટુંબને પાયમાલ કરનાર થઇ પડે છે. અને મહા દરિયામાં તોફાન થતાં વહાણના ઉતારૂઓના અંતઃકરણની જે સ્થિતિ હોય છે, તેવી દશામાં આવી પડતાં, સદ્‌ગુણી સ્ત્રી શું કરી શકે છે, તે નીચેના દાખલાથી સારી રીતે સમજાશે.

સંપૂર્ણ આસ્થા હતી. જ્યારે દુઃખથી તેનું અંતઃકરણ ચીરાઇ જતું, અને નેત્રમાંથી અશ્રુધારાઓ વહેવા માંડતી, ત્યારે નીચેની કડીઓ તે બોલતી-

"પરમાત્મા રખેવાળ, ને મ્હારો મદદગાર;
આવે દુકાળ, કે ખોટા હાલ;
તો મ્હારો તે આધાર."
ઓ પવિત્રો, તેથી ડરો, ભાવિક લોક લાચાર ન ઠરો.
સિંહનાં બચ્ચાં ભૂખ્યાં હોશે, દેવના ભક્તો સુખ ન ખોશે.

આ કડીઓ તેના બળતા હૃદયને શીતળ જળ સમાન ઠારી દેતી. તેના મુખ પરની ઉદાસીનતા ઢંકાઇ આશાનાં કિરણો ફૂટતાં દેખાતાં, ને પોતાનાં બચ્ચાંને છાતીએ ચાંપી 'બેટા, પ્રભુ આપણી પ્રાર્થના સાંભળશે.' એમ કહેતાં એના મુખ ઉપર કંઇક અલૌકિક પ્રકાશ જણાતો. આ જોઇ ઝાંખાં પડી-ગયેલાં છોકરાં ખુશી થતાં. ઘણી વેળા આસપાસનાં લાયક માણસો અને બાઇ પોતે, પ્રસંગ જોઇ તેને સુબોધ આપી સુમાર્ગે પ્રેરવાના યત્ન કરવાને ચૂકતાં ન હતાં; છતાં તે બધું તેના કઠોર થઇ ગએલા અંતઃકરણને, પત્થર પર પાણી જેવું હતું. કોઇ વેળા શિખામણને હસી કાઢતો, ને મશ્કરીમાં ઉડાવતો, તો કોઇ વેળા લઢતો. આખરે ઘણાએ તેના સુધરવાની આશા મૂકી દીધી. પણ ઇશ્વરી ગતિ અકળ છે. જેમ તેને બગાડવાને દુષ્ટ સેતાને એક કપટીમાં વાસો કર્યો, તેમજ દયાળુ પરમેશ્વરે આ ભલી બાઇ અને તેના બેહાલમેહાલ થતા કુટુંબ પર દયાદૃષ્ટિ કરી, તેનીજ એક બાર વર્ષની પુત્રીને સાધનભૂત બનાવી.

તે છોડી ઘણીજ ડાહી હતી, એટલુંજ નહિ, પણ ઉદ્યમી અને આસ્તિક હતી. માબાપ ઉપર તેનો અથાગ પ્યાર હતો, અને એક વર્ષ અગાઉનું સુખ અને સ્થિતિ, તથા હાલનું દુઃખ અને સ્થિતિ સરખાવી શકે, એટલી તેનામાં બુદ્ધિ હતી, જેથી તે પોતાની મા સાથે પ્રાર્થના કરતી, તે ઉપરાંત દરરોજ સુવાની વખતે એકાંતમાં આગ્રહથી પ્રભુ પાસે માગતી. તે ઇશ્વરને હાજરા હજુર જાણી કહેતી, કે 'હે પરમેશ્વર, મારા પિતાને સુબુદ્ધિ આપો' હા, જે તેને શુદ્ધ અંતઃકરણથી ભજે છે, તેને પ્રભુ નિરાશ કેમ કરે? એક રાત્રીએ તેની પ્રાર્થના પૂરી થતાં, તેને એકાએક

એક દાણો પણ નથી. અરેરે બાપા!! આજની રાત ભૂખ્યાં કેમ નિકળશે? ન્હાની બ્હેન તો અત્યારથીજ ખાવાનું માગે છે, તે જોઇ મને રડવું આવે છે. ઓ મ્હારા વહાલા પિતાજી, હું ફરીથી તમારી પાસે બે હાથ જોડી વિનંતિ કરૂં છું, કે પેલા નઠારા દારૂબાજ માણસ અને તેના મિત્રોની સોબત મૂકી દો. કારણ કે એનાથીજ આપણા ઘર ઉપર દુઃખ પડયું છે. વળી પિતાજી! આપ સારી રીતે સમજો છો કે, દારૂ અને જૂગટું ઇશ્વરને કેટલું ધિક્કારપાત્ર છે! તો મને બહુ બ્હિક લાગે છે, કે ઇશ્વર પિતાને આપણે શો જવાબ દઇ શકીશું? પિતાજી, વધારે શું લખું? મ્હારી કલમ ચાલતી નથી. આજે પ્રાર્થના વખતે મને આપનું શિખવેલું શાસ્ત્રનું એક અમૂલ્ય વાક્ય યાદ આવતાં આ ચિઠ્ઠી લખવાની હિમ્મત ધરી છે. તે વાક્ય આ છે:—પ્રભુ કહે છે કે "માગો અને તમને મળશે." તો આ તમારી દુખિયારી બાળકી એટલું માગી લે છે, કે તમે દારૂનું વ્યસન, અને તેવે માર્ગે ચલાવનાર ખોટા સોબતી મૂકી દો. અમારા ઉપર અને અમારી વહાલી મા ઉપર દયા કરો. વહાલા બાપા, દયા કરો. દયા કરો. એજ મારી છેલ્લી અરજ છે.

લી. આપની દુખિયારી બાળકી,

એમ. સી.

આ ન્હાની પણ ભક્તિમાર્ગમાં સુજ્ઞ માતા પિતાથી કેળવાએલી છોડીએ, ઉપર પ્રમાણે કાગળ તો લખ્યો, પણ બાપના હાથમાં અપાય કેમ? તે જેવો ઘરમાં આવ્યો, તેવો બાયડીને મારતો, છોકરાંને ધમકાવતો, ભૂખ્યો, તરસ્યો ઘર બહાર નિકળવાને તૈયાર થયો. પણ છોડીએ હિમ્મત ધરી, ને બાપે ઘરમાં આવતાં જે કોટ ઉતારીને ખીલીએ ભરાવ્યો હતો, તેના ગજવામાં છાનીમાની મૂકી આવી. ભાઇસાહેબ જુસ્સામાં ને જુસ્સામાં કોટ પહેરી રસ્તે પડ્યો, ને પોતાના દુર્વ્યસની મિત્રોને ત્યાં ગયો. પણ તેઓ ઘેર ન મળવાથી પરભારો પીઠે ગયો. આ વખતે તેને દારૂનો નિશો તદ્દન ઉતરી ગયો હતો, તેથી ત્યાં જઇ કલાલને કહ્યું, ચાલ, જલદી પ્યાલો ભર. એમ કહી પૈસા માટે ગજવામાં હાથ નાખતાંજ, કાગળ હાથમાં આવ્યો. પોતાના ગજવામાં કાગળ જોઇ અજાયબ થયો, કેમકે ઘણા દિવસથી તે તે

કોઇ જોડે પત્રવ્યવહાર હતો નહિ અને લખવું વાંચવું છેકજ મૂકી દીધું હતું; તેથી બહુ અજબ લાગ્યું કે મારા ગજવામાં કાગળ કયાંથી! કાગળ કાઢીને જોયો તો તેના પર શિરનામું એમ લખેલું હતું, કે "કૃપા કરીને વાંચો." દુકાનમાં અંધારૂં પડતું હતું, તેથી બહાર જઇ કાગળ ઉકેલી જોતાં તે ચમક્યો, ને પોતાની પ્યારી પુત્રીના કોમળ શબ્દો ઇન્તેજારીથી તે વાંચવા લાગ્યો. જેમ જેમ તે આગળ વધે, તેમ તેમ તેની આંખો અશ્રુ પૂર્ણ થતી જાય. છેવટ આ પત્રદ્વારા પોતાના ઘરનો બધો હેવાલ જાણતાં, જેમ કોઇ માણસ ઉંઘીને ઉઠે, એટલામાં ચોરોએ પોતાનું ઘરબાર લુંટી હાલ બેહાલ કરેલું જુએ, તેવો પોતાનો હાલ તેના જોવામાં આવ્યો. તેની આંખ પરથી જાણે કોઇ ઔષધ બળે પડળ ઉખડી પડ્યાં હોય અને સઘળું નવુંજ અને ભયંકર જુએ, તેમ બેબાકળો થઇ છૂટે મ્હોંએ રડી પડ્યો. આ વખતે તેને ભાન ન રહ્યું કે હું ક્યાં છું, ને આસપાસના જોનારા મને ગાંડો ઠરાવશે કે શું! એવા કંઇ વિચાર તેને આવ્યા નહિ. તેનું મન ભ્રમિત જેવું થઇ બબડવા લાગ્યો, કે અરે! મ્હારી વ્હાલી સ્ત્રી ને પ્યારાં બાળકો બેહાલ થયાં અને મેળવેલી તમામ આબરૂ ધૂળધાણી થઇ. હું હવે દુનિયામાં શું મ્હોં બતાવીશ? મ્હારી વહુ અને મ્હારાં બચ્ચાંઓ સાથે સુચાલે વર્તવાને જે ઇશ્વરી પવિત્ર કાયદાથી બંધાયલો છું તેનો ઉલ્લંઘન કરનાર હું પરમેશ્વરને શું જવાબ આપીશ? તેના ન્યાયાસન આગળ હું કેમ ઉભો રહી શકીશ? અરે ઇશ્વર! મ્હારા જાણી જોઇને કરેલા અપરાધોની હું શી રીતે ક્ષમા માગું? આમ બબડતો, ચોધાર આંસુએ રડતો, રૂમાલે આંસુ લૂતો, પીઠાના બારણામાં જઇ ભરાવેલ દારૂનો પ્યાલો ઢોળી નાખી, તેના પૈસા ફેંકી ચાલવા લાગ્યો. કલાલે જાણ્યું કે આ શું ગાંડો થઇ ગયો! આમ કેમ કર્યું! તેને આકુળ વ્યાકુળ થએલો જોઇ, ગભરાટમાં તે ઝટ બહાર નિકળી આવ્યો અને પૂછવા મંડ્યો કે ભાઇ, તમને આ એકાએક શું થઇ આવ્યું? દારૂનો એક પ્યાલો પીઓ, તમને જરા શાંતિ વળશે. પણ તે એકદમ જુસ્સાથી બોલ્યો કે અરે ભાઇ! મ્હારા બધા દુઃખનું કારણ અને મ્હારા સત્યાનાશનું સાધન તે પ્યાલોજ છે. પ્રભુ કરે અને હું ફરી કદી તમારી દુકાન સામે ન જોઉં, અને મ્હારી જીભના ટેરવાને એ માદક રસ કદી અડે નહિ.

એટલો જવાબ દઇ તે વેગમાં ચાલ્યો અને પોતાને ઘેર ગયો. પોતાની વહાલી વહુ અને છોકરાંને ભેટીને ખૂબ રડ્યો. તેનું અંતઃકરણ એટલું તો દુઃખથી ચીરાવા લાગ્યું કે શું બોલવું ને શું કરવું, તે તેને સૂઝે નહિ. ગદગદિત કંઠે તેણે પોતાની વહુ સામા હાથ જોડ્યા. છોકરાંને પાસામાં લીધાં અને થોડીવાર તો તે જગ્યાનો દેખાવ એવો તો ગંભીર થઇ રહ્યો, કે ન કોઇના મુખમાંથી એક શબ્દ નિકળે, કે ન કોઇની આંખ પલક મારે. માત્ર દરેકની આંખમાંથી વહેતી અશ્રુધારાઓ એવી દેખાતી હતી, કે જાણે પહાડ પરનું ઝરણ ખડક પર અથડાઇ નીચે ઉતરતું હોય, તેવી રીતે ગાલ ઉપર થઇ કપડાં ભીંજવતી દૃષ્ય થતી હતી.

થોડીવાર આવું મૌન્ય રહ્યા બાદ તે બોલ્યો, ભક્તોને સેતાન કસોટીમાં લાવે છે, તેમ આપણા ઉપર કસોટી આવી. હું ડગ્યો! પડી ગયો! તેમાં લીન થઇ ગયો! અરે મ્હારાં ધાર્મિક માતપિતા અને મારા ભલા શિક્ષકની બધી કેળવણી મેં ધૂળમાં રગદોળી! તારી સાથેના ઘરસંસારનું અપાર સુખ મેં તરછોડયું! તારી નિર્મળ પ્રીતિનો મેં અનાદર કરી ઉલટું દુઃખ દીધું! મારાં નિર્દોષ બચ્ચાંને દુભાવ્યાં!! અરે! આ અનાચારી દુષ્ટ માણસ, ઘરમાં ને બહાર તથા મહાન પરમેશ્વર પાસે, ખરેખરો ધિક્કાર પાત્ર થયો છે. પણ અરે પ્યારી! તારા સદ્ગુણે હદ વાળી છે. આજ મ્હારી આંખ ઉઘડી છે, એ પણ તારા સદ્ગુણ વડેજ. કેમકે તેં આ ન્હાની બાળકીને સદ્બોધે કેળવી, જેના કોમળ શબ્દોએ મ્હારૂં અંધારાયેલું અંતઃકરણ ખોલ્યું. હા, ઇશ્વરી દૂતના દર્શનની માફક તેના પત્રનાં વાક્યોએ મને ચમકાવ્યો અને ફેરવ્યો! ઓ મ્હારી પ્યારી દીકરી! તને પ્રભુ બહુ આશીર્વાદ આપો. મેં શાસ્ત્રમાં વાંચ્યું હતું કે "બાળકો તથા ધાવણાના મુખથી તેં તારી સ્તુતિ પૂરી કરાવી છે." હા પ્રભુ, એ સત્ય વચન મેં આજ અનુભવ્યું છે. ધન્ય હો તારા નામને, કે મ્હારી સ્ત્રી અને મ્હારી પુત્રી, તારાં વચનોને આધારે પોતાના સદ્ગુણમાં અને ધૈર્યમાં ટકી રહ્યાં છે. પણ મેં તારાં વચનો વીસાર્યાં અને દુઃખી થયો. પણ તારી કૃપા મ્હારે માટે ખુટી નથી. તેં મને મ્હારી સ્ત્રી અને ન્હાની બાળકી મારફતે પાપની ઉંઘમાંથી જગાડ્યો. હવે હું ભટકેલા પુત્રની જેમ માફીને તદ્દન નાલાયક છતાં તારી આગળ માથું નમાવું છું. તુ મને માફ કર, કેમકે તુ કોપ

સંપ પણ હાંસીપાત્ર બને. તેજ તમારી બ્હેનપણીઓ તમારી મશ્કરી કરી કહેશે, કે કાલ સવારે તો અમારી આગળ ખોબે ખોબે આંસુએ રડતી હતી અને હવે ડાહી ડાહી વાતો કરવા આવી છે! ચાલ મ્હારી બાઇ, તારેજ ક્યાં તારા ધણી સાથે બનતું હતું! આમ અનેક મ્હેણાં મારી તમને દુઃખ દેશે. વળી જેમ પોતાના પતિની વાત બહાર કરવી એ મૂર્ખાઇ છે, તેમજ પોતાની સાસુ સસરા, દિયર જેઠ વગેરે ઘરનાં કોઇ માણસની વાત બહાર કરવી, એ પણ મૂર્ખાઇ છે.. માટે જેમ બને તેમ પોતાના ઘરમાં સંપથી રહેવું અને પોતાના પતિને દુનિયાનાં સર્વ વહાલાં મિત્રોથી અધિક સમજીને તેની સેવા કરવી. કારણ કે આપણે ન્હાનાં હોઇએ ત્યારે માબાપ આપણું રક્ષણ કરે છે, પણ યોગ્ય ઉમરનાં થઇએ ત્યારે સાસરે મોકલે છે. કદાપિ કોઇ છોડી ખરાબ નિકળે ને પરણ્યા છતાં સાસરે ન જાય, તો સાધારણ કહેવત પ્રમાણે એમ બોલવામાં આવે છે કે "દીકરી સાસરે કાં મસાણે સારી." માબાપ, ભાઇ બ્હેન, સાસુ સસરા, કે દિયર જેઠ સાથે લાંબી મુદત સુધી રહેવાય નહિ, ને રહેવું પડે તો ઓશીઆળો રોટલો કહેવાય, પણ હકનો રોટલો પોતાના ધણીનેજ ઘેર છે. આપણે જોયું કે દીકરી મોટી થયા પછી માબાપ રાખી શકતાં નથી. સાસરામાં રહેવાતું નથી. વળી ઘણા કપુત દીકરા તો માબાપને મારીને કાઢી મૂકે છે, પણ પોતાનો પતિ અરધામાંથી અરધું આપીને ખાય છે. આ ચલિત દુનિયામાં અનેક વિચિત્ર બનાવો બને છે ખરા, તોપણ ખરૂં જોઇએ, તો આરંભથી ધણી ધણીઆણીનો જેવો નિકટ સંબંધ જોવામાં આવે છે, તેવો બીજો થોડોજ જોવામાં આવે છે. માટે દરેક સ્ત્રીએ, ગમે તેવા સંકટ અને દુઃખના વખતમાં પણ પોતાના પતિને આધીન રહીને તેની ખરી સહાયકારી થવું જોઇએ. એમાંથીજ ગએલું સુખ અને શાંતિ પાછાં મળે છે એ ખાતરીથી માનવું.



# પ્રકરણ ૨જું.

## ન્હાનાં બચ્ચાંને ઉચ્છેરતાં તેઓનાં તન મનની માવજત રાખવાની જરૂર.

### ચોપાઇ.

માતાનું પદ ધરતી નાર, ઇશ્વરનો માનો આભાર;
પ્રભુએ આપ્યાં તમને બાળ, માની પાડ કરો સંભાળ. ૧
બાળક ગણજો કુમળું ઝાડ, કરજો એને રક્ષણ વાડ;
બાળકને ઇશ્વર બહુ ચાહ્ય, માટે કરશે તમને સાહ્ય. ૨
જન્મે ત્યાંથી જત્નજ થાય, તનને વસ્ત્રો સ્વચ્છ રખાય;
ખોટા વહેમે નહિ તણાય, તેવી માતા ડાહી ગણાય. ૩
સાજે માંદે ઔષધ થાય, નહિ આળસમાં દિન કઢાય;
તો બાળક મૃત થોડાં થાય, એ અંગ્રેજોથી દેખાય. ૪
તન રક્ષણ ને મિતાહાર, જીંદગીનો મોટો આધાર;
બાળકને પચતો આહાર, નિયમિત આપો રે' નહિ ભાર. ૫
બાળક બોલે કાલા બોલ, મીઠા લાગે એ અણતોલ;
તે વખતે શિખવશો જેહ, તે શિખશે વણ ઢીલે તેહ. ૬
ગાળા ગાળી ઘરમાં થાય, તે વણ શિખવ્યું શિખી જાય;
હોય સદ્‌ગુણી માને બાપ, બાળક સુધરે આપો આપ. ૭
સાચી વિદ્યા છે તમ પાસ, નહિ આપો તો થાશે નાશ;
બાળક બગડે એ તમ દોષ, છેવટ રોશો પોશે પોશ.[1] ૮
માટે શિખવો સારા બોલ, નહિ ડોલે તમ નૌકા ડોલ;
જે જન યશ પામ્યા અણુમાપ, જાણો સદ્‌માતા પરતાપ. ૯
માતા જેની મુરખ હોય, તેવાં જન સુધરે જો કોય;
તો પણ અંશ ન માનો જાય, કોક વખત ખુલ્લો દેખાય. ૧૦
માટે સુધરી પે'લી માત, બાળ ઉપર પાડો તમ ભાત;
સુખી થાશો તો માબાપ, યશ પામો જેનું નહિ માપ. ૧૧

---

૧ ખોબે ખોબે આંસુએ.

આપણને પરમ કૃપાળુ પરમેશ્વરના હાથથી મળેલાં અખૂટ દાનોમાં અમૂલ્ય દાન બાળ બચ્ચાં ગણાય છે. જેના ઘરમાં બાળ બચ્ચાં નથી, તે ઘર શૂન્યકાર જેવું લાગે છે. કોઇ પણ મિત્ર-ઓળખીતું મળે, તો બચ્ચાંની કુશળતા પૂછે છે. કોઇ નથી પુછતું, કે તમારા ઘરમાં કેટલી દોલત છે? ત્યારે બચ્ચાં તો ઇશ્વરી દાનોમાંનું મોટું દાન, તથા દોલતોમાં ઉત્તમ દોલત છે; તો યાદ રાખવું, કે તેને સંભાળવા કેળવવાની પણ તેટલીજ જરૂર છે.

બાળક જન્મતાં, દમ્પતી એક મહા પદને ધારણ કર્તા થાય છે. એટલે 'મા' અને 'બાપ' આ પદ બાળકના જન્મ પહેલાં કોઇને મળતું નથી. ત્યારે એ નવા અને મ્હોટા પદને શોભાવવા, બાળકના જન્મ સાથે નવા ગુણો પણ જન્મ પામવા જોઇએ. 'પ્યાર' એ તો કુદરતી બક્ષિસ છે, ને તે કેવળ માણસમાંજ નહિ પણ જાનવરમાં પણ હોય છે. પણ તેને સાચવવા સંભાળવાની કાળજી રાખવી, એ શીખવાની ખાસ જરૂર છે. બાળક જન્મ્યું તેની સાથે નવું ડહાપણ, નવી ચતુરાઇ, નવી ચીવટ અને નવી સ્વચ્છતાની કાળજી જન્મવી જોઇએ. જો એમ બને તોજ જન્મેલું બાળક જળવાઇને તંદુરસ્તીમાં ઉછરે. કેમકે ન્હાનાં બચ્ચાંની હાલત ફૂલના જેવી કોમળ હોય છે. તેને ગરમી, શરદી, ટાઢ, તડકો વગેરેની અસર મ્હોટા માણસ કરતાં ઘણીજ જલદી થાય છે; તેમજ ગંદી અને અસ્વચ્છ હવાની અસર પણ તાત્કાળિક થાય છે. જેથી બાળકની તંદુરસ્તી કે નાદુરસ્તી માની ચતુરાઇ કે મૂર્ખાઇ ઉપર વિશેષ આધાર રાખે છે.

બચ્ચું જન્મે ત્યારથીજ તેને ન'વરાવવા, ધવરાવવા અને કપડાં પહેરાવવાની શરૂઆત થાય છે; તેમાં ઘણી સ્ત્રીઓ ન્હાના લોચાને ન'વરાવવું, તેમાં કાંઇ મોટી વાત ગણતી નથી. બચ્ચાને પગનાં કઠણ હાડકાં ઉપર નાંખી ગમે તેવા ખડબચડા હાથ વાળી દેયણ કે ચાકરડી, તેની 'હુવા' 'હુવા' ની ફરીયાદી ઉપર કશું લક્ષ ન આપતાં, ચોળી મસળી બે લોટા પાણી રેડી, ઉઘાડું પુઘાડું એક હાથમાં બિલાડીના બચ્ચા જેમ ઝાલી, માંચી ઉપર નાખી દે છે. પવન તેના શરીર ઉપર સીધો આવશે, કે શરદી લાગશે, કે માના, શેકથી ધગધગતા ખાટલામાં તેના કોમળ શરીરને આંચ લાગશે, કે તેના કુમળા હાથ પગ મરડાઇ જશે, કે તેની કુમળી ચામડી છોલાઇ જશે; તે વિષે કશો વિચાર માતાઓ કે તેની પાસે રહેનાર સ્ત્રીઓને આવતો નથી.

પણ બ્હેનો, જરા વિચાર કરો; કે આપણે પુખ્ત ઉમ્મરનાં હોવા છતાં આપણા પ્રત્યે કોઇ એવી બેદરકારી વાપરે, તો કેટલું દુઃખ થાય ને કેટલો બબડાટ કરીએ? તો ન્હાનાં, કોમળ અને અબોલ બાળક ઉપર એ કેટલો અન્યાય અને કેટલી બેદરકારી કહેવાય? ન્હાનાં બચ્ચાંને નવરાવવા માટે સારી અને સગવડ પડતી રીત એ છે, કે એક સારી લાંબી માંચી ઉપર ગોદડી પાથરી તે ઉપર સુવાડી તેને ઇજા થાય નહિ, તેનું માથું લચી જાય નહિ, તેની આંખમાં, કાનમાં કે નાકમાં સાબુ કે તેલ જાય નહિ તેવી પુરતી સંભાળથી, તેલ ચોળી પછી સાબુ પોતાના હાથમાં ઉતારી, તેના શરીર ઉપર ચોપડી નવશેકા બ્હોળા પાણીથી નવ'રાવવું. નવરાવતી વેળા તેના અંગ ઉપર પવન ન લાગે, એવો બંદોબસ્ત રાખવો. શિયાળો હોય, તો ગરમાવો રાખવા માટે ન્હાવાની ઓરડીમાં બચ્ચાથી થોડે દૂર સગડી રાખવી. નવરાવીને ટુવાલમાં લપેટી, ખોળામાં સુવાડી ધીમેસથી સારી પેઠે લોહી વિલાયતી પાઉડર, જે હુશિયાર ડૉક્ટરોના સર્ટિફિકેટોવાળું* હોય તે તેના શરીર ઉપર ને વિશેષે સાંધાના દબાગેલા ભાગમાં સારી પેઠે છાંટી, ઋતુ પ્રમાણે ગરમ કે ઠંડાં ધોએલ કપડાં પહેરાવી સ્વચ્છ પથારીમાં પોઢાડવું. તેને ભીનામાં કે મેલામાં બેદરકારીથી પડયું રહેવા ન દેતાં, વારંવાર તેની તપાસ કરી કપડાં બદલાવવાં. ભીનાં કરેલાં કપડાં સુકવીને કામમાં લેવાં નહિ; પણ તેને સાબુથી ધોઇનેજ વાપરવાં અને જે પ્રમાણે બાળોતીયાં ને ગોદડીઓ બદલાય, તેજ પ્રમાણે ઝભલાં પણ દિવસમાં બે ત્રણ બદલાવવાં. કેમકે ધાવણથી કે ઓકવાથી તે ઘડી ઘડી પલળે છે ને તે સુકાઇ જતાં કઠણ લાકડા જેવાં થઇ બચ્ચાંને ખૂંચે છે, તેમજ તેવું કપડું શરીર ઉપર ને ઉપર સુકાઇ જવાથી શરદી પણ લાગે છે, અને દુર્ગંધ પણ મારે છે. તેને સુવાડવાની ઝોળી પણ વારાફરતી ધોયેલી બાંધવી. જો પારણું હોય તો તેમાં તથા બીછાનામાં સુએ તેમાં પણ ભીણીયું કપડું પાથરવાથી ઘણી સ્વચ્છતા જળવાય છે. એવી સ્વચ્છ માનું બચ્ચું તંદુરસ્તીમાં ઉછરે છે તે ઉપરાંત એવા સ્વચ્છ બચ્ચાને તેડીને રમાડવાનું હરકોઇને મન થાય છે.

---

*સર્ટિફિકેટ વગરનાં કેટલાંક પાઉડર ઝેરી હોય છે માટે બરાબર તપાસ કરીને વાપરવું.

બચ્ચું જ્યાં લગી બેસવા નથી શિખ્યું, ત્યાં લગી તેનાં ઝભલાં એવા પ્રકારનાં બનાવવાં, કે તે પોતાની સ્થિતિમાં આરામથી પોઢેલું રહે, છતાં પહેરાવા અને ઉતારી શકાય. એટલે છાતી ઉપરનો ભાગ તમામ ઢાંકેલો રહે, અને પીઠના ભાગની બંને ફડક ખુલ્લી રહે. એથી છાતીનું રક્ષણ થઇ પહેરાવતાં ઉતારતાં બચ્ચાંને તકલીફ પડતી નથી. વળી બચ્ચાંનાં તમામ કપડાં ખુલતાં શીવડાવવાં જોઇએ. તંગ કપડું બચ્ચાંને માટે કદી શીવડાવવું નહિ. નવરાવવા ધોવરાવવાની અને સ્વચ્છ કપડાંની કાળજી માત્ર ન્હાનપણમાંજ રાખવી એમ નહિ, પણ કાયમને માટે રાખવી; જેથી તેઓની તંદુરસ્તી જળવાશે, શોભા વધશે, ગડગુમડાંથી બચી જશે, અને મ્હોટાં થતાં તેઓ સુઘડ રહેવા શીખશે.

ગામડાંમાં બચ્ચાંની મ્હાવજત કેવી રીતે કરવી, તે કોઇ સમજતું નથી. એમ કહીએ તો ચાલે. પણ તેથી કરીને તેમને બચ્ચાં ઉપર પ્યાર નથી, એમ તો નથી. પણ બચ્ચાંની સંભાળની રીત તેમને આવડતીજ નથી. તેથી જેમ જેમ તેઓ વધુ સંભાળવા જાય છે તેમ તેમ વધુ આફતમાં આવી પડે છે. બાળકને વારંવાર નવરાવીએ, તો ભરાઇ જાય (વરાધ્ધ થઇ આવે) એવા વહેમથી તેઓ નવરાવવામાં બહુ તંગાસ કરે છે. ને નવરાવે ત્યારે કશી સંભાળ વગર; એટલે પવનના ઝપાટામાં ખુલ્લું રાખવાથી ભરાઇ જાય, તેમાં નવાઇ નહિ. પણ તેમ થાય ત્યારે પોતાની ભૂલ ન તપાસતાં "ફલાણીનો છોકરો ભરાઇ ગયો છે, તે મને છેડો અડાડી ગઇ;" એમ કહી તેની સાથે લડાઇ કરે. ખરી વાત છે, કે સસણી (વરાધ્ધ)વાળાં બચ્ચાંનો શ્વાસ બીજા બચ્ચાના શ્વાસોશ્વાસ સાથે મળે તો તેનો ચેપ લાગવાની ધાસ્તી છે ખરી. પણ ભરાઇ ગએલા બચ્ચાની માના અડકવાથી એમ થાય એતો કેવળ વેહેમજ છે. વળી ઘણીક માતાઓ પોતાના ખોટના[1] છોકરાને કોઇની નજર અગર ટોક લાગશે, એવી બ્હિકથી ઘરમાંને ઘરમાં રાખે છે. જરા બહાર કાઢે, તો આંખમાં ખૂબ મેશ આંજી તથા ગાલે પણ મેશનાં ટપકાં કરી બહાર કાઢે છે; કે એથી કરીને કોઇની નજર લાગે નહિ. પરંતુ નજર અગર ટોક લાગવી એ તદન વહેમ છે. કોઇ માણસ કોઇને જોઇને વખાણે યા વખોડે;

---

૧ એકના એક.

ટાકને માટે તો મનના વહેમ સિવાય બીજો એકે પૂરાવો નથી. કેળવાયેલી માતા એવા વહેમોને હસી કાઢે છે; અને બચ્ચાંની તંદુરસ્તી જાળવવા માટે તેના ખાવા પીવાની, ઉંઘાડવાની, બહાર ફેરવવાની વગેરે ન્હાની મોટી બાબતોની ખરેખરી કાળજી રાખે છે. તેમજ બચ્ચાંને ઉછેરવાની ઉત્તમ શિખામણવાળાં પુસ્તકો;-'માને શિખામણ,' (જે અતિ ઉપયોગી ચોપડી છે.) તે તથા તેના જેવાં બીજાં પુસ્તકો ઘરમાં રાખી, તે વાંચીને તથા હુશિયાર ડાક્ટરોની સલાહ પ્રમાણે વર્તીને, બચ્ચાંને ઉછેરે છે. તેમની આંખો જાણે બાળકના અંતઃકરણમાં ઉતરીને જોતી હોય તેવી ઝીણી નજરથી તેનું સુખ દુઃખ અને અગત્ય ધ્યાનમાં લે છે. તેને ઘડીએ ને પળે ન ધવરાવતાં નિયમિત ધવરાવે છે. પણ અજ્ઞાન માતાઓ તો છોકરૂં જરાક રૂએ, તો ટપ ધવરાવવા બેસે છે. ને હાથે કરીને બદ હજમીનો વ્યાધી ઉત્પન્ન કરે છે. જાણે કે છોકરૂં રડે છે, તે કેવળ ધાવવા માટેજ? પણ ધાવવા સિવાય તેને કંઇ બીજી અગવડ કે જરૂર હશે, તેનો વિચાર કરતાં નથી. જ્યાં સુધી બોલવા નથી શિખ્યું ત્યાં સુધી રોવું એ બાળકની ભાષા છે. એ ભાષા વડે, તે પોતાની તમામ ગરજો માને જાહેર કરે છે. તે ભાષા માએ સમજીને, તેની જરૂરીઆત પૂરી પાડવી જોઇએ. વળી ઘણે ઠેકાણે એવું જોવામાં આવે છે, કે માત્ર બેજ દિવસનું બચ્ચું હોય ત્યાંથી, તેની બે બગલમાં હાથ નાંખી લટકતું તેડે છે; અને એકાદ મહિનાનું થાય, એટલામાં તો એમ પકડીને ઉભું પણ રાખે છે. એથી તેનાં નબળાં હાડકાં ઘણીવાર વળી જાય છે, અને નસો નબળી પડે છે. માટે બચ્ચું જ્યાં સુધી બેસવા નથી શીખ્યું, ત્યાં સુધી તો તેને આડે ખોળેજ તેડવું જોઇએ. એમ તેડવાથી બચ્ચાંને પૂરતો આરામ મળે છે. વળી આખો દિવસ ઘોડીયામાં ગોંધી ન મૂકતાં થોડી થોડી વાર જમીન ઉપર ગોદડી પાથરી આળોટવા દેવાથી તેને કસરત કરવાનું ફાવે છે. ને તેના હાથ પગમાં જોર આવે છે, ને વખત થયે પોતાની મેળે બેસવા શીખે છે. માટે પરાણે બેસાડવાની કશી જરૂર નથી. કવેળાની બેસવાની ટેવ પાડવા જતાં, તેની કમ્મર હમેશને માટે નબળી પડી જાય છે.

વળી ઘણેક ઠેકાણે અફીણવાળી બાળા ગોળી, અને ગામડામાં તો બચ્ચું ઘેનાઇને પડી રહે, તે માટે ચોક્ખું અફીણ (હળાહળ ઝેર)

બચ્ચાંને નોકરોને સ્વાધીન મૂકવાં પડે છે. પછી ભલે તે ગમે તેવી રીતે સંભાળે; તેમાં કોઇ જોનારની બી'ક તેમને રહેતી નથી. તેમજ તેમને નવરાવવાં, ખવરાવવાં, બહાર ફરવા તેડી જવાં વગરે કામ તે હલકાં અને દર્શનીયા ચાકરી કરનાર નોકરોના હાથમાં સોંપવામાં આવે છે. તેઓને માત્ર પગારની ગરજ હોય, બચ્ચાના સુખની ગરજ ક્યાંથી હોય? અને જેને કાળજી હોય તેવું સોમાં એક નોકર પણ મળવું કઠણ છે. નોકર વર્ગ માબાપની હાજરીમાં બચ્ચાંને અનેક પ્રકારે લાડ કરી, પ્રેમ વર્તાવે છે, પણ તેમની પીઠ પાછળ કાંઇ દરકાર રાખતા નથી. ફરવા તેડી જાય, ત્યારે બચ્ચાંની સુખાકારી કરતાં પોતાની અનુકુળ જગ્યા વધારે પસંદ કરે છે. ત્યાં પોતાનાં સગાંવહાલાં કે ઓળખીતાંના ગંદા ઘરમાં પેસીને ચલમો પીએ કે તડાકા મારે છે. બચ્ચું રડે તો તેને ગાળો ને ડારા દઇ છાનું રાખે, અથવા તો તેના હાથમાં જુવાર બાજરીનો બટકું રોટલો કે ગમે તે ચીજ પકડાવે, પણ એવા ખોરાકનો મહાવરો ન હોવાને લીધે, તે ખાવાથી તેની પ્રકૃતિ બગડે, તેથી બિચારાં અજાણ માબાપ, પ્રકૃતિ બગડવાના કંઇ બીજાજ વહેમ ઉપર તણાઇ, દવા અને ઉપચાર કરે; તે લાગુ ન થઇ બચ્ચું વધારે હેરાન થાય છે. કેટલાંક દુષ્ટ નોકરો બચ્ચાંને માર મારે છે, ગાળો દે છે, એટલુંજ નહિ પણ બહાર તેડી જઇને ગાળાગાળીની કે બીજી નિર્લજ રમતો પણ શીખવાડે છે, ને આ વાત માબાપથી છુપાવવાનું કહી જો તું તારી માને કહેશે તો કુવામાં નાંખી દઇશ, કે બાધડો ખાઇ જશે! એવી કમકમાટ ઉપજાવનાર ધમકી આપે છે. બિચારૂં છોકરૂં બ્હીકથી વાત છુપાવે છે; પણ પછી ધીમે ધીમે તેને એ ટેવ પડી જઇ છાનાં કૃત્ય કરવા અને પોતાના દોષ છુપાવવા શિખે છે. એમ તેના અંતરક્ષેત્રમાં ઝેરી બી વવાઇ (વખતે સારી સોબતને લીધે કરમાઇ જાય; અથવા તો) વધીને ભયંકર ફળો લાવે છે. કોઇ નોકરો રડકણું બચ્ચું પોતાને જંપવા ન દે તેટલા માટે ચુપકીદીથી અફીણ ખવરાવે છે. તેમજ પોતાની બેદરકારીથી હાથમાંથી પડી જાય, કે ગાડી ઉંધી વળી જઇ વાગે, કે કમાડ બંધ થઇ જતાં ચીપટી આવે, કે રેઢું મૂકી પોતે વાતે ચઢેલ હોય તેવામાં કંઇ ઝેરી પદાર્થ, કે ગમે તે ખાઇ જાય, કે જીવજંતુ કરડી જાય, તો તે વાત કદી નોકરો તેનાં માબાપને કહે નહિ; ને કદીક ખબર પડી જાય, તો પણ

છેવટ મુકામ આવવાથી સઘળા ઉતારૂઓ ઉતરી ગયા. તેને પણ ટ્રામવેના માલિકે જગાડીને કહ્યું, કે "મ્હારા ન્હાના ઉતારૂ મ્હારૂં ભાડું ચૂકવી આપો." ત્યારે તે છોડી ઘણીજ અજાયબ થઇને બોલી, કે "મ્હારૂં ભાડું તો ખ્રીસ્તે ઘણા વખતથી ચૂકવી આપ્યું છે." એ માણસ કેવળ અધર્મી હતો. તે જાણતો ન હતો, કે ખ્રીસ્ત કોણ! અને શી રીતે તેણે ભાડું ચૂકવી આપ્યું! તેથી તે તથા આસપાસના ઉતારૂમાંનાં કેટલાંએક હસવાં લાગ્યાં. પણ છોડી દઢ હતી. તે બિલકુલ ગભરાઇ નહોતી, તેમજ હસતી પણ નહોતી. શાંત દિલથી અને અજાયબીથી તેણે સવાલ કર્યો, કે તમે શું બોલો છો ને શું હસો છો? શું, આ સ્વર્ગમાં કે જ્યાં મ્હારી મા થોડાજ વખત ઉપર ગઇ છે, ત્યાં જવાની ગાડી નથી? અને તમે ખ્રીસ્તના ગાડીવાન નથી? આ સાંભળતાંજ સઘળો સમુદાય શાંત થઇ ગયો. અને એકાગ્ર ચિત્તે છોડીની વાત સાંભળવા લાગ્યો. ગાડીવાને કહ્યું,—મ્હારા ન્હાના ઉતારૂ, તમારા શબ્દો મને ઘણા પ્રિય લાગે છે. મ્હારે પણ તમારા જેવી એક છોડી હતી, ને તે મરી ગઇ છે. તેણે કહ્યું, શું તમે તેની પાસે હમણાં જતા નથી? ગાડીવાન કહે; ના, ના, હું તેની પાસે શી રીતે જાઉં? જો હું મરી જાઉં, તો પણ તેની પાસે જઇશ તેની શી ખાત્રી? તેણે કહ્યું ;—હા! ખાત્રી છે!! મ્હારી માએ મને કહ્યું હતું, કે "ખ્રીસ્તે આપણા પાપનો બદલો ભરી દીધો છે, અને સ્વર્ગે જવાનો માર્ગ સિદ્ધ કરેલો છે. જે તેની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તે તેની પાસે જાય છે." મ્હારી મા તેની પાસે ગઇ છે, અને હું પણ ત્યાં જવાને તમારી ગાડીમાં બેઠી હતી. કારણ કે મને મ્હારી મા પાસે જવાનું ઘણું મન છે. પણ જ્યારે તમે કહો છો, કે હું ખ્રીસ્તનો ગાડીવાન નથી; ત્યારે હું દિલગીર છું. આ બાળકીની આવી વિશ્વાસુ અને કરૂણાજનક વાતો સાંભળીને, પેલા કઠણ હૈયાના ટ્રામવાળાથી રડી પડાયું. ને ચોતરફ ઉભેલાં માણસની આંખોમાં સાનંદાશ્ચર્યનાં આંસું આવ્યાં. તેમાંથી કેટલાએક નાસ્તિક અને અધર્મીઓએ ખ્રીસ્ત ઉપર વિશ્વાસ કર્યો, ને સ્વધર્મમાં તલ્લીન થયા.

તે છોડીને પુછવાથી માલમ પડયું, કે તેની મા થોડાજ વખત ઉપર મરી ગઇ છે; અને તેની કાકી ઘરમાં કામ કરતી હતી. તેનો બાપ ઘરમાં નહોતો. અને તેણે ધાર્યું કે, આ ગાડી ખ્રીસ્તને ત્યાં લઇ જવાની

છોકરાંના દોષ તેની પ્રેમાળ દષ્ટિ જોઇ શકતી નથી. અજ્ઞાન માતાઓ આ પ્રેમનો લાભ બાળકોને જુદી રીતે આપે છે, અને વિદ્વાન અને શાણી માતા જુદી રીતે આપે છે. અજ્ઞાન માતાઓ પોતાનાં બચ્ચાંનો પડ્યો બોલ ઉપાડવાને તત્પર હોય છે, પછી તેની માગણી ગમે તેવી યોગ્યાયોગ્ય હોય, તેનું તેને ભાન હોતું નથી. ડાહી મા તેની તંદુરસ્તી જાળવવા તથા તેને સદ્‌ગુણી બનાવવાની પેરવીમાં રહે છે. પહેલા પ્રકારની માતાઓ તેના બાળપણમાંજ તેને પ્રેમનો પૂરો લાભ આપીને પરવારે છે. ને જીંદગી ભરના મહા દુઃખની ભયંકર જાળમાં ઝીંકે છે, પણ તેનું ભાન તેને રહેતું નથી, કેમકે તેની દષ્ટિ બહુ ટુંકી હોય છે. ખોટાં લાડ કરવામાંજ તે પ્યાર સમજે છે. ડાહી મા બાળકની અયોગ્ય માગણીઓ તોડી પાડે છે ને વાજબી રસ્તે ચલાવે છે; જે અજ્ઞાન બચ્ચાંને તે વખતે દુઃખરૂપ લાગે છે. ગમે ત્યાં રખડવું, ગમે તેવા શબ્દો બોલવા, ગમે તેવી સોબત કરવી, ગમે તે વ્યસન કરવું; તેમાં અજ્ઞાન માતા આડે આવતી નથી. તેમજ તેના દોષ કહેનારને લડે છે! અને હમેશાં તેને બાળક કહી હસી કાઢે છે. એટલે તેમાં રોપાએલા દુર્ગુણો આગળ જતાં કેવું રૂપ પકડશે, તેનો કશો ખ્યાલ તેને આવતો નથી. ડાહી મા એમ કરતી નથી; પણ હમેશાં જેમ યંત્ર ફેરવનારા માણસો ધ્યાન રાખે છે, કે રખે સંચામાં એક ન્હાનો વાળ વીંટાઇ જશે, તો સંચો અટકી પડશે. તેવીજ રીતે ડાહી માતા, ન્હાનો અન્યાય, ન્હાનું જૂઠાણું, ન્હાની ચોરી, ન્હાની યુક્તિ, ન્હાનું અપમાન, ન્હાની ઉદ્ધતાઇ વગેરે; વાળા નામના જંતુ જેવા સુક્ષ્મ દુર્ગુણ, મ્હારા બચ્ચાના અંતઃકરણમાં પેસી જશે, તો તેનું પરિણામ કેવું આવશે? આ વિચારે કરીને તે છોકરાં પ્રત્યે સખ્ત વર્તણુકવાળી જણાય છે. તેની તેજસ્વી તીક્ષ્ણ નજર જાણે પોતાનાં ફરજંદનાં દરેક કામમાં ને તેના સોબતીના મગજમાં ને અંતઃકરણમાં, તે પારખવાને ઉતરતી હોય, તેવું જણાય છે. અને તેની કાળી કીકીની કસોટીએ કસાઇ, જે સોળવલ્લા સોના જેવી બાબત જણાય, તેજ કરવા દે છે. અને તેવી સોબત થવા દે છે. અજ્ઞાન સ્ત્રીઓ આવી બાઇઓને વખોડે છે ને તેમનાં વગોણાં કરે છે, પણ તેની બે પ્રકારની માતાઓનાં, બે સમવયનાં છોકરાંને તેમની પુખ્ત ઉમરે જોશો, ત્યારે જણાશે કે બેમાંથી કયું છોકરૂં

સુખમાં ઉછર્યું અને કયું દુઃખમાં ઉછર્યું! હવે, કોણ સુખી છે અને કોણ દુઃખી છે? તો જણાશે કે એક વિદ્વાન ને બીજો અભણ; એક સદ્‌ગુણી અને બીજો દુર્ગુણી; એકને ઘેર અનેકનું પોષણ થાયછે ને બીજાને રોટલીના સાંસા છે. એક મ્હોટા મહેલમાં રહી નોકરો ઉપર હુકમ કરે છે, તો બીજો સિપાઇઓના પહેરામાં કેદખાના તરફ જતો, અથવા તો હલકી મજુરી કરતો કે ભીખ માગતો જણાય છે. માટે મ્હારી બ્હેનો! છોકરાંને ખોટાં લાડ કદી ન કરો. પણ જેથી તેમની જીંદગી સુખમય થાય, તેવે રસ્તે ચડાવો. છોકરાંને કેળવવાની ફરજ માબાપ બન્નેને શીર છે ખરી, છતાં બન્નેના કાર્ય પ્રકારની વહેંચણી એવી છે, કે તેનો વધારે પ્રસંગ અને અવકાશ માને મળે છે કેળવણી પ્રકરણમાં ન્યાત જાત, કે દેશ વિદેશ, કે ખાનદાન, કે હલકા ભારે કુળનો તફાવત નડે તેમ નથી. જે કેળવાય તે કેળવણીનાં સુફળ ચાખે, ને જે કેળવણીથી વિમૂખ રહે તેને તેનાં કડવાં ફળ મળે. આપણે નજરે જોઇએ છીએ, કે ઘાંચી મોચી, સઇ સુતાર કે એથી પણ હલકી ગણાતી કોમના પુરૂષો, કેળવણીને યોગે ઉંચ વર્ગ ઉપર હુકમ ચલાવતા ને તેવા વર્ગની સ્ત્રીઓ સેંકડો કન્યાઓને ભણાવતી જોવામાં આવે છે. તો જો સર્વત્ર કેળવણી ફેલાય, તો સૌ પોતપોતાના ધંધા રોજગારમાં ને હુન્નરમાં વૃદ્ધિ પામે અને આપણો દેશ, જે કેળવણીને અભાવે દિનપરદિન દરિદ્ર અવસ્થામાં આવતો જાય છે, તે ચઢતી અને સુખી સ્થિતિમાં આવે એમાં સંદેહ નથી. હવે આ બાબતમાં એવો સવાલ ઉભો થાય, કે ઘણાં મનસ્વિપણે વર્તનારાં દુરાચરણી માણસો હાથીને હોદ્દે ચઢેલાં, અને ઘણાં સદ્‌ગુણી માણસો બેહાલ સ્થિતિમાં જણાય છે તો તે બાબતનું સમાધાન ભક્તિ પ્રકરણ વાંચવાથી થશે. પણ ટુંકામાં "સત્ય મેવ જયતે."

હવે આપણે જાણીએ છીએ કે દરેક માબાપની ફરજ છે કે, પોતાનાં દીકરા દીકરીઓને સુધારવાં, ભણાવવાં અને સુમાર્ગે ચલાવવાં. જો તેમ કરવામાં માબાપ ખામી રાખે, તો તેઓ દોષને પાત્ર થાય છે, કારણ કે બચ્ચાંનો સઘળો આધાર માબાપ ઉપર હોય છે. ન્હાનું બચ્ચું ગંદુ ગોબરૂં ફરે, તો તેની મા ફુઅડ કહેવાય છે. તે ન્હાનપણથી અપશબ્દો બોલતાં શિખે, તો પણ માનોજ વાંક નીકળે છે. જો મા સારી હોય, તો તેનાં

છોકરાં પણ ઘણે ભાગે સારાંજ હોય છે. કદી મ્હોટું થતાં તે ખરાબ નિવડે, તો પણ આખર તે પસ્તાય છે, માબાપનો બોધ તેને યાદ આવે છે, અને પોતાના ભુંડા કામથી ફરે છે. તે નીચેની વાતથી સ્પષ્ટ રીતે સમજાશે.

એક ન્હાના ગામડામાં એક ભક્તિવાન કુટુંબ રહેતું હતું. તેઓ બન્ને ધણીધણીઆણી ભણેલાં અને સુભક્ત હતાં. જેમ તેઓ પરમેશ્વરનો ભય રાખતાં, તેમજ તે પોતાનાં પ્રિય બાળકોને તે શીખવતાં હતાં. તેઓને હાડછેડ નહિ કરતાં, અતિશે માયા રાખતાં, પણ તે માયા એવી ન હતી કે કંઇ જૂઠું બોલે યા નઠારૂં કામ કરે, તો તેમને છોકરૂં ગણીને દરગુજર કરે! એવાં કામ ઉપર તેઓને અંત:કરણથી ધિક્કાર હતો, તેથી તેમનાં છોકરાંઓને તેવાં કામથી દૂર રાખેલાં હતાં, ન્હાનપણથી તેઓના મનમાં ભક્તિ નીતિનાંજ અમૂલ્ય બીજ રોપેલાં હતાં. જો કે તેમના બાપને પોતાના કુટુંબના પોષણાર્થે બહાર કામ કરવા જવું પડતું; તો પણ તેમની પ્રિય સદ્‌ગુણી માતા પુરી કાળજીથી તેમને સુધારતી. કેમકે પોતાનાં છોકરાંને સુધારવા અને સુમાર્ગે પ્રેરવાનું કામ તેને વેઠ જેવું નહિ, પણ આનંદમય લાગતું હતું. ને તે કેવળ મૂખ પાઠથીજ શિખવતી એમ નહિ પણ પોતાની સુચાલના પ્રકાશિત નમુનાથી દેખાડતી હતી.

અહા! આવી માતા કહોને મળે? ભાગ્યવાનનેજ એવી માતા મળે. બાળકો આવી સદ્‌ગુણી માતાને કેટલાં વ્હાલાં હશે? કે જેણે પોતાનાં પ્રિય બાળકોને આ દુનિયા અને પરલોક બંનેમાં સુખી થવાને ચીલે ચ્હડાવ્યાં. પણ અફસોસ! તેમની માતા તેમને બોધ આપવાને લાંબો વખત તેમની પાસે રહી નહિ; પણ પોતાના વડા દીકરાને આઠ વર્ષનો, અને બીજાં તેથી ન્હાનાં ચાર બાળકોને મુકીને, આ ફાની દુનિયાનો ત્યાગ કરી, પોતાનાં પેદા કરનારની હજુરમાં શાંતિથી ગઇ. જો કે તેણે પોતાનાં ન્હાનાં બચ્ચાંઓને નિરાધાર જેવાં મુકયાં હતાં, તો પણ તેણે શાંતિથી દેહ ત્યાગ કર્યો. આ કેવી આશ્ચર્યની વાત!! પણ આ તેના વિશ્વાસની સાબિતી છે. તેને પરમેશ્વર ઉપર ખરો વિશ્વાસ હતો, કે મ્હારાં નિરાધાર બાળકોને તે સંભાળશે અને સત્યને ચીલે ચલાવશે.

હવે પોતાની પ્રિય માતાના વિયોગથી, તે ન્હાનાં છોકરાંઓને ઘણું દુ:ખ લાગ્યું; તેમજ તેમનો પિતા પણ પોતાની પ્રિય સદ્‌ગુણી પત્નીના

મરણથી ઘણો શોકાતુર થયો. કેમકે આ દુનિયામાં સ્ત્રીને પુરૂષ અને પુરૂષને સ્ત્રી, અન્યોઅન્ય જેવાં સાહાકારી છે તેવાં કોઇથી થવાતું નથી. જેથી આ બિચારા દુઃખી માણસના મનમાં વિવિધ વિચારોનાં ગુંચળાં વળવા માંડયાં, કે હવેથી હું પોતાના દરેક કામમાં કોની સહાય લઇશ? મ્હારાં ન્હાનાં બાળકોને કોણ કેળવશે? મ્હારાથી પોષણ, કેળવણી અને સંભાળ બધું કેમ બની શકશે? આવા અનેક વિચારોની ગુંચવણીમાં પણ ઇશ્વર ઉપરનો તેનો ભરોસો જાગૃત હતો, જેથી તેની આશાનો સૂર્ય અસ્ત થયો નહતો. તેને ખાતરી હતી કે મ્હારા દુઃખમાં પરમકૃપાળુ પરમેશ્વર સહાય થશે, ને મ્હારી જીંદગીના માર્ગ પર અજવાળું પાડી સર્વ રસ્તા ખુલ્લા કરશે. એવા રીતે દિલાસો પામી, પોતાનાં ન્હાનાં બાળકોને ભણાવવા એક લાયક મહેતાજી રાખી, તેમને વિદ્યાભ્યાસ કરાવવા માંડયો. અને જરા મ્હોટાં થયાં એટલે તેમને નિશાળે મૂકવા માંડયાં.

આગળ જતાં મ્હોટા છોકરા ભૂલાભાઇને એક ખલાસીના નઠારા છોકરાની સોબત થઇ, તે છોકરો ભલાઇનો વેષધારી હતો; ને તેના અંદરખાનેના ગુણ ઘણાજ નઠારા હતા. ભૂલાભાઇએ તેની ભુંડી ચાલને ન પારખતાં, તેની સાથે ગાઢી મિત્રાચારી બાંધી; પણ રપતે રપતે તેને જણાયું કે આ છોકરો જુઠ્ઠો છે, ત્યારે તેને તેના ઉપર કંટાળો આવવા લાગ્યો; કેમકે બાળપણથી તે સત્યતામાં કેળવાયો હતો, જેથી તેણે તેની સોબત મૂકી દેવાનો મન સાથે નિશ્ચય કર્યો, પણ આ તેનો નિશ્ચય ઝાઝીવાર ટક્યો નહિ, એ લુચ્ચા છોકરાની મીઠ્ઠી જીભે તેને આકર્ષણ કર્યું, ને તે તેનાથી છુટી શક્યો નહિ; એટલે ધીમે ધીમે તેણે પોતાનાં બુરાં કામમાં તેને સામેલ કરવાની યુક્તિઓ રચવા માંડી. તેણે વાતે વાતમાં ભૂલાભાઇના સત્ય વર્તનના ચાળા પાડવા માંડ્યા, ને જ્યારે કોઇ બાબતમાં ભૂલાભાઇ જુઠું બોલવાથી પાછો હઠે, ત્યારે તેને નામર્દો કહી ચિડવવા મંડ્યો. આખર ભોળો ભૂલાભાઇ ભૂલમાં પડ્યો! ને જુઠ્ઠાને ધિક્કારનાર તે પોતેજ જુઠ્ઠો બન્યો!! ને ધીમે ધીમે તેનું જુઠ્ઠાણું માસ્તરના જાણવામાં આવ્યું, ને તેને સજા આપી, શિખામણ આપી, પણ "શેઠની શિખામણ ઝાંપા લગી." તેમ એને તમામ રૂડી શિખામણો કરતાં, પેલા નઠારા છોકરા સાથે મન ગમે ત્યાં રખડવું અને મન ગમે તે બોલવું વધારે સારૂં લાગ્યું. તેના બાપે પણ તેની

સોબત મૂકાવવા ઘણી મ્હેનત કરી, આખર કાયર થઇ નિશાળેથી ઉઠાડી લઇ એક વેપારીને ત્યાં ધંધો શિખવા મૂકયો. તેનો બાપ ધારતો હતો કે ધંધામાં પડવાથી તે છોકરાની સોબત તે મૂકશે, પણ એ ગોઠવણમાં પણ તે ફાવ્યો નહિ; એટલુંજ નહિ પણ સામો એક દુર્ગુણ તેનામાં વધ્યો; એટલે તેણે ચોરી કરવા માંડી! એક વેળા પોતાના શેઠની દુકાનમાંથી કંઇ ચોરી કરીને બારીએથી ઉતરતો હતો, તેવામાં કોઇનો પગરવ સાંભળી નવો ચોર! ધભરાટમાં દોડવા જતાં પડી ગયો, અને તેનો એક હાથ ભાંગી ગયો; વળી શરીરમાં પણ ઘણી ઇજા થઇ, ને તેના એ કુકૃત્યને લીધે તેના શેઠે તેને કહાડી મેલ્યો. ઘણા દિવસ માંદો રહી સાજો થયો, પણ ભાંગેલો હાથ સારો થયો નહિ. હવે તેના બાપે વિચાર્યું, કે જો તેને અહિયાંજ રાખીશું, તો તે વળી પેલા છોકરાની સોબત કર્યા વિના રહેશે નહિ. માટે બહાર ગામ પોતાના ભાઇ પાસે વેપારી કામ શિખવા તેને મોકલ્યો. ને તેને સુધારવાની ભલામણ કરી. આ માણસ ભલો પણ જરા આકરા સ્વભાવનો હતો; તેથી તેને બ્હિકને લીધે આજ્ઞાધારી રહેવું પડયું ખરૂં, પણ એ તેને ગમ્યું નહિ. થોડા દિવસ વીત્યા બાદ તે પોતાના કાકાના ઘરમાંથી લાગ જોઇને ન્હાઠો; કેમકે અહીં તે પોતાને પૂરો બંદીવાન સમજતો હતો. તે રાત્રે ન્હાસીને એક વહાણમાં સંતાયો, વહાણ સવારે હંકારાયું ને દરિયામાં દૂર ચાલ્યું ગયું. તે જાણતો ન હતો કે આ વહાણ કોનું છે. પણ એટલું તો જાણતો હતો કે અમેરિકા જવાનું છે. અને અમેરિકા વિષે તેણે ઘણી વાતો સાંભળેલી અને ત્યાં જવાનું તેને ઘણા દિવસથી મન થતું, એટલે ત્યાં જઇ સ્વતંત્ર થવાની લાલચથી તે વહાણમાં ભરાયો, પણ તે વહાણ બીજા કોઇનું નહિ પણ તેના કાકાનું. પોતાનુંજ હતું, ને વહાણના ખલાસીઓ ભૂલાભાઇને ઓળખતા હતા, તેમ જાણતા પણ હતા, કે એ ખરાબ છોકરાને સુધારવા તેમના શેઠે તેને રાખેલો છે, એટલે સવાર થતાં જેવો તે ખલાસીઓએ તેને જોયો તેવોજ ઓળખી કાઢયો અને ખુબ માર્યો. તેને ખાવાનું આપ્યું નહિ, એટલુંજ નહિ પણ મૂર્ખ અને નિર્દય ખલાસીઓએ તે અજ્ઞાન છોકરા ઉપર દયા લાવી કોઇ બંદરે ઉતારી મુકવાને બદલે કે વ્હાણમાં પોતાની સાથે લઇ જવાને બદલે, ક્રોધાવેશમાં આવી થોડેક દૂર જતાં એક ન્હાનકડો ઉજડ બેટ આવ્યો તેમાં ઉતારી મૂક્યો, કેમકે એ

પોતાના શેઠનો ચોર હતો, ને જો તેઓ તેને પોતાની સાથે લઇ જાય, તો તેમના ધણીના ઠપકાની તેમને બહુ ધાસ્તી લાગી. અરેરે, આ અવિચારી, પણ લાચાર છોકરાની કેવી દુર્દશા થઇ! હિયાં તેનું દુ:ખ કોણ જુએ ને કોણ સાંભળે? બેટમાં માત્ર તમ્મરની ઝાડી, ચિકણો કાદવ, ઉપર આકાશ ને આસપાસ ખારો સાગર દેખાતો હતો! ખાવા કે પીવાનું તેની પાસે કાંઇ ન હતું. હવે ભૂખે તરસે મરી જવા શિવાય બીજો ઉપાય ન હતો; જેથી તેને કશી સુઝ ન પડતાં, તેનું હૈયું ભરાઇ આવ્યું અને છાતીફાટ રહ્યો. પોતાની મરનારી માનો અમૂલ્ય બોધ તેના અંત:કરણને અંકુશની જેમ ભેદવા મંડયો, અને પેલા ખલાસીના દુષ્ટ છોકરાની કરેલી સોબત માટે તે પોતાને ઘણોજ ધિક્કારવા લાગ્યો, અને પોતાના કૃત્યનો પસ્તાવો કરતો નિરાશ અને બેહાલ થઇને બેઠો, અને પોતાની મરનાર માનાં બેમૂલાં વચનો અંત:કરણમાં એક પછી એક યાદ કરવા લાગ્યો. એટલામાં તેનું શિખવેલું એક વચન તેને યાદ આવ્યું, કે આપણે ગમે તેવાં સંકટમાં હોઇએ, પણ પ્રભુ પાસે પ્રાર્થના કરવી. તે આપણને સંકટમાંથી મૂક્ત કરવાને સમર્થ છે. આપણને જે અશક્ય જણાય, તે સઘળું તેને શક્ય અને સહેલું છે. આ વાત યાદ આવતાંજ તેના અંત:કરણમાંથી આશાનાં કિરણ ફુટયાં ને તે ઘુંટણે પડયો. અને સર્વશક્તિમાન ઇશ્વર પાસે દીન મનથી પ્રાર્થના કરી, કે "હે ઇશ્વર, મને તું આ દુ:ખમાંથી છોડાવ, મ્હારા ગુન્હા સામું નહિ, પણ ત્હારી પ્રીતિ સામું જો. હવેથી હું ત્હારો ખરો ભક્ત થઇશ, હું ત્હારાથી અળગો રહ્યો અને મ્હારી માની શિખામણો માની નહિ, તેનું મને પૂરતું ફળ મળ્યું છે. હવે મ્હારા દુ;ખી પિતાનો તથા આ આજ્ઞાભંગી બાળકનો સમાગમ કરાવ, કે હું મ્હારા કરેલા અપરાધોની તેની પાસે માફી માગું અને હવેથી હું સારી રીતે વરતું, એવી સદ્‌બુદ્ધિ તું મને આપ." આમ પ્રાર્થના કરી રહ્યો ને ઢાળેલાં નીચાં નેણ ઉંચાં કર્યાં ને આસપાસ તેણે નજર કરી, તો ઘણે દૂર એક વહાણુ નજરે પડયું, ને તે પોતા તરફ આવતું જણાયું. થોડી વારમાં વિશેષ નજીક આવ્યું, એટલે તેણે પોતાના લુગડાનો વાવટો કરી પોતાને દુ:ખી દેખાડયો. વહાણના ટંડેલે હોડી મોકલી તેને વહાણમાં લીધો. તે વહાણુ પણ અમેરિકા જવાનું હતું, જેથી તેઓ તેને પોતાની સાથે અમેરિકા લઇ ગયા. ટંડેલ સારો માણસ હતો તેણે તેને ખાવાપીવાનું આપ્યું

અને તેની હકીકત તેને મ્હોંએથી સાંભળી લઇ, તેને પોતાને દેશ પાછો જઇને બાપ પાસે રહેવાની કીમતી ભલામણ કરી, પરંતું નાણાંના સાધન વિના દૂર પડેલા પોતાના દેશમાં શી રીતે જઇ શકે? તેથી ત્યાંજ રહ્યો. ને કામધંધે વળગી બધું દુરાચરણ મુકી દઇ સાચાઇથી કામ કરવા લાગ્યો, તેથી જ્યાં કામ કરે ત્યાં તેઓને તે વહાલો લાગવા મંડયો. થોડા દિવસમાં દેશમાં જવાની ખર્ચી જોગું કમાઇ, લાગલો બાપ પાસે ગયો. હિયાં તેનો બાપ તો પોતાના ભાઇ તરફથી તેના ન્હાસી ગયાની હકિકત જાણી શોધ ખોળ કરી, કંઇ પત્તો ન લાગવાથી નિરાશ થઇ બેઠેલો હતો. તેટલામાં ભટકી ગયલો! બગડી ગયેલો! કપુત! તો પણ દીકરો!! તેને અચાનક બારણામાં આવી ઉભેલો જોઇ, તેની આંખમાં સાનંદાશ્ચર્યનાં આંસુ ભરાઇ આવ્યાં! ને તે ઉભો થઇ તેને બાથમાં લઇ ભેટવા જતો હતો, તેટલામાં તો તે, બે હાથ જોડી ઘુંટણીયે પડી બાપ પાસે પોતાના કરેલા અપરાધોની માફી માગી તમામ નઠારાં કામ ને નઠારી સોબત મૂકી દઇ કામ ધંધે વળગવાની કબુલાત આપી ને એક આગવી દુકાન માંડી સત્યતાથી વેપાર કરતાં આગળ જતાં મ્હોટા વેપારી તરીકે, નીતિવાન તરીકે, સપુત તરીકે અને ખરો ધાર્મિક અને સત્યને ધોરણે ચાલનાર તરીકે પ્રખ્યાત થયો. ને બાપની જીંદગીભર પોતાના તન મન ધનથી તેની સેવાચાકરી કરી સંતોષ આપ્યો. તેમજ ન્હાનાં ભાંડુઓને સંભાળ્યાં ને કેળવ્યાં.

આ પ્રમાણે છોકરાંઓને સારી શિખામણ આપી ન્હાનપણમાં તેઓને સુધારવાની માને માથે જે ફરજ છે, તે અદા કરવાથી ગમે તેવા પ્રસંગો ફરી જાય, તો પણ આખરે તેનો ફાયદો જતો નથી. બાપ ગમે તેવો સુધરેલો હોય, તોપણ તેનું કામ બહારનું હોવાથી બચ્ચાંની કેળવણી ઉપર પૂરતું લક્ષ રહે નહિ. એ પણ આપણે ઉપરના દાખલાથી જોયું છે. જેમ કમાવાનો બોજો પુરૂષને શિર છે, તેમ છોકરાંને સુધારવાનો સ્ત્રીઓને શિર છે. માટે જો સ્ત્રી સુધરેલી હોય, તો છોકરાં સુધરે અને અજ્ઞાન હોય તો બગડે. માની રીતભાત, બોલવું ચાલવું વગરે છોકરાં, લક્ષપૂર્વક જુએ છે, ને તેની ઉંડી અસર તેમના ઉપર થાય, એ સ્વાભાવિક છે; કેમકે તેનો નિકટ સહવાસ તેની સાથે છે, તેમજ સ્વાભાવિક રીતે માતા ઉપર તેની પ્રીતિ પણ વિશેષ હોય છે; માને રડતી દેખી તુરત રડે છે, ને હસતી દેખીને હસે છે,

એમજ જો લાડમાં રમાડે તોપણ કહેશે મરો, મરો, હવે ક્યારે મરશો? મરી જાઓ. હવે ઘણું જીવ્યાં! આવી રીતે વાતેવાતમાં બિચારી છોડીઓનો તિરસ્કાર કરવામાં આવે છે! જેથી તેની યોગ્ય માહાવજત રહેતી નથી; વળી આપણે કોઇને પૂછીએ, કે આમ તમે છોડીને શામાટે હલકી ગણો છો ત્યારે કહેશે કે બાઇ છોકરી તે શું આપણું સારૂં કરવાની હતી? સારી થાય તો ઠીક, ને નઠારી થાય તો નામ બોળે. વળી સાસરે સુખી થાય તો ઠીક, નહિતર માબાપને બળાપો! આ વાત ખરી છે. દીકરીઓ તરફથી એવાં દુઃખો ઘણાંને આવે છે, પણ શું દીકરાનાં માબાપો એ દુઃખથી મુક્ત રહે છે, એમ માનવાને કંઇ કારણ છે? ઉલટા દીકરા તો દીકરી કરતાં ઘણા કપુત અને ખરાબ નિકળે છે. કેટલાએક માબાપોને મારે છે, માબાપની સામા થાય છે, કુચાલ ચાલે છે, ચોરી કરે છે, ઠગાઇ કરે છે વિગેરે વિગેરે ઘણી રીતે એવા તો દુષ્ટ નિકળે છે કે તેમનાં માબપોને એમ કહેતાં સાંભળીએ છીએ કે આ કરતાં વાંઝીઆં રહ્યાં હોત તો વધારે સારૂં. એમજ દીકરીઓ પણ વખતે બગડે છે ખરી, પણ જો યોગ્ય કેળવણી હોય તો દીકરા કરતાં દીકરીને બગડવાનાં સાધનો ઘણાંજ થોડાં છે. કારણ કે તેનો સહવાસ હમેશાં ઘરમાં મા જોડેજ હોય છે. અને છોકરાઓને બહારના છોકરાઓની સોબત થાય છે, અને વધારે સ્વતંત્રપણું ભોગવે છે. તેથી જો તેમને પુરતી કેળવણી ન હોય તો બગડે એમાં નવાઇ નહિ. વળી છોડીઓનું તન મન બધી વાતે છોકરા કરતાં કોમળ હોય છે. તેના ઉપર સારી કે માઠી અસર તુરત થઇ જાય છે. માટે જો તમો છોડીઓને ન્હાનપણથી સારી રીતે કેળવી જાણો, તેમને પ્રભુના માર્ગમાં (ભક્તિભાવમાં), ન્હાનપણથી ઉતારો, તો તમને કોઇ પણ વાતે છોડીઓનું દુઃખ ખમવું નહિ પડે. ને જો છોડીઓને સારી કેળવણી હશે તો તેને માટે યોગ્ય વર મળતાં લગી કુવારી રાખવાને પણ તમને કાંઇ હરકત નહિ આવશે.

સ્ત્રીઓને નીચ અને હલકી ગણવાનો રીવાજ જે ઘણે ભાગે આપણા હિંદુસ્તાનમાંજ જોવામાં આવે છે, તેવો બીજા દેશોમાં જોવામાં આવતો નથી. પણ એનું મુખ્ય કારણ અકેળવણી છે. પુરૂષો પોતાની સ્ત્રીઓને, સાસુઓ વહુઓને, ને માબાપો દીકરીઓને હમેશાં હલકી ગણે છે. તેને

કૂટાણુંમાં તેઓના મુખમાંથી ઘણાં નઠારાં ભાષણો નીકળે છે. તેમાં બિભત્સ ભાષણો સાથે નિર્લજ રમતો પણ રમવામાં આવે છે. તેમાં એ પર્વની પવિત્રતા કોઇ રીતે સાબિત થતી નથી. હોળીનું પર્વ કેવળ શિયાળાની છેલ્લી તાપણી અને ઉન્હાળાના તડકાની શરૂઆત જાહેર કરવાનું પર્વ હોય તેવું જણાય છે. તેમાં જે બિભત્સ ભાષણો ને નિર્લજ રમતો થાય છે તે કોઇ પણ પ્રકારે નીતિની વૃદ્ધિ કરાવનાર, કે સત્યાનંદ દર્શાવનાર હોવાને બદલે, ઉલટો ભ્રષ્ટાચાર વધારનાર અને હલકાઇ દેખાડનાર બને છે. તેમજ ચોમાસામાં જે પર્વો, જેવાં કે મોળાકૃત તથા એવ્રત આવે છે; જેમાં છોડીઓ વ્રત પૂરૂં થયે આખા રાત્રિનું જાગરણ કરે છે, અને વ્રતના દિવસોમાં મોળું ખાવાનો તથા દેદો* (ડેડો) કૂટવાનો રીવાજ છે, તેમાં પણ ઘણી રીતે નીતિનો ભંગ થાય છે. જો જાગરણની રાત્રે વ્રતવાળી ઉંઘી જાય, તો તેનું કરેલું વ્રત અફળ થાય. આવા વહેમથી વ્રતવાળી છોડીની મા કે બહેન, ગામની બીજી છોડીઓની સાથે અંધારી રાત્રિ છતાં પણ હરવા ફરવાની છુટ આપે છે. ને પછી છોડીઓ એકઠી થઇ ઘેરેઘેર ફરી, લોકોનાં બારણાં ઠોકી બિભત્સ ગીતો બોલે છે. એ જાગરણ હોય, ત્યારે એકલી છોડીઓ જાગે એમ નહિ, પણ ગામના લૂચ્ચા ને બદમાસ જુવાનીઆઓ પણ તેઓની હારે રખડતા ફરે છે, અનેક વેષ કહાડે છે, ને તેમાં ઘણાં દુષ્ટ કૃત્યો પણ થાય છે. છતાં આ જાગરણને માબાપો પોતાની દીકરીઓના પાળેલા વ્રતનું પુણ્ય સમજે છે. આ વ્રતનું મુખ્ય કારણ એ કહેવાય છે કે, તેઓ પરણ્યા પછી સુખી થાય, ને તેઓના ધણીનું આયુષ્ય લાંબું થાય. આ કેટલું ભૂલભરેલું છે! એમાં કઇ રીતે ઇશ્વરની ભક્તિ થાય છે? શું જવારા વાવી ગોર† પૂજવા જાય, દેદો કૂટે, અને જાગરણમાં ગમે તેમ સ્વતંત્ર રીતે વર્ત્તે તેમાં પુણ્ય થાય? તેમાં કંઇ રીતે પ્રભુ રાજી થાય તેવું

---

*જમીન ઉપર ધૂળમાં પુરૂષનો આકાર બનાવી તેને દેદો (ડેડો) નામ આપી કુંવારી છોડીઓ તેની આસના વાસના કરે છે, અને થોડીવાર પછી તે માંદો થયો એમ કહી, ઓસડ વેસડના ચાળા કરે, અને ત્યાર પછી મરી ગયો એમ કહી જેમ ધણીની પછવાડે રડે, તેવી રીતે કેટલાક વિલાપના શબ્દો બોલી કૂટે છે.

†માટીનું પુતળું વ્રત બેસે તે દિવસે બ્રાહ્મણને ઘેર બનાવે છે. તેને છોડીઓ કુંડીમાં વાવેલા ઘઉંના જવારા તથા સોપારી અને દોકડો લઇ, પૂજવા જાય છે. ને વ્રતના દિવસ પૂરા થયે તે ગોરને કૂવામાં ફેંકી દે છે!

મહાવનમાં ગઇ. જેને હજારો દાસીઓ ખમા ખમા કરતી, તે આ સમે પગે ચાલતી, મહાસંકટનો ભોગ થતી, કોઇ એક ભીલડી પાસે આશ્રય શોધવા ગઇ! ઇશ્વર કૃપાએ તે ભીલડીના મનમાં દયા ઉપજવાથી, તેનું રક્ષણ કર્યું. ત્યાં તે બાઇને મ્હોટી આશા બાંધવાનો, અને પોતાનાં દુ:ખમાં દીલાસો પામવાનો વખત પ્રભુએ આપ્યો. તેને એક સુંદર પુત્રનો પ્રસવ થયો. અહા! આ વખતે ગુજરાતની રાણીની બેસુમાર માવજત થવી જોઇએ, તેને બદલે રૂપસુંદરીની કેવી જુદીજ તરેહની માવજત થઇ હશે? તે તો વાંચનાર સહેજ જાણી શકશે. પણ રાણીએ ધીરજથી બધું સહન કરીને પોતાના પુત્ર ઉપર મ્હોટી આશા બાંધી, ને જેમ બને તેમ તેનું જતન કરવા લાગી. જેમ જેમ પુત્ર મ્હોટો થતો ગયો, તેમ તેમ તેને બહાદુર બનાવવાને યત્ન કરતી ગઇ. તેને બ્હિકણુ યા બાયલો બનાવ્યો નહિ. તેમજ પોતાના પુત્ર આગળ વિલાપ કર્યો નહિ. પોતે શીલગુણસુરી નામે જતિને ત્યાં જઇ રહી, અને ન્હાનપણથી પુત્રને કેવી રીતે કેળવ્યો, તે રૂપસુંદરી નામના સુંદર ગ્રંથમાં વિગતવારે લખેલું છે, તે મ્હારી ઘણી બહેનોએ વાંચેલું હશે. છેવટ તેણીએ હિમ્મત રાખી પુત્રને હિમ્મતવાન બનાવ્યો. પોતાના એકના એક પુત્રને તેણીએ કદી એમ ન કહ્યું, કે બેટા બળ્યું રાજ ને પાટ. આપણે કંઇ રળી ખાઇશું. તું મ્હારી નજર આગળ રહે, એટલે મ્હારા જીવને આનંદ રહે. ના, ના, એવું તેણે કહ્યું નહિ. પણ તેને યુદ્ધમાં ચ્હડાવવાને જેમ બને તેમ મેહેનત અને યુક્તિઓ કરી. ને આખરે તેણે પોતાના પુત્રને મોટો યશસ્વિ રાજા બનાવ્યો અને ગયેલું રાજ્ય હાથ કીધું. જેનું નામ હજુ પણ અમર રહ્યું છે. તેમજ ગુર્જરાધિપતિ સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીએ પણ, પોતાના પુત્રને અથાગ મહેનત લઇને મ્હોટો યશસ્વિ મહારાજાધિરાજ બનાવ્યો. તેણે ઘણી ઘણી મુસાફરીઓ કરીને પોતાના પુત્રને રાજ્યનો ભોમિયો કર્યો, અને પુત્ર મ્હોટો થતાં લગી રાજ્ય બહાદુરીથી ચલાવ્યું.

મ્હારી વ્હાલી બ્હેનો, આપણા આ ન્હાના હિંદમાં, આવી ધૈર્યવંતી ને સુશીલ બ્હેનોના અનેક દાખલા છે, પણ સુજ્ઞ વાંચકને નમુનો લેવાને આટલા થોડા નહિ ગણાશે; હંસ પાણીમાંથી પણ દુધ તારવી લઇને પીએ, તો નર્યું દુધ કેટલી સહેલાઇથી પીએ? એટલે એવી દુ:ખ અને ધાસ્તી

## પ્રકરણ ૪ થું.

### અધુરી કેળવણીથી થતા ગેરફાયદા તથા કેટલાક વ્હેમોની સમજ.

ચોપાઇ.

રે, કેળવણી ત્હારાં કામ, શોભે ન્હાને મ્હોટે ધામ;
જ્યાં ત્હારો ના હોય પ્રકાશ, સો મણ તેલે નહિ ઉજાશ! ૧

શુદ્ધ સરળ છે ત્હારાં કામ, જેથી ઉજવળ લાગે ધામ;
તન, મન, ધન શોભાવે તુંજ, સત મારગની પાડે સુજ. ૨

જેહ કરે છે ત્હારો દ્વેષ, તેને પણ તું તેડ હંમેશ!
જ્ઞાન ગ્રહો આવી મુજ પાસ, જેમાં છે ઇશ્વરનો વાસ. ૩

જે પુગ્યાં કેળવણી પાસ, ઇશ્વર આશિષ પામ્યાં ખાસ;
કાંકે ઇશ્વર એવું ચાહ્ય, મ્હારાં બાળ દુઃખી નવ થાય. ૪

ભણતાં, ગણતાં, ગણવાં પાપ, વ્યાધિ ટળશે આપો આપ;
ઓપો ને ઓપાવો કુંખ, નીજ પ્રજાનું સાધો સુખ ૫

કેળવણી પર જ્યાં નહિ ભાવ, ત્યાં નહિ દીસે શ્રેષ્ટ સ્વભાવ;'
મિથ્યા હુંપદ એમાં હોય, કાર્ય ન સુધરે એનું કોય. ૬

જયમ અમૃત ફળ ઝાઝાં થાય, ત્યમ આંબો ઝુકતોજ જણાય;
કેળવણીનું એવું કામ, માટે ગ્રહજો રાખી હામ. ૭

'અધુરી કેળવણી'—આ નામજ કમકમાટ ઉપજાવનારૂં છે. 'અધુરો ઘડો છલકાય,' અધુરૂં વ્હડેલું અનાજ ખવાય નહિ, ને ખવાય તો

વ્યાધિ ઉત્પન્ન કરે. અધુરા મકાનમાં રહેવાય નહિ; ને રહેવાય તો સુખ મળે નહિ. મકાન ચણાતી વેળા જેટલી સગવડ કરીએ તેટલી થાય; પણ પછીથી ખામી સુધારવી બહુ મુશ્કેલ છે. તેમજ અધુરી કેળવાયેલી સ્ત્રીથી સુખને બદલે કેવળ દુઃખ ઉપજે એમાં શો શક! નિશાળમાં જે શિક્ષણ મળે છે તેને કેળવણી નામ આપેલું છે; પણ તેનો અર્થ બહુ ઉંડો છે. કેળવાય શું? લોટ. જ્યારે ઘઉંને વીણી સાફ કરી ઘંટીમાં દળી બારીક લોટ કરીએ, ત્યારે એને કેળવાય. પણ આખા ઘઉંમાં પાણી રેડી કેમ કેળવાય? તેમજ જ્યારે કન્યાઓ પોતાની સદ્‌ગુણી માતાથી, સારા સહવાસથી, ઉત્તમ નમુનાથી, કામની કસોટીથી, ઘંટીના દળણાની પેઠે દળાઇને લોટ જેવી કેળવાવાને તૈયાર બને છે; ત્યારે તેને અપાયેલી વિદ્યા પોતાનો ખરો પ્રકાશ બતાવી શકે છે. નહિ તો કોરી ધૂળ ઉપરનું લીંપણ, જેમ તડકો પડતાં પોપડા નાંખે છે; ને સાવરણી ફેરવતાં ઉખડી પડે છે, તથા વગર લીંપેલી જમીન કરતાં પણ ખરાબ દેખાવ આપે છે; તેમજ ઘર કેળવણી વગરનું ભણતર સમજવું. ચોખા સારી રીતે વીણીને અને શાક સારી રીતે સમારીને જો રાંધવામાં ન આવે, તો ગમે તેટલાં તેલ મસાલો, ઘી સાકર, પણ વ્યર્થ છે. તેમજ કપડું સારી વેતરણી વગર ગમે તેવા સારા સંચામાં સિવાય તો પણ તે કદી બંધ બેસતું આવે નહિ, તેમ શોભે પણ નહિ; તો કન્યા જે હવે પછી ગૃહિણી થવાની છે, માતા થવાની છે, ને સંસારયાત્રામાં પતિની સારથી થઇ, જેને દુનિયાના ઘણા અવનવા પ્રસંગોમાંથી પસાર થવાનું છે; તે અધુરી કેળવાયેલી હોય; તો કેટલાંના સુખનું નિકંદન કાઢનારી થાય? માટે તેને અક્ષર ભણતર સાથે ઘર કેળવણી આપવી. એટલે ભણતરને યોગે તે પોતાના ગૃહ રાજ્યને યોગ્ય બનશે. તે નવનવાં પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચી, દેશ પરદેશમાં જે સારૂં, તે જોઇ જાણીને ગ્રહણ કરવાની શક્તિ ધરાવશે. સારાં સારાં નીતિનાં પુસ્તકો ઉપર તેનું દિલ ખેંચાશે. પોતા કરતાં બીજામાં જો એક સદ્‌ગુણ વધારે હોય; તો તેના હજાર દુર્ગુણો તારવી તેમાંથી સદ્‌ગુણ ગ્રહણ કરશે. સૌનાં માન અને મોભો રાખશે, સૌને મદદગાર થશે, અને સૌનો પ્રેમ જીતી લેશે. પરંતુ ઘર કેળવણી વગર માત્ર નોકરી કરી પેટ ભરવાને માટે, કે નાટક ચેટકનાં ચીંથરીયાં પોથાં વાંચવાને ભણાયેલું

ભણતર, પોતાની ખુબી દેખાડી શકતું નથી. જેમ પાંચશેર ગોળમાં પાશેર હીંગ ભેળવાયેલી હોય, તો એ ગોળ કેમ કરીને પોતાના સ્વાદની ખુબી બતાવી શકે? "જ્ઞાન ફુલાવે છે પણ પ્રીતિ સુધારે છે." શુદ્ધ કેળવણીમાં પ્રેમ, વિશ્વાસ, નમ્રતા, માયાળુપણું, સહનશીલતા, ભલાઇ, સ્વદમન; એ ઉત્તમ ગુણોનો સમાવેશ હોય છે- અને એવા ગુણવાળાના અંતઃકરણમાં શાંતિનો વાસ થાય છે. વિદ્યાબળે તે ગુણો પૂર બ્હારમાં પ્રકાશે છે. પણ જ્યાં અધુરી કેળવણી છે, ત્યાં ઇર્ષ્યા, ખટપટ, વેર, કજીયા, કુંપદ, વ્હેમ, સ્વાર્થીપણું, વગેરે અનેક અવગુણો હોય છે. તેની કુવાસને એકલી વિદ્યા ઢાંકી શકતી નથી, તેમ કોઇનો પ્યાર તે ખેંચી શકતી નથી. માટે ભલે જો ન્હાનપણમાં ભણવાનો પ્રસંગ ન મળ્યો હોય, અને ઘર કેળવણીથી કેળવાયેલી સ્ત્રી મ્હોટી ઉમ્મરે થોડું ઘણું ભણે; તો પણ તે બેશક ઘણું ફાયદાકારક થાય છે. પોતાના ઘર ખરચનું નામુંઠામું રાખી, ઘરવ્યવસ્થા સારી રીતે ચલાવી શકાય; જેથી નોકર ચાકર કે આડોશી પાડોશીની ઠગવાની છાતી ચાલી શકે નહિ. પોતાનાં પરદેશમાં વસતાં સગાં વહાલાં પર કાગળ પત્રો લખી વાંચી સંતોષી થવાય. પોતાના મનની વાત જેને જણાવવી હોય, તેજ માત્ર જાણે. બિચારી અભણ સ્ત્રીઓને એ વિષે બહુ અગવડ વેઠવી પડે છે. પોતાનાં પરદેશમાં વસતાં નીકટનાં સંબંધીને જે મનની વાત લખવી હોય, તે મનમાં રહી જાય; ને જો કોઇ પાસે લખાવે, તો ખાનગી વાત બહાર ફેલાય. તે માટે જો થોડું ઘણું વાંચતાં લખતાં આવડે, તો પણ ઘણો લાભ થાય છે. વળી અભણ સ્ત્રીઓ જ્યારે નવરી પડે, ત્યારે પાંચ સાત ભેગી થઇને, ઓલ્યાં પેલાંની કંટાળો આવે તેવી કુથલી લઇને બેસે; તે રાણાં બૈરાંને તો કાબરોના કચકચાટ જેવું લાગે છે. કારણ કે તેમની વાતોમાં કોઇ પ્રકારના સુધારાની યોજના, કે સુવિચારોનો તો અંશ પણ ન હોય; તેમજ જો ભક્તિ નીતિની વાતો થાય, તો તેમાં પણ પરનિંદા અને કુંપદ સમાએલી હોય. એક કહેશે, કે જુઓને બાઇ, ફલાણી તો અગિયારસ જેવો અપવાસ પણ કરતી નથી! ત્યારે બીજી કહે, અરે બાઇ, એતો ખાવરી છે, એનાથી તે અપવાસ થાય? ના બાઇ! આ અવતાર કંઇ ઘડી ઘડી આવવાનો છે? હું તો કોઇ દિવસ અગીયારસ ભાંગું નહિ! આવી અનેક

રીતે પોતાની ફુલાશ હાંકે ને પારકી નિંદા કરે; એ સૌના જાણવામાં હશે, માટે તે વિષે અત્રે વધારે લખી વખત ને જગ્યા રોકવા ચાહાતી નથી.

ઘરકેળવણી વગરની એકલી વિદ્યા, ઘી વગરના કંસાર જેવી, ને લૂણ વગરના ભોજન જેવી છે. આપણી દયાળુ સરકારે કેળવણીનાં એવાં તો નિરનિરાળાં પુસ્તકો, ઉંડા વિચારથી અને અથાગ ખોળ કરીને ગોઠવ્યાં છે, કે જેમાંથી ઇશ્વરજન્ય સૃષ્ટિજ્ઞાન સંપૂર્ણ મળે. તેમજ સ્વચ્છતા, આરોગ્યતા અને સદ્‌ગુણ સંપાદન થાય; મિથ્યા વહેમો નાશ પામે, ને માણસ સુખી જીંદગી ભોગવી શકે. પણ આપણા મહુમ ને મશહુર ગુર્જર કવિરત્ન દલપતરામ ડાહ્યાભાઇ, જુની વાંચનમાળાની બીજી ચોપડીમાં એક કવિતા મુકી ગયા છે કેઃ—

"સારી ચોપડીઓ શોભાય, હૈયું તે દેખી હરખાય;
પણ વિગતેથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય.
જીવ ઘાલીને વાંચે જેમ, તેમાં સમજણ આવે તેમ;
વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર."

તો ઘરકેળવણી પામ્યા વગરની જે બાળકીઓ નિશાળમાં ભણે છે, તેઓને ભણતર ઉપર એટલુંજ ચિત્ત રહે છે; કે મને પાઠ બરાબર આવડશે કે નહિ, અને મ્હારા વર્ગમાં મ્હારો નંબર ઉપર આવશે કે નહિ? તે સિવાય વાંચેલી બાબતોનું મનન કરવાનું તેમને સ્વપ્નું પણ આવતું નથી, કેમકે શાળાની કેળવણીને લગતી કોઇ વર્તણુક કે વાત, પોતાના ઘરમાં તો જોવા કે સાંભળવામાં આવતીજ નહોય; માટે ભણવાનું તાત્પર્ય જે તેમના મગજમાં ઉતરે, તે એટલુંજ—કે વાંચતાં લખતાં આવડે, પાંચ બ્હેનપણીઓમાં હુશિયારી ગણાય, કે નોકરીનો હક થાય; એટલીજ ટુંકી મતલબ તેઓ સમજે છે. પણ જો પાઠશાળાની વિદ્યાને મળતું ઘરશિક્ષણ હોય; તો તેનો અલૈકિક ને નવોજ લાભ અને સ્વાદ પ્રાપ્ત થાય. જેમકે— મોગલનો ઇતિહાસ જાણનાર શખ્સની દૃષ્ટિએ જો એક મોગલ પડે, તો તેના રાજ્વંશીપણાનો આબેહુબ ચિતાર તેની દૃષ્ટિ મર્યાદામાં આવે. ભૂગોળ જાણનાર દેશાટન કરે, તો તે તમામ જાણવા અને જોવા લાયક જગ્યાઓ વિષે પૂછપરછ કરી, ખંતથી શોધી કાઢી, બારીકીથી તપાસે, ને પોતાના વાંચવામાં ને નકશામાં જોવામાં આવેલી હકીકત સાથે સરખાવે, ને

તેની ઉંડી છાપ તેના મગજ ને મન પર પડે. તેમજ નિશાળના ભણતરને લગતી વાતો પોતાના ઘરમાં સાંભળવામાં, ને તેવી વર્ત્તણુક જોવામાં આવતી હોય; તો ભણતરથી ખરો લાભ થાય. પણ તેમ ન હોવાથી માત્ર ઉપર લખ્યા પ્રમાણે ભણતરના ઉપરછલા લાભ ઉપરજ ચિત્ત રહે છે. જેથી તેનું ખરૂં રહસ્ય ક્યાંથી સમજાય! ને ક્યાંથી શીખાય! કે તે ઉગીને સુંદર ફળ ફૂલો લાવે! હવે સ્ત્રીઓ અક્ષરભણતર ભણ્યા છતાં ખરી કેળવણી વગર કેવી રહે છે, તે નીચેના દાખલાથી જણાશે.

એક શહેરમાં એક પૈસાદાર જોડું રહેતું હતું. તેઓને કંઇ સંતાન નહતું; જેથી બંને ધણીધણીઆણી અતિ ચિંતાતુર રહેતાં. તેમાં પણ સ્ત્રી તો એ બાબતમાં વિશેષ શોકાતુર જણાતી, કેમકે જ્યારે કંઇ તકરાર થાય, ત્યારે સગાં સંબંધી તેને વાંઝણી ઉપનામ આપતાં. એટલુંજ નહિ, પણ તેમની જ્ઞાતિમાં એકથી વધારે સ્ત્રીઓ કરવાનો પ્રતિબંધ ન હોવાથી, પોતાના ઉપર શોક્ય આવવાની તેને ધાસ્તી રહેતી. જેથી બિચારી છોકરૂં થવાની લાલચે ઘણી અણઘડ ધૂતારી બાયડીઓની દવા કરતી, ને ધૂતારા ભૂવા અને જોશીઓ પાસે દાણા જોવડાવતી, અને પ્રશ્નો પૂછાવતી. તેઓ તેના પૈસા ધૂતી લઇ અનેક ખર્ચાળ ક્રિયાઓ કરવાનું કહેતા. એવાં બધાં સાધનો અજમાવ્યા છતાં; તેને કંઇ સંતાન થયું નહિ. તે બિચારી તો અભણ હતી. પણ તેનો ધણી ધર્મસિંહ ભણેલો હોવા છતાં, એક ઇંદ્રિય=જ્ઞાનવાળો હતો; જેથી એમજ સમજતો, કે છોકરાં વગરનું જીવતર ધૂળ છે. માટે બીજી સ્ત્રી કરીએ તો કુટુંબ પરિવારવાળા થઇએ. પણ વિચારતો ન હતો, કે બીજી સ્ત્રી કરવામાં કેટલી જાતની વિટમ્બણા અને હાની છે. જો તેની ઇશ્વર ઉપર આસ્થા હોતે, તો તેના આપેલા પ્રસંગને સાનુકૂળ ગણી ખુશી રહેત. પણ તેવું ન હોવાથી તેણે બીજી બાયડી કરી. આ સ્ત્રી કન્યાશાળામાં છઠ્ઠા ધોરણ સુધી ભણેલી હતી; છતાં તમામ પ્રકારના વહેમે ભરેલી હતી. એટલે "જેસેકુ મીલા તેસા" એ કહેવત પ્રમાણે થયું. લાંબા વખત સુધી તેને પણ કાંઇ બાળક થયું નહિ; એટલે તેણે પણ પોતાની શોક્યની પેઠે અનેક વહેમી ઉપાયો અજમાવવા માંડ્યા ને ઘણા પૈસા ખરાબ કર્યા, પણ કંઇ વળ્યું નહિ; ને બંને શોક્યોની ચડસા ચડસી ને ક્લેશમાં ઘરધણીનું અર્ધું શરીર ખવાઇ ગયું.

આખરે કેટલાંક વર્ષો વીત્યા બાદ નવી, જેનું નામ ચંચળ હતું, તેને ખોળો ભરાયો, ને દીકરો આવ્યો. તેની રક્ષા કરવાને યોગ્ય જાળવણ રાખવાને બદલે, નજર અને ટોકથી બચાવવાને અનેક દોરા, ધાગા, તાવીતો ને માદળીયાં, માદરડીઓથી સરડી લઇ તેને ઘરમાં ને ઘરમાં ગોંધી રાખ્યો. જેથી તે રોગિષ્ટ થઇને મરી ગયો. એમ ત્રણ છોકરા થયા, ને ત્રણે મરી ગયા. ઘરમાં બે બાયડીઓના કંકાસ, છોકરાંના મંદવાડ અને મરણનાં દુઃખ ઉપર દુઃખ આવવાથી, ધર્મસિંહ કાયર કાયર ને હેરાન હેરાન થઇ ગયો; ને તેના મજબુત બાંધાનું રૂપાંતર થઇ હાડપિંજર બની ગયું. તેની જુવાની જંજાળમાં સંતાઇ ગઇ. અને તેનો ચહેરો ઘરડા ડોસા જેવો કરમાયેલો ને ચિંતાથી મતિમંદ જેવો લાગવા માંડયો. છતાં તેને હુશિયાર વૈદવારૂની સલાહ લેવાનું, કે ઇશ્વર ઉપર આસ્થા રાખી સંતોષી બનવાનું સૂઝયું નહિ. હજી તે અને તેની બન્ને સ્ત્રીઓ એવા ને એવા ધૂતારાઓની પાછળ લાગ્યાં રહ્યાં. તેઓએ તેમને એવું બતાવ્યું કે પિતૃઓનું નડતર છે; માટે પ્રભાસપાટણ જઇ અમુક ક્રિયા કરી પિતૃઓને સંતોષો, તો તમારાં ફરજંદ જીવશે.

આ વખતે આગગાડીનું સાધન ન હોવાથી, તેઓ સૌ ગાડામાં બેસી પ્રભાસ જવાને નીકળ્યાં. ઉન્હાળાના સખ્ત તાપનો વખત હતો. રસ્તામાં ઉનાં અને ઉકળતાં પાણી પીવાં. અને કોઇક વખતજ ગરમ ખોરાક મળે, બાકી તો ટાઢાં ભાતાં ખાવાં પડતાં; આવી રીતે ત્રાસદાયક મુસાફરી કરતાં ત્રણે જણાં પ્રભાસ પહોંચ્યાં. ત્યાં જઈ શ્રાદ્ધ, તર્પણ, વગેરે જે ક્રિયાઓ બ્રાહ્મણોએ કહી તે કરી, બ્રાહ્મણોને જમાડી, તેમને સારી પેઠે દાન આપી, પાછાં ઘર તરફ વળ્યાં. આ વખતે પોરબંદરના બરડા ડુંગર તથા ગીરનાર તરફ બારવટીયાનો અતિ ત્રાસ હતો. ભોગ જોગે એવો બનાવ બન્યો, કે એક ગામમાં તેઓ રાત વાસો રહ્યાં હતાં તેજ ગામમાં તેઓએ ધાડ પાડી, ને તે ગામ લૂંટયું; તે સાથે બિચારા ધર્મસિંહનું ગાડું પણ લુંટી લીધું. ચંચળબાઇનાં અને તેની શોકયનાં તમામ ઘરેણાં લુંટાઇ ગયાં; અને વાટ ખરચી જરાપણ રહી નહિ. પણ એટલું ઠીક હતું, કે તેમનું ગામ બહુ દૂર રહ્યું નહતું; એટલે તેઓ દુઃખે સુખે જલદી ઘરભેગાં તો થઇ ગયાં. પણ બિચારા ધર્મસિંહના નબળા શરીરમાં મુસાફરીનો

રેજ લાગેલો, અને યાત્રાસ્થળે કેટલાક ઉપવાસો કરી, વારંવાર ટાઢા પાણીએ નાહી, ઉઘાડે ડીલે બેસી ક્રિયાઓ કરવી પડેલી હોવાથી, તેને ઝરી તાવ લાગુ પડ્યો ; ને તેણે તેની જીંદગીનો અંત આણ્યો.

હવે પાછળ બે શોકયો રહી. તેમના પોષણાર્થે નહિ જેવી સંપત્તિ રહેલી, તે હળીમળીને ખાય તેવું ડહાપણ એકેમાં હતું નહિ ; તેમજ ચંચળતો ચંચળજ હતી ! તેણે જગતની લાજ અને ઇશ્વરની બી'ક છોડી, ને મનસ્વીપણે વર્તી દુનિયામાં ફજેત થઇને ઇશ્વરના કોપને પાત્ર થઇ ગઇ.

એમ અધુરી કેળવણીના યોગે, આવાં અનેક બૂરાં પરિણામો આવે છે. તો મ્હારી બ્હેનો, ભણીએ પણ ગણીએ નહિ ; તો તે ભણતરથી કશો લાભ થતો નથી. ભણાવે મહેતાજી, પણ ગણાવવું એ માબાપનું કામ છે. વહેમ તે વહેમજ. એને કંઇ પગ પાયો નથી, તેમ તેનો છેડો પણ નથી. ને વહેમીને ફોલી ખાવાને દુનિયામાં બગલા જેવા ઘણા ઢોંગી ધૂતારાઓ કમાણીનો સહેલો ધંધો લઇને બેઠેલા છે. જેઓ મૂર્ખી અને વહેમી સ્ત્રીઓને પોતાનો શિકાર સમજી, તેવીઓને શોધતા ફરે છે ; ને જે તેમના પંજામાં સપડાય છે, તેમનું માંસ તેઓ ગીધની માફક તોડી તોડીને ખાય છે. કયાં સુધી કે તેનાં હાડકાં ઉપર માંસનું નામજ ન રહે ! ત્યાં સુધી તેમને મૂકીને તેઓ ખસતાજ નથી ! જેમ સો ગાઉથી ગીધને મુડદાની વાસ આવે છે,* તેમ એવા ધૂતારાઓ પણ અજ્ઞાન સ્ત્રીઓને ઓળખીને સહેજે શોધી શકે છે, અને તેઓ ઉપર તેઓ ફાવે છે. પણ ઘરની સુકેળવણી પામેલી એક ન્હાની બાળકી હોય, તો પણ તે પુખ્ત ઉમ્મરના માણસને તેની નીચ યુક્તિમાં હાર ખવાડે છે. તેનો એક દાખલો આપણે નીચે જોઇશું.

યૂરોપમાં એક નદી ઉપર એક સુંદર નગર હતું. એમાં એક ખેડુતનું ન્હાનું કુટુંબ રહેતું હતું. તેમને ત્રણ બાળકો હતાં. તેમાં સૌથી મ્હોટી દીકરી હતી, તેની ઉમ્મર બાર વરસની હતી. તે પોતાના શીખવાના પાઠ નિયમિત તૈયાર કરતી, અને નિશાળે પણ નિયમિત જતી. બાકીના વખતમાં માબાપને જેટલી બની શકે તેટલી મદદ આપવાને તે

---

*આ પ્રમાણે લોકોમાં વાત ચાલે છે.

સદા તત્પર રહેતી. ભાંડુને રમાડવાં અને ખુશી રાખવાં એ મ્હારૂંજ કામ છે, એમ તે માનતી. તેમના ઘરમાં ન્હાની લાઇબ્રેરી હતી, જેમાં સંસાર સુધારાના જુદા જુદા વિષયોની કેટલીએક ન્હાની ન્હાની વાર્તાઓની ચોપડીઓ, કેટલીક હુન્નરકળાની, કેટલીક જાદુકપટપ્રકાશની, કેટલીક ધર્મ માટે પ્રાણાર્પણ કરનાર બચ્ચાંઓ અને સ્ત્રીઓની વાતોની, અને કેટલીક દેશ વિદેશના રીત રિવાજની વાર્તાઓની ચોપડીઓનો સંગ્રહ હતો. તે ઉપરાંત બહાદુર લડવૈયાનાં ચરિત્રો અને ધર્મ પુસ્તકોનો, ન્હાનો પણ સુંદર જથ્થો, એક સાદા અને શોભિતા કબાટમાં રાખી મૂકયો હતો. રોજ સાંજરે વાળુ પાણી કરી રહ્યા પછી, બે કલાક સુધી ઘરનાં સૌ એકઠાં મળીને બેસતાં, અને પ્રથમ શાસ્ત્ર અધ્યયન કરી, આખા દિવસની સંભાળ માટે ઇશ્વરનો આભાર માની, રાતના રક્ષણાર્થે પ્રાર્થના કરી, હરેક પાપ અને દુરાચરણથી આખો દિવસ બચાવ્યાં, તે માટે ઇશ્વરનો ઉપકાર માની, ન્હાનાં બચ્ચાંને સુવાડી દઇ, મ્હોટાં બાળકો સાથે ઘણી ઘણીઆણી, એકાદ પુસ્તકમાંથી એકાદ વિષયની વાર્તા વાંચીને, કે મ્હોંએ કહીને, તેમને સમજાવતાં. વાર્તાનાં શોખીલાં બચ્ચાં બહુજ હોંસથી ને આતુર ચિત્તથી તે સાંભળતાં; ને પોતાનાં ન્હાનાં મગજમાં યાદ પણ રાખતાં. આવી નિત્યની કેળવણીથી, છોકરાં નીડર ને હુશિયાર બનેલાં હતાં. આ કુટુંબની પાડોશમાં એક શ્રીમંત માણસનું કુટુંબ રહેતું હતું. આપણા દેશમાં જેમ ભૂત પલિતનો વહેમ છે; તેમ યુરોપમાં નથી, એમ નથી. દુનિયામાં ભૂલો તો ઝીણી રજની જેમ ઉડે છે ને ન ધારીએ ત્યાં જામે છે.

એક વખત આ શ્રીમંત માણસનું કુટુંબ રાત્રે વાળુ કરી, પોતાના દિવાનખાંનામાં બેઠાં બેઠાં વાતો કરતું હતું. એટલામાં ઝાકઝમાળ બળતી બત્તીઓનો પ્રકાશ કંઇક ઝાંખો જણાયો, અને આખા ઓરડામાં આસમાની રંગ પ્રસરેલો માલમ પડયો. તેવામાં એ ઓરડાના વચલા બારણામાંથી આશરે છ હાથ ઉંચો, રાક્ષસ જેવો માણસ પ્રવેશ કરતો જણાયો. તે તેઓ બેઠાં હતાં, તે તરફ જોસથી ધસી આવતો હતો. તેનું સ્વરૂપ એવું તો બીહામણું હતું, કે તે જોઇને નબળાં પાતળાંની તો છાતીજ ફાટી જાય! એકાએક આ શખ્સને આવતો જોઇને, અને ઓરડાનો તેમજ દીવાનો

રંગ બદલાએલો જોઇને સઘળાં ગભરાઇ ગયાં તેમજ સ્ત્રીઓ તો તદ્દન બેહોસ જેવી થઇ ગઇ. સૌ પોતાના મ્હોં આડા હાથ ઢાંકી પોતાની બેઠકો ઉપર સ્તબ્ધ થઇ ગયાં. પેલો દૈત્ય જેવો શખ્સ જોસથી પગલાં ભરતો આવીને પાસેની ખુરશી પર બેઠો. એટલામાં બાજુના ઓરડામાં ખખડાટ ભભડાટ સંભળાવા લાગ્યો, પણ શું થાય છે, તે જોવા ઉઠવાની કોઇની છાતી ચાલી નહિ. થોડીવારે સઘળું ચૂપાચૂપ ને શાંત થઇ ગયું. અને ઘરધણીએ ઉચું મ્હોં કરી જોયું; તો પેલો દૈત્ય જોવામાં આવ્યો નહિ; પણ ઘરમાં ફરી તપાસ કરતાં, પેટીઓ ને કબાટો વગેરે ખુલ્લાં પડેલાં, અને તેમાંનાં કપડાં, દાગીના અને કિમતી વાસણો ગૂમથયેલાં તથા તે ઓરડાનો બીજો સામાન પણ વેરણ છેરણ થયેલો જણાયો.

હવે જે વખતે આ ભયંકર સ્વરૂપ ઘરમાંથી નીકળીને બહાર જતું હતું, તે વખતે પેલા ખેડુતની છોડી કંઇ કામ પ્રસંગે ઘરમાંથી બહાર નીકળેલી; ને એ ભયંકર સ્વરૂપને પોતાના ઘરને પડખેથી જતાં જોઇ, તેની વિચિત્રતા ઉપર તેને કંઇક શંકા આવી કે આ શખ્સ કોણ? અને ક્યાં જતો હશે! એ જાણવાની જિજ્ઞાસાથી તે છાનીમાની તેની પાછળ પાછળ ચાલી, તે એ દૈત્યના જોવામાં આવી નહિ. તેણે થોડેક દૂર એક ગલીમાં જઇને પહેરેલો સ્વાંગ ઉતાર્યો; એટલે તે દૈત્ય બદલાઇને માણસ જેવો માણસ જોવામાં આવ્યો. આ હકીકતથી તેનાં માબાપ હજી અજાણ્યાં હતાં, તેટલામાં તે હુશિયાર છોડી દોડતી આવીને તેની બધી હકીકત પોતાનાં માબાપને કહેવા લાગી. તે કહેતી હતી, તેટલામાં શ્રીમંતના ઘરમાં હા, હો, સંભળાવા માંડી. તપાસ કરતાં જણાયું કે આ છોડીએ જોએલો શખ્સ, તે એ શ્રીમંતના ઘરમાં ચોરી કરવા ગએલો વેષધારી ચોર હતો; ને તે ફલાણી દિશાએ પલાયન કરી ગયો છે. તે પરથી તપાસ ચાલી, અને ચોર તથા માલ બધું હસ્તમાં આવ્યું.

જુઓ, એક ન્હાની છોડીથી તેની સુકેળવણીને પ્રભાવે કેવડું મ્હોટું કાર્ય થયું, કે જે ભલભલાને પણ વસમું પડે! જો કે વહેમ તે કંઇ કરડતો નથી, મારતો નથી કે કોઇ પ્રકારનો ઉપદ્રવ કરી શકતો નથી; પણ મનની શંકા ભયંકર ઉપદ્રવને જન્મ આપે છે. કહેવત છે કે, "મન્છા ભૂત ને શંકા ડાકણ."

હવે ઉપરના બે દાખલાથી સાફ દેખાયું છે, કે ચંચળ ને તેનું કુટુંબ વહેમથી કેવડી મોટી ખુવારીને પહોંચ્યું! અને એક ન્હાની, પણ વહેમ વગરની છોડીથી કેટલો મ્હોટો ને અણધાર્યો ફાયદો થયો! કે વખત વીત્યા પછી બાહોશ પોલીસને પણ તે ગુન્હો પકડવો અઘરો થઇ પડત. એમજ જે વહેમને વશ ન થતાં, ખરા ખોટાની તપાસ કરે છે, તે સહેજે ખરૂં તાત્પર્ય શોધી શકે છે; તેમજ સંતોષી પણ રહે છે. માણસનું માંદા થવું કે સાજા થવું, જીવવું કે મરી જવું, છોકરાં છૈયાંનો પરિવાર વધવો કે વાંઝીયાં રહેવું એ સર્વ ઇશ્વરી અધિકારની વાત છે. તેમાં વહેમી પ્રયોગ કંઇ કરી શકતા નથી. કેવળ અજ્ઞાન માણસોએ મનની શાંતિ શોધવાનું તે મનકલ્પિત સાધન યોજેલું છે. પણ તેથી શાંતિને બદલે કેવળ અશાંતિ વગર બીજું પરિણામ આવતું નથી. કેમકે શાંતિનો ઝરો ઇશ્વરમાંથીજ નીકળે છે, તેને શરણે ગયા વગર કોઇ માણસ શાંતિ મેળવી શકતું નથી. કોઇ વખત કાગનું બેસવું અને ડાળનું ભાંગવું થાય, તે ઉપરથી અજ્ઞાન માણસો વહેમી ઉપાય ઉપર વિશ્વાસ લાવે છે; પણ કર્તા હર્તા એકજ છે. એવા ખોટા વહેમોમાં ફસાનારાં હાથે કરીને હેરાન થાય છે; ને જે ધૂતારા તેમને ધુતે છે, તેઓજ પાછળથી તેમની નિંદા કરે છે ને બેવકુફ ઠરાવે છે. ભવિષ્યની વાત જોશીઓ કે ભૂવા કંઇ જાણતા નથી. જો જાણતા હોત તો તેઓ પોતાનુંજ ભવિષ્ય જાણત, અને જે ઘણાં ભારે દુઃખો તેમના ઉપર આવે છે, તેથી બચવાને અગાઉથી કોશીશ કરત; પણ તેવો એકે દાખલો જણાતો નથી. જે સંકટ, દુઃખ, પીડા અને ધાસ્તી બીજાં ઉપર આવે છે તેજ એ ભૂવા ને જોશીઓ ઉપર પણ આવે છે, છતાં તેઓ તેમાંથી મુકત થઇ શક્તા નથી.

માટે બહેનો, મિથ્યા વહેમોને વશ થઇ, અવળા ઉપાયો કરી હેરાન ન થતાં, પરમકૃપાળુ પરમેશ્વર ઉપર ભરોસો રાખી, સર્વ સ્થિતિમાં તેની ઇચ્છાને આધીન થવું, ને તેણે આપેલા ખરા ને સીધા ઉપાયો કરવા. સૌ જાણે છે કે છોકરાંવાળાં તમામ કંઇ સુખી નથી, ને વાંઝીયાં તમામ દુઃખી નથી. એક સુભક્ત કવિ જ. વ. સ. ટેલર કહે છે કે, "માનવમાં નહિ સુખનાં મૂળો સુખ તો છે કર્તાનું દાન." માણસનો મૂળ સ્વભાવ સુખ શોધવાનો છે ખરો, પણ ઇશ્વરી ખાસ બક્ષિસ વગર

માણસ પોતાને હાથે કદી સુખ સંપાદન કરી શકતુંજ નથી. માટે સ્વબળે સુખ મેળવવા જનાર માણસો, હવામાં બાચકા ભરનાર જેવાં સમજવાં. બિમારીના વખતમાં માણસના જીવને આશાએશ રહે અને ફાયદો પણ થાય, તે માટે ઇશ્વરે પૃથ્વીની સપાટી ઉપર લાખો દવાઓ મુકી છે. માટે યોગ્ય વૈદ કે ડાક્ટરની દવા કરવી, ગુલાબના ફૂલની માફક સંભાળથી દરદીની ચાકરી કરવી, કોઇ વાતે તેનું મન કચવાય નહિ, તેને રંજ પડે નહિ, તેવી રીતે ખાવા, પીવા, ઉઠાડવા, બેસાડવા ને ઉંઘાડવાની તજવીજ રાખવી. દર્દીના દર્દને નજીવું ન ગણતાં તેના દુઃખની તુલના ને દાઝ આપણા અંતઃકરણમાં છે એવું જ્યારે દરદીના મનમાં વસે, ત્યારે દરદી પોતાનું અરધું દુઃખ ભુલે છે ને તેને ઘણી શાંતિ મળે છે. પણ જ્યારે તે જુએ છે કે મ્હારા દુઃખનો અનુભવ મ્હારાં અંગીતોને નથી, ને તેમની નજરમાં મ્હારા દુઃખનો બોજો નજીવો છે, ત્યારે તે મુંઝાય છે, ને પોતાનું દુઃખ હોય તે કરતાં પણ તે પોતાને વધારે દુઃખી માને છે. કદીક મક્કમ વિચારના પુરૂષ વર્ગના મનમાં એવું ન આવે, અને પોતાની સત્તાએ કરી પુરતાં સાધનો મેળવે; પણ ન્હાનાં બાળકો, ને નબળા મનની સ્ત્રીઓના મનમાં તો એવી વર્તણુકથી કદી ઓછું આવ્યા વિના રહેજ નહિ. એ માટે દરદીનું નબળું શરીર, ને નબળી લાગણીઓ કદી ન દુખાય, તેવાં આચરણ ઘરનાં તમામ માણસોએ, તેમાં વિશેષે કરીને સ્ત્રી જાતિ, કે જે ચાકરી કરવામાં મુખ્ય છે, તેણે ખાસ રાખવાં જોઇએ. દરદીની પાસે કોઇ પ્રકારની ગંદકી કે ઘોંઘાટ કાંઇ થવા ન દેવું, તેમજ કોઇ પ્રકારનો ધાસકો પડે તેવી વાત કરવી કે કરવા દેવી ન જોઇએ. તેમજ જોવા આવનારાંનું મન રાખવા માટે દરદીને તકલીફ પણ આપવી નહિ. બિમારનો મંદવાડ ગમે તેવો ભયંકર હોય, પણ તેથી ગભરાઇ જઇ, હાય વોય કરવાથી કશો ફાયદો નથી, પણ ઘણું નુકશાન છે. માટે તેની પાસે રડવું કે તેને ઉંઘતું ધારી છાની છાની વાતો કરી નિસાસા મૂકવા નહિ. કદી દરદી વહેમી હોય, તો તે સમજે તેવી રીતે સાચી દલીલોથી સમજાવવું, ને ઇશ્વર પ્રત્યે તેનો ભાવ દઢ થાય એવા પ્રયત્ન કરવા. કેમકે સુખમાં દુઃખમાં તેજ ખરો આશ્રો છે. લાંબી માંદગીથી કંટાળી, ચિહડીયું થઇ ગયેલ દરદી, અને વૃદ્ધાવસ્થાને લીધે પરવશ થયેલ માવતર, ગમે તેટલો

બડબડાટ ફડફડાટ કરે, તે ઉપર લક્ષ આપી સામા જવાબ વાળી, રીસ ચઢાવી, તેમનાથી કદી બેદરકાર રહેવું નહિ. ઘણાં અજ્ઞાન માણસોમાં એવું જોવામાં આવે છે, કે ઘરડાં માબાપની કશી દરકારજ ન હોય! તેઓ એક ખાટલીમાં પડ્યાં પડ્યાં બૂમો મારે, તેને કોઇ કાન પણ દે નહિ, ને જવાબ આપે તો કૂતરાના બચકા જેવો!! "શું છે?" "કેમ છે?" અરેરે! તેજ વખતે જો પોતાનો હઠીલો છોકરો હઠ કરી તેમને હેરાન કરતો હોય, તો તે હેરાનગતી ધ્યાનમાં પણ ન લેતાં તેને તેઓ અનેક રીતે ફોસલાવે પટાવે, ને 'છાનો મ્હારા બાપ!' કહી છાતીએ ચાંપે. પણ પોતાની મા જનેતા કે વ્હાલો નિર્ગત થએલ બાપ, જેમણે તેમને એવાંજ લાડમાં ઉછેરી, પોતાનાં લોહી પાઇ આજ સુધી પોતાના જીવ કરતાં તેમને વહાલાં ગણ્યાં છે, ને ગણે છે, તેમના પ્રત્યે નિર્દય અને બેદરકાર બની, આવી વર્તણુક ચલાવે, આથી કઇ અધુરી કેળવણી!! કઇ કૃતઘ્નતા ને કયું સ્વાર્થીપણું વધારે હોય? ધિક્કાર છે એવાં ફરજંદોને, કે જે માવતરો, પોતાની સેવા કરતાં આજ સુધી થાક્યાંજ નથી, ને તેમનો પ્રેમાવેશ ઝાંખો પડયોજ નથી, તેમણે પોતાના કર ચાલ્યા ત્યાં લગી પોતાનાં ફરજંદોને પોતાની શક્તિ ઉપરાંત સંભાળતાં અને મદદ આપતાં, પોતાનાં શરીરો પણ જોખમમાં નાંખ્યાં છે; તેમજ તેમના છણકા અને તેમનાં આળસ ખમતાં, ઉલટાં તેમને ફોસલાવ્યાં છે! છોકરાંને મૂકીને સારો કોળીયો ખાતાં જાણે ગળે અટકતો હોય! તેવું જેમને ભાસ્યું છે. અને પોતાની નાતવાન સ્થિતિમાં પણ છોકરાંનાં છોકરાંનાં ખાંડણીયાં પ્યારથી ખમ્યાં છે! દીકરાની વહુઓના ઠઠણાટ ભભણાટ સાંખ્યા છે! એવાં વ્હાલાં માબાપો જ્યારે તદ્દન નબળાં અને નાકોવત થાય, કે ભયંકર રોગમાં પીલાય, ત્યારેજ માત્ર છોકરાંથી સેવાની આશા તેઓ રાખે છે. તો આ વખત તે છોકરાંને માબાપની સેવા બજાવવાની કેવી કિમતી તક કહેવાય! ને આ તક ક્યાં સુધી હાથમાં રહે? માસ, છમાસ, કે વરસ બે વરસ! તેટલામાં તો તેઓ થાકી જાય, હારી જાય! તેમની વાત, તેમની શિખામણ, તેમની સલાહ, ને તેમની માગણી ગાંડા માણસના જેવી લેખી, તેમની સાથે તોછડાઇથી વર્તી, તેમને હલકાં ને તુચ્છ માને! ને મનમાં એવું ચાહે, (ને કેટલાંએક તો મ્હોએ પણ બોલે) કે કયારે "ખોખું જાય ને ચોક્ખું થાય!!"

બ્હેનો, આપણા દેશમાં એવા ઘણાજ બનાવો બને છે, તે ખરેખર શોચનીય છે, એટલુંજ નહિ, પણ ઇશ્વરનો કોપ ખેંચી લાવવાને એ સબળ સાધન છે. માટે મ્હારી વ્હાલી બ્હેનો, ભાઇઓ ને બાળકો, પોતાનાં વ્હાલામાં વ્હાલાં માબાપોની ચાકરી કરવામાં પાછીપાની ન કરો. પણ તે ઉપરાંત, વળી કોઇ પણ લાચાર ને દુઃખીની સેવા કરવાનો વખત જો તમારા હાથમાં આવ્યો, તો જીંદગીમાં તે વખત સૌથી કિમતી ગણો. કેમકે ઇશ્વર અને મનુષ્ય, બન્ને સેવા કરાવનારને ધન્યવાદ આપતાં નથી, પણ સેવા કરનારને.

ઇશ્વરે આપણને બળ, બુદ્ધિ અને સમૃદ્ધિ એ માટે આપેલી છે, કે અબળોને મદદરૂપ થઇ શકીએ. ને જો તેમાં આપણે કંજુસાઇ કરી દયાનું દ્વાર બંધ કરીએ, તો જરૂર ઇશ્વરને અણગમતાં ઠરીએ; ને આપણો બદલો ખોઇએ. લાચાર અને દુઃખીને મદદ કરવા માટે ઇશ્વર પાસે આપણે એકજ સાધન છીએ એમ નથી. પૃથ્વી તથા તેનું ભરપુરપણું તેનાં છે તે દુશ્મનના મનમાં પણ દુઃખીની દાઝ પ્રગટાવવા સમર્થ છે. માટે દુઃખીની સંભાળ લેવાનો પ્રસંગ પ્રભુ જેના હાથમાં આપે, તેણે પરાયું કે પોતાનું, ઉચ્ચ કે નીચ, દેશી કે પરદેશીનો કશો વિચાર લાવ્યા વગર, ઉભરાતા પ્રેમથી મદદ કરવી, ને "હું કરૂં છું" એમ માનીને કદી મગરૂર થવું નહિ. પણ પોતાની ખાસ ફરજ સમજીને ઇશ્વરના વિશ્વાસુ સેવક તરીકે તેની સેવા કરવી, ને નક્કી જાણવું કે "ઉદારતાથી વાવનાર ઉદારતાથી લણશે." અને શુદ્ધ કેળવણીનો પ્રકાશ એની મેળે પોતાનાં કિરણો ચોતરફ ફેંકશે.

માવતરની સેવા કરવાને, દીકરા, દીકરી, વહુ, જમાઇ ને છોકરાંનાં છોકરાં, સૌ બંધાયલાં છે. તો સૌએ એક સરખી કાળજી રાખી, ચાકરીમાં કંઇ ફેર પડવા દેવો નહિ. માની ચાકરી કરતાં દીકરાએ કોઇ રીતે સંકોચાવું નહિ, તેમ બાપની ચાકરી કરતાં દીકરી કે વહુએ સંકોચાવું નહિ. કેમકે ત્યાં, સ્ત્રી પુરૂષનો ભેદ નથી. એ તો 'માવતર' દુનિયાની 'તર' છે. તેમને માટે જેટલું થાય તેટલું ઓછું ને ઓછું ગણો. મ્હારાં સ્વદેશી ભાંડુઓ, ઓછુંજ ગણો!! ને ઇશ્વરનો આશીર્વાદ પામી સુખી થાઓ. જેમ બુદ્ધિ સંબંધી કંગાલ માણસો તેમને ગમ્મતમાં મરી જવાનું કહે છે! સરખી હેડીમાં તેમનો દહાડો ખાવાનું ટીખળ કરે છે! તેમને ડોસા અને

ડોસી કહીને, ઘરનાં ન્હાનાં છોકરાં પણ અપમાન કરે છે. એવાંઓને સમજાવો, કે તે પાપ છે. અરેરે! માબાપ પ્રત્યે એવી નાલાયક વર્તણુકવાળાં છોકરાં કેટલાં સ્વાર્થી કહેવાય? તેનો તોલ કરવો મુશ્કેલ નથી. કે જે પોતાનાં વ્હાલાં માબાપોનાં લોહી પી પીને મ્હોટાં થયાં, ને જ્યારે તેઓ સ્વતંત્ર થયાં, ત્યારે તે જોઇ માબાપનાં કલેજા ઠર્યાં. ત્યારે તેઓ તેમની નાતવાન સ્થિતિમાં તેમને ઠારવાને બદલે ઉલટાં મૂઆં વાંચવા લાગ્યાં! ખરેખર! એવાં માણસો કોના પ્રત્યે વિશ્વાસુ ને પ્રેમી હોય!! આપણા દેશમાં ઘણે ઠેકાણે એવું જોવામાં આવે છે, કે સ્ત્રી, દીકરી, અને વૃદ્ધ માબાપનું મોત, તે રાચરચીલું તૂટયા બરાબર લેખાય છે! એનું કારણ બીજું કાંઇ નહિ પણ પ્રેમ વગરનું લુખું અંતઃકરણ છે. બાયડી મરતાં, ખોટ એટલી, કે છોકરાં રખડશે, ને બીજી બાયડી કરતાં પૈસા બેસશે! માબાપ મરતાં, દહાડો કરવો પડશે! દીકરી મરતાં, નાણાંની કોથળી જશે, કે ગજવે નાંખવાના પૈસા બચશે. એવા માત્ર સ્વાર્થી વિચારથી જે સુખ કે દુઃખ લાગે તે ખરૂં! બાકી તેમની હયાતીની પ્રેમી કિમ્મત તેમને હોતી નથી.

મ્હારાં સ્વદેશી ભાઇ બ્હેનો, આ દોષ કંઇ ન્હાનો નથી, માટે એ આપણા મનમાંથી, કુટુંબમાંથી, ને દેશમાંથી નાબુદ થવો જોઇએ. ને કેળવાએલ બ્હેનોના, કેળવાએલ કુટુંબના અને કેળવાએલ દેશોના દાખલા જોઇ, પોતાની ફરજ ઉભરાતા તે નિર્મળ પ્રેમે અદા કરવી ને કરાવવી. એનું નામ કેળવણી છે.

હવે વ્હેમ અને તેના પરિણામ વિષે આગળ કેટલુંએક વિવેચન થઇ ગયું, તો પણ હજી બીજા વ્હેમો વિષે કંઇક સમજવું અગત્યનું છે. મિથ્યા વ્હેમો કેવળ આપણાજ દેશમાં છે અને બીજા દેશોમાં તદ્દન નથી, એમ તો કહેવાયજ નહિ. કેમકે "ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય છે." પણ જે દેશમાં સ્ત્રીસુધારા ઉપર પૂરતું લક્ષ આપવામાં આવે છે, ત્યાં વ્હેમોનો પ્રસાર ઓછો છે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ ગણાશે નહિ. કેમકે વ્હેમોનું મૂળ, ઘણે ભાગે સ્ત્રીઓ છે. કોઇ ઘરમાંથી મંદવાડ ખસતોજ ન હોય, તો ઓલી પેલી ભેગીઓ થઇને કહેશે, કે બાઇ, આ ઘરમાં તો ભૂત છે. પણ તેનું કારણ તપાસે નહિ, કે રોગ ઉત્પન્ન થવાનું

કોઇ કારણ છે કે શું? જો શોક્ય મરી ગઇ હોય તો તેને નવી સ્ત્રીએ જોઇ પણ ન હોય, છતાં તે ભૂત થઇ આવીને ઉપદ્રવ કરશે! તે માટે તેને આવતી અટકાવવાને શોક્ય પગલું * પહેરવામાં આવે છે. એમ કરવામાં કેવળ મરનાર શોક્યની હલકાઇ બતાવવા શિવાય બીજું કંઇ પ્રયોજન જણાતું નથી. મરેલાં માણસના આત્માને બીજાને ઉપદ્રવ કરવાને પાછા આવવાની શક્તિ છે કે નહિ, તે વિષે કંઇ શાસ્ત્રાધાર કોઇ તપાસતું નથી. એતો—

"વા વાયાથી નળીયું ખસ્યું, તે દેખીને કૂતરૂં ભસ્યું; બહુ થયેઃ ત્યાં શોર બકોર, કોઇ કહે મેં દીઠા ચોર." એના જેવું બેરાંસાઇ ધતીંગ ચાલ્યું તે ચાલ્યું. એવા અનેક વ્હેમોના વમળમાં અજ્ઞાન સ્ત્રીઓ આંટીઓ લે છે. ને ભેગા ડાહ્યા પુરૂષોને પણ ઘુમાવે છે.

તે શિવાય ધર્મને બહાને કેટલાએક વ્હેમો સજ્જડ થઇ ગએલા છે. તેણે તો ભણેલ અને અભણ કોઇને મૂક્યાં નથી. (૧) રસોઇ કરતી વેળાએ નાહીને અબોટીયું પહેરવું, ને કોઇને અડકવું નહિ, ને ન્હાયા વગર કોઇને રસોડામાં આવવા દેવાય નહિ. (૨) સવારમાં ન્હાવાથી પુણ્ય થાય છે. (૩) અગીયારસ, સોમવાર વગેરે અમુક અમુક ઉપવાસો કરવા. (૪) શ્રાવણ માસમાં લીલોત્રી શાક ખાવું નહિ. (૫) ડાબે હાથે પાણી પીએ તો દારૂ સમાન ગણાય. (૬) રાત્રે સજવારી કાઢે તો લક્ષ્મી વળાઇ જાય. (૭) તાંબાના લોટામાં દૂધ લે તો અશુદ્ધ ગણાય. (૮) ગ્રહણની આભડછેટ. (૯) રજસ્વલાની આભડછેટ, વગેરે ગણ્યા ગણાય નહિ એટલા વ્હેમો આપણા દેશમાં છે. એ બાબત કોઇ સુધારાવાળાં એમ બોલે કે એ વ્હેમ છે, તો તેને કહેશે કે તમે તો ભ્રષ્ટ થયાં, તે માટે અમે પણ આચાર વિચાર મુકીને ધર્મભ્રષ્ટ થઇ જઇએ કે શું? આવો જવાબ વાળે છે. પણ તેઓ એટલી ઉતાવળ ન કરતાં, શાંતિથી તેનો ખુલાસો પુછે, તો તેમના મનનું સમાધાન થાય, ને જણાય કે આચાર સાથે વિચારની ખામી છે. વિચાર વગરનો કોઇ પણ આચાર, સરકસનાં જાનવર જેવો સમજવો. અને વિચારીને કરેલાં આચરણ ખરાં ઉપયોગી થાય છે, માટે તેનો વિચાર કરવાની ખરી જરૂર છે.

---

* સોના કે રૂપાનું એક ચકદું કરાવી તે ઉપર સ્ત્રીના બે પગના પંજા છપાવી તે નવી સ્ત્રી ડોકમાં પહેરી રાખે છે.

(૧) સવારમાં વહેલાં ઉઠીને સ્ત્રીઓને વાશી કામ કરવાનું હોય, તે કરીને તે થાકી જાય, ને તે સાથે વાસણ માંજવાથી ને સજવારી પૂંજા કરવાથી શરીર ને કપડાં બહુ મેલું થાય, તે બદલાવી, નાહી ધોઇ, ધોએલું કપડું પહેરી, ચોકખાઇથી રસોઇ કરવી, એ શારીરિક તંદુરસ્તીને માટે, સ્વચ્છતાને માટે, શોભાને માટે અને સ્વાદિષ્ટ રસોઇ થવાને માટે ઘણું ઉપયોગી છે. કેમકે જેઓમાં અબોટીયું પહેર્યા વગર રાંધવાનો રિવાજ છે, તેઓમાંની ફૂવડો, તેમજ હલકા વર્ગની સ્ત્રીઓ, સ્વચ્છતાની કશી દરકાર રાખતી નથી, ચૂલા ઉપર શાક, દાળ, ભાત વગેરે રસોઇ મૂકીને, એક ઘેરથી બીજે ઘેર ભટકવા નીકળી જાય છે. ત્યાં વળી બે ચાર વાતોડીઓ મળી, કે કોઇની નિંદાનો રસ લાગ્યો, તો રસોઇ રસોઇને ઠેકાણે રહે; ચૂલે ચઢાવેલું કાંતો બળી જાય, ઠરી જાય, પાણી પોચું થાય, ને જમવાનો સ્વાદ જઇ ધાનની ધૂળ થાય. તેમજ બહારથી આવીને હાથ પગ ધોયા શિવાય, જેવે તેવે હાથે ને જેવે તેવે પગે રસોડામાં પેસે, ને મોડું થઇ ગયું હોય, એટલે ઉડ ઝુડ ધોયું ન ધોયું, જોયું ન જોયું, બાકી રહેલું રાંધી નાંખે, જેથી બે સ્વાદ રસોઇ થાય, તેને લીધે જમતી વખતે કંકાસપણ થાય. કોઇને ભાવે ને કોઇને ન ભાવે, તો કોઇ ભાણું પછાડીને ઉઠી પણ જાય! એટલે પૂરતો ખર્ચ કર્યા છતાં મનભાવતું જમાય નહિ. તેના કરતાં ઉપરનો નિયમ ઘણોજ ઉત્તમ છે, પણ તે નિયમ સ્વચ્છતા માટે છે એવું સમજનારી થોડીજ સ્ત્રીઓ હોય છે. બાકી તો ધર્મને માટે કેવળ વેઠ ઉતારનારી ઘણી હોય છે. તેઓ નહાવાને નામે પાંચશેર પાણી શરીર ઉપર રેડી પોતાને પૂર્ણ પવિત્ર ગણી લે છે. ન શરીર ચોળે કે મસળે કે લૂએ. માત્ર શરીર ઉપર સજ્જડ બેઠેલો મેલ પલાળી! ઝટ અબોટીયુ એકલું પહેરી લે. ત્રણને ઠેકાણે એક કપડું પહેરી પંક્તિમાં પીરસવા નીકળવું એ કેટલું નિર્લજ્જ દેખાય છે? તેનો વિચાર પણ તેઓને આવતો નહિ હશે! નહિ તો જેમ એક કપડું ધોઇને જુદું રખાય છે, તેમ શું ત્રણે કપડાં જુદાં ન રખાય? પણ "એવા ગાડરવત જ્ઞાન"માં કોઇ પણ ખરી મતલબ બર આવતી નથી, જેથી ફાયદા સાથે કેટલાક ગેરફાયદા પણ થાય છે. એટલે જો એક વેળા રસોઇ કરી જમી લીધું હોય ને થોડીવાર પછી મેમાન આવે ને ફરી રાંધવું પડે, તો શરીર સાફ હોવા છતાં રાંધનારીને ફરી

નહાવું પડે. ઉનું પાણી ઘડી ઘડી મળે નહિ, માટે ટાઢે પાણીએ નહાય, એમાં મોભાવાળા ઘરમાં તો કોઇ કોઇ વેળા બિચારીને દિવસમાં બે ત્રણ વેળા નહાવું પડે છે. તેમાં વળી શિયાળો કે ચોમાસું હોય ને છોકરૂં ધાવણું હોય, તો તેને એથી શરદી લાગી તરત માંદું થાય છે, તો પણ એ ક્રમમાં કંઇ ફેરફાર કરાતો નથી, કેમકે ધર્મનો બાધ ગણેલો છે. બાકી એક વખત સ્વચ્છતાથી નહાય, તો એવા બે લોટા પાણી રેડેલા દસ વખત નહાવા કરતાં, શરીર વધારે સ્વચ્છ થાય. પણ એવાં પવિત્રાપવિત્રનાં કારણોને લઇને, ઉંચ ગણાતી જ્ઞાતિઓમાં શરદીને લીધે ઘણી સ્ત્રીઓને ક્ષયરોગ પણ લાગુ પડે છે. તેમજ છોકરાંને લુગડું પ્હેરેલું ધવરાવવા લે તો રસોઇ અભડાઇ જાય તે માટે તેને ટાઢ હોય કે શરદી હોય તોપણ ઉઘાડું પુઘાડું કરીને ઘરના કોઇ માણસે જમીન ઉપર મૂકી દેવું જોઇએ, ત્યાંથી રસોઇ કરનાર બાઇ ઉપાડી લે. આટલું દુઃખ વેઠયા છતાં, ધર્મબંધન વગર કેવળ કેળવણીને પ્રભાવે સ્વચ્છતા જાળવનાર સ્ત્રી તરફ ધ્યાન આપીને જોશો તો તે શોભા, સુખ અને સગવડમાં આગળ આવેલી જણાશે. આપણામાં "આચાર વિચાર" આ શબ્દો ઉપર બહુ ભાર મૂકવામાં આવે છે. પણ જો એ બે શબ્દોને ઉલટાવી નાંખીએ, એટલે વિચારીને આચરણ કરીએ તોજ તે પોતાની ખરી ખૂબી દેખાડે. વિચાર વગરનો આચાર નકામો છે.

(૨) સવારમાં નહાવાથી શરીર અને મન પ્રફુલ્લિત થાય છે, ને કામમાં ઉલ્લાસ મળે છે, ને તંદુરસ્તી માટે તે ઉપયોગી છે. પણ પુણ્યની વાત તો આળસુને ન્હવરાવવાના એક બ્હાના જેવી છે! જેમ કેટલાંકો છોકરાંને કહે છે, કે "ત્યાં જઇશ મા, નહિ તો બાઘડો કરડી ખાશે." (પણ બાઘડાની તો હૈયાતીજ હોતી નથી) એવું ધર્મનું બહાનું માત્ર છે.

(૩) અમુક વાર તિથિના ઉપવાસ તે પણ ઠીક છે. પરંતુ વિચારો કે આપણે લાંઘણ ક્યારે કરીએ? કંઇ પ્રકારનું દુઃખ થાય ત્યારે. તો ઉપવાસ તે પાપના પશ્ચાત્તાપની નિશાણી છે. જેને પોતાનાં પાપ સંબંધી પશ્ચાત્તાપ થાય, તે ઉપવાસ કરેજ, ને કરવો પણ જોઇએ. પરંતુ તે પશ્ચાત્તાપ ક્યારે થશે તેનો કંઇ વખત નિમેલો હોય? કે નિમેલે વખતે પશ્ચાત્તાપ થઇ શકે? તેમજ ઉપવાસ, તે કેવળ પરમ કૃપાળુ પરમેશ્વરનેજ બતાવવાનો છે. લોકો આગળ ધાર્મિકપણાનું નામ કાઢવા માટે નથી.

અમુક દિવસો તંદુરસ્તીને માટે ગોઠવેલા છે ખરા, કે જેથી બદહજમી થવા પામે નહિ. બાકી જ્યારે ખરા પશ્ચાત્તાપી અંતઃકરણથી આપણે ઉપવાસ કરીએ ત્યારે ઇશ્વર જાણે અને માન્ય પણ કરે છે.

(૪) શ્રાવણ માસ શાક ભાજીનો રાજા કહેવાય છે, એ માસમાં લીલોત્રી પુષ્કળ થાય છે, પણ તે વખતે વરસાદ જોસબંધ પડતો નથી ; સરવડે સરવડે આવે છે, તેથી જમીનની ધૂળ છોડવાઓને ચઢે છે, જેથી તેના ઉપરનાં ઇયળો વગેરે જીવડાં મરી જઇ તેને ચોંટી રહે છે, તેથી ભાજી વગેરે ખાતાં ચીતળી ચઢે છે. ભાદરવામાં ખુબ વરસાદ પડવાથી એ બધું ધોવાઇ જઇ સ્વચ્છ થાય છે. ત્યારે તેવી સુગ મટી જઇ ખાવાનું મન થાય, માટે ઉપર લખી ગંદકીને લીધે તે વર્જિત થયું હોય તેમ જણાય છે.

(૫) ડાબે હાથે ખાય કે પીએ તો તે અજુગતું દેખાય છે, કેમકે આપણા દેશાચાલમાં બંને હાથને અમુક કામો આગવાં સોંપેલાં છે, ને ખાવું તે ખાસ જમણા હાથનુંજ કામ છે, એમ સર્વ માન્ય ગણાએલું છે, છતાં, ચીન ઈંગ્લાંડ વગેરે દેશોમાં તો ખાતાં પીતાં બન્ને હાથોનો ઉપયોગ થાય છે ; પણ આપણા દેશાચાલ પ્રમાણે ડાબે હાથે ખાવું અજુગતું લાગે ખરૂં, બાકી બંને હાથ એકજ શરીરના છે ને તે શુદ્ધ છે.

(૬) રાત્રે સંજવારી કાઢતાં લક્ષ્મી કેમ કરીને તણાઇ જાય ? કેમકે તે તો પેટી પટારામાં મુકી તાળાં દીધાં હોય. પણ અસાવધ સ્ત્રીઓ કે બચ્ચાં આડુંઅવળું ચિત્ત રાખી વાળે, તો ઝીણી મોટી ચીજ વાળીને રસ્તા ઉપર ફેંકી દે, એવી ધાસ્તી રહે ખરી.

(૭) તાંબાનો કાટ ઝેરી હોઇ, તેમાં દૂધ લેવાથી તેની અસર તેમાં આવે, ને તે ખાવાથી નુકસાન પણ થાય. માટે તાંબાના કે પિત્તળના ગમે તે વાસણમાં જો પુરતી કલાઇ હોય તોજ દૂધ લેવું, નહિ તો દૂધ તો શું પણ દરેક ખોરાક તેમાં રાંધવામાં કે રાખવામાં આવે, તો તેમાં દારૂની તો નહિ પણ ભયંકર ઝેરની અસર ઉતરે છે, માટે આવા વહેમ ન રાખતાં આણસને સીધે માર્ગે નિયમ પળાવ્યાથી વધારે ફાયદો થાય છે.

(૮) સૂર્ય અને ચંદ્રગ્રહણ સંબંધી આભડછીટનો જબરો વ્હેમ પેસી ગયો છે, એથી તાજુબી ઉપજે છે. અભણ ને ગામડીઆ લોકો તો

દંતકથા ઉપર વિશ્વાસ લાવી તે વાત માને, પણ અણસમજ્યાને સમજાવવું તે સમજેલાનું કામ છે; તો દરેક વિદ્વાનથી વિદ્યાર્થી લગી જાણે છે કે આપણી પૃથ્વી ગોળ છે, ને તેની આસપાસ ચંદ્ર ફરે છે, તે પણ ગોળ ને પરપ્રકાશિત છે. તેથી તેના ભ્રમણથી જ્યારે ત્રણે એક સીધી લીટીમાં આવે છે, ત્યારે પૃથ્વીનો પડછાયો પડવાને લીધે ચંદ્રગ્રહણ થાય છે, અને ચંદ્ર આડો આવવાને લીધે સૂર્યગ્રહણ થાય છે. આ વાત દરેક શિક્ષક પોતાની નિશાળમાં ભણતાં છોકરાંઓને બારીક રીતે સમજાવે છે, તો તેમણે પોતાના ઘરમાં, કુટુંબમાં, અને લાગતા વળગતાને શા માટે ન સમજાવવું? કે સૂર્ય ને ચંદ્ર કંઇ જીવતાં પ્રાણી નથી, કે તેઓ માણસના જામીન થઇ શકે; તેમ માણસમાં એટલી તાકાત નથી કે તે સૂર્ય કે ચંદ્ર આડે ઉભો રહી, તેના પ્રતિબિંબને ઢાંકી શકે! તો મ્હારાં શિખેલાં ભાઇઓ અને બ્હેનો, એ બાબતની જે સમજણ તમે પામ્યાં છો તે એટલા માટે, કે અજ્ઞાનીઓને અજ્ઞાનતારૂપી અંધારામાંથી બહાર કાઢો; પણ તેને બદલે તમે પોતે પણ ભાવે કે અભાવે તેમાં ભળી જાઓ, ત્યારે તમારી સમજણ શા કામની? એમાં બહાદુરી નહિ પણ નાદાની ગણાય; ને તે એટલી બધી કે પાયા વગરના વહેમને વશ થએલાં અજ્ઞાન બૈરાં, ને જુના વિચારનાં માણસો, તમને પોતાના વર્ગ અને મતમાં ખેંચવાને શક્તિવાન થાય, ને તમે તમારી સમજરૂપી તુંબડું એક હાથે ઉંચું પકડી રાખી, નિર્બળ બની, તેમના તાણમાં તણાઇ જાઓ! એ કેટલું નબળાપણું! "જો રણશિંગડું સાફ વાણી ન કાઢે, તો કોણ લડાઇની તૈયારી કરે?" તો તમે જે સમજ્યાં છો તે ભેદ બીજાને સમજાવી, તેમની ભૂલ ન ભાંગો, તો તમારી સમજણથી શો લાભ? મરેલા તીડને કીડીઓ તાણી જાય, પણ જીવતાને તાણે ત્યારે એનું જીવન કેવું?

(૯) રજસ્વલા સ્ત્રીને ચાર દિવસ સુધી દૂર બેસવાનું જે ધોરણ આપણા હિંદુ સંસારમાં છે, તે ઘણી રીતે ફાયદાકારક છે. તેથી સ્ત્રીઓને એ માંદગીના વખતમાં વિશ્રાંતિ મળે છે. અને ગંદકી દૂર રહે છે પણ તે નિયમ પાળવાનો હેતુ તો એથી તદ્દન જુદોજ સમજાવવામાં આવે છે. એટલે પહેલે દિવસે 'ચંડાળણી,' બીજે દિવસે 'બ્રહ્મહત્યારી,' (કે મનુષ્ય-હત્યારી) ત્રીજે દિવસે 'ધોબણ,' અને ચોથે દિવસે 'શુદ્ધ,' એમ ગણેલું

છે (કોઇ પાંચમે દિવસે પણ શુદ્ધ ગણે છે). એ અરસામાં તે શુદ્ધ થઇ હો, કે તેજ દિવસથી ખરી અશુદ્ધ થઇ હો તેની પરવા નહિ. ચાર દિવસ પાળ્યા એટલે ધર્મ પાળ્યો ગણાયો!! આ નિયમ કંઇ નવો તો નથી, અસલનો છે, ને તે પાલેસ્ટાઇનમાં યાહુદી લોકોમાં હતો અને હાલ પારસીઓમાં પણ થોડો ઘણો રહ્યો છે; પણ તેમનો નિયમ આપણા હિન્દુ સંસારનાં "પોથીમાંનાં રીંગણાં" જેવો નથી. તેઓ સંપૂર્ણ શુદ્ધ થતાં લગી તે પાળે છે, અને સ્વચ્છતાનો નિયમ સાચવે છે. પણ હાલ કેટલાંક સુધરેલાં કુટુંબોમાં, મીટીંગ, મેળાવડા, ને પાર્ટીઓમાં એ રિવાજ અડચણરૂપ થવાથી કે પછી એ નિયમ તોડવામાં કંઇ પાપ નથી એવું સમજીને, કે ગણીને, ગમે તેમ હો પણ પડતો મૂકયો છે. હવે એ રિવાજ પડતો મૂકવો કે પાળવો એ પોતાની મુન્સફી ઉપર છે, પણ તેમાં જે ભયંકર પાપની બ્હીવરામણી બતાવી છે, તે કેમ કરીને મનાય? કેમકે ગમે તેવી ધાર્મિક સ્ત્રી પણ એ નિયમ બહાર નથી, કેમકે એ ઇશ્વરી નિયમ છે. તો જેણે તે નિયમ ગોઠવ્યો છે તેજ તેને એવો પાપમય ઠરાવે, તો કઇ સ્ત્રીનો ઉદ્ધાર થાય? ઇશ્વર એવો નિર્દય નથી. માત્ર સુઘડતા અને વિશ્રાંતિ શિવાય એ નિયમનું બીજું કારણ જણાતું નથી.

આપણા હિંદુ સંસારમાં ઘણા વહેમો, જેને "ડોશી શાસ્ત્ર" એવું નામ આપવામાં આવે છે, તેને આંધળા ઝનુનથી વળગી ન રહેતાં, જે સત્ય છે તે ખોળી તપાસીને તે પ્રમાણે વર્ત્તવું, અને સ્ત્રીના ભૂષણરૂપી ઉત્તમ ગુણો ગ્રહણ કરવા, એવું નામ કેળવણી છે. આ કેળવણીનું મૂળ સ્ત્રી છે કે જે પ્રજાની માતા છે. જમીનનો ગુણ ઝાડમાં ને માનો ગુણ બાળમાં ઉતરે છે. માટે તેણે વ્હેમ અને ટાચકા ટુચકાનું ખરૂં તાત્પર્ય શોધી, વિચારીને આચરણ કરવાથી તેની સંતતિ સુખી નિવડશે, અને ઘણી અગવડો દૂર થશે એમાં શક નથી. એકલા ભણતરમાં ભલે આખા એ. બી. સી. ડી ના ખેતાબો મળે, કે લાખો રૂપિયાની કમાણી થાય, પણ જેનું અંતઃકરણ શુદ્ધ કેવણીથી કેળવાયું નથી, તેને ખરા અને અચળ લાભ મળતા નથી. ખરી કેળવણી વગરની ભણેલી સ્ત્રીઓમાં, કેટલીએક પોતાના વાચાળપણાથી, કેટલીએક અવિવેકી અને બેશરમ વર્ત્તણુકથી, કેટલીએક મિથ્યા અભિમાનથી, કેટલીએક પોતાના પતિની અણઆજ્ઞાંકિત થવાથી,

કેટલીએક ઘરની ગેરવ્યવસ્થા કરવાથી, કેટલીએક પહેરવા ઓઢવાના ઉડાઉ ખર્ચથી, કેટલીએક આળસુ રહેવાથી કેટલીએક પરાઇ ચર્ચા કરવાથી, એમ અનેક રીતે પોતાનું અને પોતાના કુટુંબનું અહિત કરનારી, ને જગતની બત્રીશીએ ચઢનારી થાય છે. માટે બ્હેનો, જો ઉત્તમ ખોરાક તમને ભાવતો હોય તો તે કેળવણી છે. તે ખાઓ, પેટ ભરીને ખાઓ. કે તમારામાં સર્વ જે ભુંડું ને દુઃખ કર્ત્તા છે તે કાપવાની શક્તિ આવે; ને જો તે ન ભાવતી હોય તો તેની રૂચી થાય તેવી સોબત કરો કે રૂચી ઉઘડે. શું તમને ઉત્તમ શૃંગાર ગમે છે? તો કેળવણી ખરો શૃંગાર છે. હા, અમૂલ્ય શૃંગાર છે. ને તે વગર નાણે મળે છે. એને ચોરી લેનાર ચોર જન્મ્યો નથી ને જન્મશે પણ નહિ. પણ ખંત રાખીને પુરી લો. અધુરી લેનારાં તો અનેક પાયમાલ થયાં છે, ને રોજ રોજ થાય છે, ને તેમાં કેળવણીને દોષ નથી પણ તેનાં ગ્રાહકોનેજ છે.



# પ્રકરણ ૫મું.

## સ્ત્રીઓના ઘરધંધાને લગતી કેટલીએક અગત્યની સૂચના.

### દોહરા.

ઘર કામો તો છે ખરાં, નારીનાં નિર્માણ;
તેમાં ખામી જે રહે, સમજો સઘળી હાણ. ૧
રાણી હો કે રાંકડી, તો પણ સમજો એમ;
કુશળતા ઘર કામની, શીખવી રાખી પ્રેમ. ૨
સૌને ઘરનું કામ છે, થોડું ઝાઝું હોય;
ચિત્ત રાખીને જો કરે, નહિ વખોડે કોય. ૩
નોકર ચાકર આશરે, મૂકી દો જો કામ;
એથી પૂરી નહિ થશે, તમ મનની જે હામ. ૪
નોકર ચાકર હોય છે, ગરીબ વર્ગના જેહ;
મ્હોટા ઘરની રીત શી, જાણે મનથી તેહ. ૫
અવગુણ બીજો એક છે, ઘરમાં ચોરી ખાય;
"છાશે માખણ જાય ને, ફૂવડ નામ અપાય." ૬
ભણવું શ્રેષ્ઠજ કામ છે, અનેક લાભ પમાય;
પણ ખોટું તો' એજ છે, ઘર કામે લજવાય. ૭
માટે ભણતર સાથ તો, ભણવાં ઘરનાં કામ;
નહિ તો નક્કી જાણજો, નિંદ્ય થશે તમ નામ. ૮
સુઘડ ઘરો નહિ રાખશો, રોગ કદી નહિ જાય;
સઘળી ચીજ ન ઢાંકશો, માઠો અંત જણાય. ૯
માટે મ્હારી બ્હેન રે, શું છે બીજું કામ?
પરાઇ નિંદા છાંડતાં, સાચવજો નિજ ધામ. ૧૦

સ્ત્રીઓને પોતાના ઘરનું કાર્ય ખાસ રીતે કરવાનું છે, અને તેમાં તે પૂરી સાવધાન હોવી જોઇએ; રાંધવું જમાડવું અને તેને લગતાં કામો તથા ઘરબાર સુઘડ રાખવાં, પોતાના ઘરનું શીવવું સાંધવું, મેમાનની પરોણા ચાકરી કરવી, માંદાની માવજત કરવી, સંકટમાં ધૈર્ય રાખવું, આવક પ્રમાણે ખર્ચ કરવો, ઉછીનું આપવુ ઉછીનું લેવું, પડોશીને મદદ કરવી, પાડોશીથી મદદ મેળવવી, સૌનું માન રાખવું, સૌની ચાહના મેળવવી, બચ્ચાંને ઉછેરવાં, બચ્ચાંને કેળવવાં, દુઃખીની સંભાળ લેવી, થોડું બોલવું, ઘણું સમજવું, વિવેકથી વર્તવું એ બધાંને સ્ત્રીએ ઘરકાર્ય લેખવાં ને જો એ બરાબર રીતે આવડતું ન હોય, તો તે ગમે તેટલી ભણેલી ગણેલી હોય તો પણ તેનો ઘર કાર્યભાર રૂડી રીતે ચાલી શકે નહિ. કંઇ સારી રસોઇ કરવી હોય તો પણ આડોશણ પાડોશણને વિનવવી પડે, ને પોતાનું કામ મનમાનતી રીતે થાય નહિ. અથાણું, પાપડ, સેવ, વડી, તેમજ શિયાળાના પાક અને સાધારણ મિઠાઇઓ વિગેરે રસોઇમાં ગણાય છે. તે પણ સ્ત્રીઓને અવશ્ય કરીને આવડવાં જોઇએ અને તે સઘળાં કામ સુઘડતાથી થવાં જોઇએ. જેટલી જરૂર રસોઇની સુઘડતાની છે, તેથી પણ વધારે જરૂર દુઝાણાની બાબતમાં છે; જો તે બરાબર ન સાચવે તો સોના જેવાં માખણ ને ઘી દુર્ગંધ મારતાં થઇ જાય. કેટલીક ફૂવડ સ્ત્રીઓ છુટા વાળ રાખી રસોઇ કરે છે, તેથી રસોઇમાં વાળ આવી જતાં જમનારનું જમવું કંટાળારૂપ થાય છે. કેટલીક સ્ત્રીઓ જમીન ઉપર શાક સમારે છે, તેમજ અથાણાં. પાપડ જમતી વેળા ભોંય ઉપર મૂકે છે. વળી ખાવાની કે પીવાની ચીજ ગરમ હોય, તો ફુંકથી ઠંડી પાડી છોકરાંને કે માંદાને આપે છે. ધાણાજીરૂં વગેરે ઝીણી જણસ થોડી ઘણી સાફ કરવી હોય, તો ફુંક મારીને સાફ કરે છે. દુઝાણાવાળાં દૂધની તરનો બચાવ કરવા માટે ફુંક મારી, તર ખસેડીને ઘરનાંને ખાવા આપે છે! તે તદ્દન જંગલી, ગંદો ને અતિ નુકશાન કારક રિવાજ છે. ફૂંક વાટે ફૂંકનારના શરીરનો રોગ તે પદાર્થમાં ભળી ખાનારને અસર કરે છે. તે ઉપરાંત તેમાં થુંક પણ ઉડે છે, જેથી એવી પ્રકારની કરકસરવાળી સ્ત્રી આખા ઘરનાંને પોતાનો એઠવાડ ખવરાવનારી ને રોગીષ્ટ કરનારી બને છે. ઉંચ ગણાતી જ્ઞાતિમાં ફૂંકેલી ચીજ અભડાએલી ગણી છે, તેનું ખરૂં કારણ ઉપર લખ્યાં નુકસાન

છે. માટે જેઓનામાં એ વ્હેમ નથી, તેઓએ એ ટેવ વ્હેમથી નહિ, પણ નુકસાનકારક ને ગલીચ સમજીને ખાસ દૂર કરવી જોઇએ. વળી કેટલીક સ્ત્રીઓને એવી ટેવ હોય છે કે દાળ, ભાત, કઢી, દૂધ વિગેરે ચૂલા ઉપર ઉભરાઇ જતું હોય, તો પાસે બેસવાની આળસે ઢાંકણું ઉઘાડું મૂકી બીજે કામે વળગે છે. તેમાં કોઇ વેળા ગરોળી, ઉંદરડી અગર તેવાં પ્રાણીની લાળ કે લીંડી, અથવા તો કોઇ બીજી જાતનાં ઝીણાં ઝેરી જીવડાં તાપની આંચે દઝાઇ ખોરાકમાં પડી જાય છે. અને તેથી ઘણી વેળા મોત અગર શરીરમાં વિકાર થઇ જાય છે. અને તે વિકારનું ખરૂં કારણ જણાયા વિના યોગ્ય ઓષધ પણ થઇ શકતાં નથી. તે વિષે એક નજરે જોએલો દાખલો અહીં ટાંકું છું, કે જે મેં મ્હારી ઘણી ન્હાનીવયમાં જોયો હતો. પણ હજી તેનો તાજેજ ચિતાર મ્હારી દ્રષ્ટિ મર્યાદામાં છે, અને તે યાદીથી મને ઘણો લાભ પણ થયો છે ને તેમજ વાંચનાર સર્વને થાય એવું ઇચ્છું છું.

કાઠિયાવાડના એક શહેરમાં એક ગાંધી હતો તેને ઘેર પોતાનો સાળો મેમાન આવેલો. તે તથા પોતે તથા તેની દસ વર્ષની દીકરી, એ ત્રણ જણાં બપોરે જમવા બેઠાં. જમવામાં દાળ, ભાત, શાક, રોટલી વિગેરે સાધારણ ખોરાક હતો, અને તે રાંધનાર તેની સ્ત્રી હતી. જમતાં જમતાં તેના સાળાને એકદમ ઉલટી થઇ, ત્યારે સૌએ જાણ્યું કે માખી ખવાઇ ગઇ હશે. ઉલટી થાય ત્યારે મરી, તજ કે કંઇ અર્ક અથવા ફાકી આપવાનો સાધારણ રિવાજ છે. તે પ્રમાણે ગાંધી, પોતાના સાળાને માટે પોતાની દુકાનમાં કાંઇ ફાકી લેવા જવા સારૂ, ઉતાવળથી થોડાક ભાતમાં સારી પેઠે દાળ નાંખી, ઝટપટ જમી લઇને હાથ મ્હો ધોઇ દોડતો દુકાને ગયો. ત્યાં જઇ જેવો ડાબલામાંથી ફાકી કાઢે છે તેવાજ તેના હાથ પગો ખેંચાવા લાગ્યા, ને મ્હોએ ફીણ આવી, થોડીકવારમાં ત્યાં ને ત્યાં મરણ પામ્યો. આમ થવાથી સર્વ કોઇની અજાયબીનો પાર રહ્યો નહિ. તેના ઘરનાં માણસોએ તથા પોલીસે ખૂબ તપાસ કરી, પણ મરણનું કશું કારણ જણાયું નહિ. તેના ઘરનાં માણસોએ કહ્યું કે જમીને ઘેરથી દુકાને ગયા ત્યારે કંઇ દરદ હતું નહિ, પણ જમતાં જમતાં બે જણને ઉલટી થયેલી હોવાથી કદાચ રસોઇમાં કંઇ બિગાડ હોય એવા શકથી રસોઇ તપાસવા માંડી, તો દાળના વાસણમાંથી એક રંધાઇ ગયેલી જબરી ગરોળી

મળી આવી. દાળ ઉપર ઉપરથી અપાયલી અને ગરોળી નીચે પડી રહેલી તેથી પીરસતી વખતે જોવામાં આવી નહોતી. પેલા તેના સાળા તથા દીકરીને ઉલટી થઇ ગઇ, તેથી તેઓને થોડી અસર થઇ. પણ ગાંધીને ઉલટી ન થતાં ખોરાક પેટમાંજ રહેવાથી આ બનાવ બન્યો હતો.

ત્યારે એક તો સંભાળ વિના પોતાના જીવનું કે ખાનારના જીવનું જોખમ થાય. અને વળી માણસો મનમાં આવે તેવાં વગોણાં કરે તે તો જુદાં. માટે રસોઇ કરતી વખતે પોતાનું સઘળું ચિત્ત રસોઇમાં રાખવું જોઇએ. ઉંચ ગણાતી કોમોમાં નાહીને અબોટીયું પહેરી ચોકામાંજ રહી રસોઇ કરવાનો જે રિવાજ જન્મ પામેલો છે તેનું ખરૂં કારણ એજ હોવું જોઇએ, કે એ બંધને કરીને સ્ત્રીઓ પાસે બેસી ચિત્ત રાખી સ્વચ્છ ને સ્વાદિષ્ટ રસોઇ કરે, કેમકે જીંદગીનો આધાર ખોરાક ઉપર છે. જેઓ સ્વચ્છ તથા નિયમસર ખોરાક ખાય છે, તેઓ ઘણે ભાગે તંદુરસ્ત રહી સુખમાં આયુષ્ય ગુજારે છે. અને માણસ ભલે ક્રોડોપતિ હો કે રાજ-રાજેશ્રી હો, તો પણ તેના વૈભવમાં જે જે સમૃદ્ધિઓ છે તે કેવળ દેખાવમાં શોભાયમાન છે ખરી, પણ તે સાચવવા સંભાળવામાં ઉલટી વ્યાધિરૂપ છે; પણ જે ખાસ ઉપયોગી ને પોષણકર્ત્તા ને ખરી સુખદાયક ચીજ તે તો માત્ર ખોરાક ને વસ્ત્ર બેજ છે ને એ બેમાં જે ખોટ ને ખામી, તે શરીરને અસર કરે છે. તે માટે ખોરાકમાં કંઇ બિગાડ ન થાય તેમ, રાંધેલી અગર રાંધ્યા વગરની ચીજો, જેવી કે, શેવ, પાપડ, અથાણું, મીઠું, ફળ, શાક-ભાજી ઇત્યાદિ ઉઘાડાં રહી ન જાય તેમ કાળજીથી સાચવવાં જોઇએ. દૂધનું વાસણ કે ગોરસ અથવા છાશ એ તો કોઇ જાપતાવાળી જગ્યા, પીંજરૂં, પેટી કે કોઠલામાંજ રાખવાં જોઇએ, ને તેમાં પણ ઢાંકીને મૂકવાં. એવી જણસ જો બહાર હોય તો સર્પનો તે પ્રિય ખોરાક હોવાથી તે તેના ઉપર ખાસ આવે છે ને બોટે છે. હવે આ સઘળું બરાબર ઢાંકી ઢુમીને રાખ્યા છતાં પણ કોઇ વેળા શરીરમાં વિકાર થઇ આવે છે, તેનાં બીજાં ઘણાં કારણો હોય છે. પણ ખોરાકને સંબંધે એક આ પણ કારણ છે, કે પોતે દળતાં હોય અગર દળાવતાં હોય, પણ ઘંટીનો ગાળો ઉઘાડો રહી ગયો હોય, તો તેમાં કોઇ જાતનાં કંસારી જેવાં જીવડાં, કીડીઓ વગેરે ભરાઇ રહે છે, ને તે દળણા ભેગાં દળાઇ જાય છે. એટલુંજ નહિ પણ

શિયાળા, ચોમાસામાં તો સર્પ, વીંછુ ને કાનખજુરા પણ ઘંટીના ગાળામાં ભરાઇ બેઠેલા મળી આવે છે. એ જો તપાસ કરી ગાળો સાફ કર્યા વગર દળે તો તેમાંથી પણ નુકસાન થઇ આવે છે. કહે છે કે--

ગુજરાતમાંના કોઇ ગામમાં એક મજુર કુટુંબ રહેતું હતું, તેની સ્ત્રી સાંજે મજુરીએથી આવી કોદરા * દળી તેના વાળુ માટે રોટલા કર્યા. વાળુ કરી સૌ સૂઇ ગયાં, અને સવાર થઇ તો પણ તેઓનું બારણું ઉઘડયું નહિ. ત્યારે આડોશી પાડોશીએ તપાસ કરી ને બારણાં ઉતારીને જુએ છે તો ઘરનાં બધાં માણસો મુડદાં થઇ પડેલાં માલમ પડ્યાં. આનું કારણ શું હશે? તેનો સૌને વિચાર થઇ પડ્યો; પણ સરકારે બારીક તપાસ કરી, તો ઘરમાથી સાંજના વધેલા કોદરાના રોટલા મળી આવ્યા. તે રોટલામાંથી કૂતરાને નાખતાં થોડીજ વારમાં તે મરી ગયું. એટલે બાકીના રોટલા, તથા તેમાંના વધેલા લોટનો ડાક્ટરે તપાસ કરી જણાવ્યું, કે કોઇ ન્હાનો ઝરી સાપ દાણા ભેગો દળાઇ ગએલો છે; તેની ચામડી તથા હાડકાંની કરચો મળી આવે છે!

આવી રીતે માત્ર સંભાળ વિના દળ્યાથી આખા કુટુંબનો નાશ થયો. માટે હંમેશાં દીવો કરી, ઘંટીમાં તથા ઘંટી નીચે તથા આસપાસ સારી પેઠે તપાસ કરી, પછી દળવા બેસવું. કેમકે ઘંટી નીચેથી સર્પ કરડીને થએલાં મરણો તો ઘણું કરીને દરેકે સાંભળ્યાં હશે. હવે હાથે દળનારને ઉપર લખી સંભાળ રાખવાની છે, એટલુંજ નહિ પણ વેચાતું દળાવનારે તો એથી પણ અધિક સંભાળ રાખવાની જરૂર છે. કેમકે વેચાતું દળનારી સ્ત્રીઓ હલકા વર્ગની ને કેવળ બેદરકાર હોય છે. તેઓને ઘેર સાંજે દળાણું આપી આવીએ, તે ઉઘાડું મૂકે કે નહિ જેવું ઢાંકે, વળી કેટલીએક આળસુ બાઇઓ તો દળાણું કરવાનો ભરોસો પણ દળનારી ઉપર રાખે છે. તે જેવું તેવું સાફ કર્યું ન કર્યું અને દળીને લોટ આપી દે. એમાં કાંકરી, પથરી રહી જવાથી મહા અનર્થ થાય. વળી તેઓ સારૂં અનાજ ચોરી લે અને લોટ પૂરો કરી આપવા જુવાર કે કોઇ હલકી જાતનું અનાજ તેમાં ઉમેરે.

* ગુજરાતમાં કોદરા નામનું બંટી જેવું પણ લાલ છોડાવાળું એક અનાજ થાય છે તેને ભરડી તેમાંથી કોદરી કાઢી ઘણા લોકો ખીચડી કરે છે પણ ગરીબ લોકો તેને છોડા સુદ્ધાં દળી તેના રોટલા કરે છે.

વગેરે અનેક રીતે નુકસાન થાય છે. તે માટે વેચાતું દળાવવાની શક્તિવાળાંએ ઘરમાં ઘંટી રાખી પોતાની દેખરેખ નીચે સાફ કરાવી દળાવવું જોઇએ, કે જેથી સ્વચ્છતા ને તંદુરસ્તી બંને જળવાય. મતલબમાં ખાવાની દરેક ચીજ સંભાળવાની ફરજ સ્ત્રીને માથે છે. જો તે ન સંભાળે તો તેમાં પોતાને અને પોતાના કુટુંબને ખરેખરૂં નુકસાન પહોંચે. તમે ઘણે ઠેકાણે જોયું હશે, કે રસોઇયા રાખનારાંના ઘરોમાં ડાક્ટરો ને વૈદ્યોનો અવર જવર વિશેષ દેખાય છે. તેનું કારણ એક તો કસરતની ખામી અને બીજું રસોઇની અસ્વચ્છતા છે. કૂતરા બિલાડાનું બોટેલું, ઉઘાડું રહેલું, ગમે તેવું હોય તો પણ તેઓ બેદરકારીથી રાંધે છે. અને તેઓના શ્વાસોશ્વાસ, તેઓનું થુંક, અને તેઓનો પસીનો ખોરાકમાં ભળે છે. એવી તેમની બેદરકારી અને અસ્વચ્છતા રસોઇયાનાં કપડાં અને દેખાવજ કહી આપે છે. દરેક ચીજ દેખાવમાં ને સ્વાદમાં સારી બનાવવા ઉપર તેઓ લક્ષ રાખે છે, અને પાટલા ઉપર કે ટેબલ ઉપર શોભાયમાન દેખાયું એટલે બસ! પણ સુઘડતાનું સ્વપ્નું તો ફૂવડ સ્ત્રીને ન આવે તો રસોઇયાને તો આવેજ ક્યાંથી? તે માટે મ્હારૂં કહેવું કે સલાહ એવી નથી, કે કોઇએ રસોઇયા રાખવા નહિ. પોતાની યોગ્યતા ને સંજોગો પ્રમાણે રાખવા તો પડેજ; પરંતુ તમામ વિશ્વાસ રસોઇયા ઉપર ન મૂકતાં, પોતે જાતે કે કોઇ અંગતુ સુઘડ બાઇએ તેના ઉપર ખાસ દેખરેખ રાખવી જોઇએ, એટલુંજ નહિ પણ રસોઇની જે મહા કળા છે તે રાંકથી માંડીને રાજરાણી લગી સ્ત્રી જાતિએ શીખવીજ જોઇએ, ને જો એમાં ખામી રાખે તો પૈસા ખરચીને પરાધીન થવું પડે. રસોઇયો રીસાય, તે સાથે બાઇનું શેર લોહી બળી જાય. અને નાસી જાય તો છતે ધાન્યે ભૂખે મરવું પડે! જે બાઇને રસોઇનું કામ આવડે છે, તેના રસોઇયા પણ બ્હિકથી સારૂં કામ કરે છે. હવે સુઘડતાથી રસોઇ કરી, કે કરાવી, સૌને જાતે પીરસી, પાસે રહી જમાડવું, ને જમતી વેળાએ ન્હાનાં છોકરાં બીજાં જમનારાંને કાયર ન કરે, તેટલા સારૂ તેમને પહેલાં જમાડી લેવાં જોઇએ. જો ઘરમાં સામટો જથ્થો હોય, તો જમતી વખતે મીઠું, મરચું, અથાણું વગેરે જોઇતી જણસો ત્યાં હાજર રાખવી જોઇએ—કે જેને જોઇએ તે તેમાંથી લઇ શકે. વળી ઘણી વખત સ્ત્રીને કંઇ કામસર જમતાં જમતાં ઉઠવું પણ પડે છે. માટે

પીરસનારે પાછળથી જમવા બેસવાનો જે રિવાજ આપણા દેશમાં ચાલે છે, તે સારો છે. એમ કરવાથી એક તો પોતાથી નિવૃત્તિએ જમાય, ને બીજું કે જમવા બેઠેલાં માણસોને કંઇ જાતની હરકત ન પહોંચે. છોકરાં અને પીરસનાર બાઇ, કુટુંબ સાથે જમવા બેસે છે, ત્યારે કેટલીક જાતની અડચણ આવે છે. કેટલાંક છોકરાં ન્હાની ન્હાની બાબત માટે મ્હોટું તોફાન કરી બેઠેલાંઓના કાન બહેરા કરી નાખે છે. વળી કેટલીએક ચીજ ન્હાનાં બચ્ચાંને નુકસાન કર્તા હોય, તો પણ છોકરાં આડાઇ કરીને લીધા વગર રહે નહિ; અને જો તે આપે તો નુકસાનની ધાસ્તી રહે. એને માટે અંગ્રેજ લોકોએ જે નિયમ બાંધેલો છે તે પસંદ કરવા લાયક છે. કે છોકરાંઓને સાદો અને પચે તેવો ખોરાક આગમજથી ખવરાવી લેવો. જેથી તેઓ પોતાને અપથ્ય ચીજ જમાતી જુએ નહિ, એટલે કજીઓ પણ કરે નહિ. આપણા દેશમાં તે બાબત ઉપર લક્ષ અપાતું નથી, જેથી ઘણાં બચ્ચાંઓને બદહજમીના વ્યાધી ઉત્પન્ન થાય છે. હવે જ્યારે સર્વે જમી રહે, કે ઘરમાંથી સઘળો એઠવાડ વગેરે કાઢી નાંખી, આખા ઘરમાં સજવારી કાઢી, ઘરની બધી ચીજ સૌ સૌને ઠેકાણે ગોઠવી, વધેલો ખોરાક ઠેકાણે મૂકી દેવો. અને ચાલતાં લગી સૌને જેટલું જોઇએ તેટલુંજ પીરસવું ને પછી જરૂર પડે તેમ પીરસ્યા કરવું, પણ ભાણામાં વધારો પડયો રહે એવું થવા ન દેવું. કેમકે જો વધેલું ભોજન તપેલામાંજ રહેલું હોય તો તે કોઇને આપીએ તો માનવંતું પીરસણું ગણાય. અજીઠો ખોરાક તે નો તે હોવા છતાં, તે ભિખારીને આપવા લાયક ગણાય છે. તેની ખરી કિંમત રહેતી નથી, માટે ચાલતાં લગી તો ખપ જોગુંજ રાંધવું પણ જો વધે તો ચોક્ખુંજ વધવા દેવું. (કે "છાસમાં માખણ જઇ વહુ ફુવડ" ન ગણાય). કેમકે કોઇ વેળા જમી લીધા બાદ એકાદ મેમાન આવે, ને થાળી ભરીને એઠવાડો વધ્યો હોય, તોપણ ફરી રાંધવું પડે. એટલે "ભુંડી રાંડને બમણા વરા" જેવું થાય. માટે એવી ખરાબ ટેવ હોય તેણે તુરતજ મૂકી દેવી. રસોઇના કામમાંથી પરવારી, નાહી, ધોઇ, લૂગડાં બદલી, બપોરની વખતે પોતાનું સીવવા સાંધવાનું તથા ભરવા ગુંથવાનું વગેરે કામ કરવું. તેમજ અનાજ વગેરે સાફ કરી મૂકવાનો પણ એજ અનુકુળ વખત છે. જ્યારે ખપ પડે ત્યારેજ સાફ કરવા બેસવું એ ડાહી સ્ત્રીનું કામ

નથી. પોતાનાં બાળબચ્ચાંને રીઝવી રમાડી સૌ સૌને કામે લગાડવાં; જેને સુવાડવાનું હોય, તેમને ન્હવડાવી કપડાં બદલાવીને સુવાડી દેવાં. જેને નિશાળે મોકલવાનું તેને વખત થયે નિશાળે મોકલવાં. પોતાના બપોરના કામનો અમુક વખત ઠરાવેલો હોય, ત્યાં સુધી એ કામ કર્યા કરવું. પછી કોઇ ઓળખાણ પીછાણવાળાંને ત્યાં અથવા સગાંસંબંધીને ત્યાં મળવા કે માંદાને જોવા જવું હોય તો જવું, નહિતર સાંજની રસોઇ વગેરે કામ કરી લઇ પોતાનાં બાલબચ્ચાંને સાથે લઇ, કલાક અર્ધો કલાક ખુલ્લી હવામાં ફરવા જવું; કે જેથી આપણો પોતાનો આખા દિવસનો શ્રમ અને થાક વીસરાઇ જઇ ખુલ્લી હવામાં ફરવાથી શરીર આસુદું થાય, અને બચ્ચાંઓનું દિલ પણ ફળ, ફૂલ, ઝાડો વગેરે જોવાથી પ્રફુલ્લિત થાય. વળી તે વખતમાં બચ્ચાંઓને વિવિધ પ્રકારની વનસ્પતિ, નદી, સમુદ્ર, ઢોર વગેરે જે જે જોવામાં આવે તેનું સારૂં જ્ઞાન આપી શકાય. વળી તેમાંથી કોઇ ચીજના પાઠો બાળકોને નિશાળમાં ચાલેલા અને મહેતાજીએ સમજાવેલા હોય, ને તે નજરો નજર જોવામાં આવે, એટલે તે વખતે માતા તેનું ધ્યાન તે તરફ ખેંચે, તો બાળકોના મન ઉપર તેની ઉંડી અસર ચોંટી જઇ પાકું જ્ઞાન થાય. વળી એ ઉપરથી બાળકોના મનમાં ઇશ્વર વિષેનું જ્ઞાન પણ ઘણું સારૂં ઉતારી શકાય છે. કેમકે તેઓ એ સઘળું વિવેચન અતિ હોંસ અને ઉમંગથી સાંભળે છે, અને મા સાથે ફરવા જવાને હમેશાં માને બાહોશ કરે છે; કેમકે રમત સાથે ભેળવાએલું જ્ઞાન તેમને રસિક લાગે છે, અને છુટ્ટીના વખતમાં નઠારાં છોકરાંની સોબત કરવાનો વખત કે દરકાર તેમને રહેતી નથી. સાંજરે બ્હાર ફરી આવીને વાજુ પાણી કરી, છોકરાંઓને સાથે લઇ ઇશ્વરભક્તિ કરવી. ને ઇશ્વરની પ્રાર્થના કરવા બચ્ચાંઓને શીખવવું, કે હે પરમેશ્વર, તુંજ અમારો બાપ, પેદા કરનાર ને ઉદ્ધારનાર છે. અમે જે જે સારાં વાનાં પમીએ છીએ, તે સઘળાં ત્હારીજ કૃપાનાં દાનો છે. અમારાં માબાપ, ભાઇબ્હેનો તથા સગાં વ્હાલાંઓને તું કુશળ રાખી તારા સત્ય માર્ગમાં ચલાવ; અને જે છોકરાં અમને સતાવે છે તેમને તેમના ગુન્હા માફ કરીને તેમને સારી બુદ્ધિ તું આપ. અમને સર્વદા પાપથી દૂર રાખ. અને જ્યારે અમારૂં મરણ આવે, ત્યારે તારા પવિત્ર ધામમાં અમને લેજે. ને અમને અમારાં માબાપનાં, તથા તારાં આજ્ઞાધારી બાળકો કરજે, તથાસ્તુ.

આવી રીતે પ્રાર્થના કરાવી બાળકોને વેળાસર સુવા મોકલવાં. રાત્રે મ્હોટાં માણસ બેસે એટલીવાર ન્હાનાં બચ્ચાંને જાગવા દેવાં, એ તેઓની તંદુરસ્તીને પ્રતિકૂળ છે. સવારમાં વહેલાં ઉઠી ઘરનું વાશી કામકાજ કરી લેવું, ને છોકરાંને દિવસ ઉગવાની વખતે ઉઠાડવાં. અતિશે વહેલાં પણ નહિ તેમ મોડે સુધી પથારીમાં આળોટવાની પણ ટેવ પડવા દેવી નહિ સવારમાં પણ ઉઠતાંની વાર ઇશ્વર આરાધના કરતાં તેઓને શીખવવું, ને તેમજ પોતે પણ કરવું; એટલે આજના દિવસનાં કાર્ય તેની ઇચ્છા અનુસાર થાય, ને હરેક ન્હાનાં મ્હોટાં પાપથી બચવા માટે તે દયાળુ બળ આપે. પોતાના ઘરમાં અનાજ, ઘી, મસાલો વગેરે શું છે, ને શાની જરૂર છે? તેનો હમેશાં તપાસ કરવો જોઇએ. બે ચાર દિવસનું ઘરમાં હોય તેટલામાં બીજું મંગાવી રાખવું. કેટલીએક સ્ત્રીઓ પોતાના ઘરમાં શું થઇ રહ્યું છે, ને કાલે શેનો ખપ પડશે? તેની તપાસ ન રાખતાં, જે વખતે તે ચીજની જરૂર પડે તે વખતે પાડપાડોશીને ત્યાં દોડાદોડી કરે છે. આ બહુ શરમ ભરેલી ટેવ છે. કાંઇ અચાનક પ્રસંગે કે મંદવાડ પ્રસંગે અમુક ચીજની એકાએક જરૂર પડે ને લેવા જવું પડે તે વાત જુદી, પણ નિત્યના વપરાશની ચીજો માટે એમ નજ થવું જોઇએ. વળી ઘરમાં, દાણા દૂણી સૌ ઢાંકી ઢુમીને સૌ સૌને ઠેકાણે મૂકવું. ઘરમાં બે ત્રણ દેરીયાં જેઠીયાં હોય, તો કોઇનો વાદ કરી ઉંદરને ધરવવા નહિ! તેમજ કામ પણ પોતાથી બની શકે તેટલું કરવું, ને પુરા ઉલ્લાસથી કરવું. પણ જો પોતાના શરીરમાં વ્યાધિ હોય, અગર બાળબચ્ચાંની વ્યાધિ હોય, ને તેને લીધે ન બની શકે, અને સાસુનો આકરો સ્વભાવ હોય, ને ઘડીઘડી કામનું કહ્યાં કરે, કે મહેણાં મારે, તો પોતાની હરકતનો ખરો ખુલાસો કરવો. પણ મ્હોનો ઘુંઘરો ચઢાવી ફરવું કે પડયું રહેવું નહિ, વહુ હમેશાં ખરા દિલથી કામ કરે છે એમ સાસુ જાણતી હોય, તો એવી અજ્ઞાન સાસુ તો કોઇકજ હશે કે વગર કારણે બોલ્યા કરે. ને બોલ્યાજ કરે એવો તેનો સ્વભાવ હોય, તો તેમની ટેવ અને મુરબ્બી સમજી દરગુજર કરવું, નકામો બળાપો કરી ભયંકર રોગને આમંત્રણ કરવું નહિ. કેમકે અજ્ઞાન સાસુઓના કુવેણોના બળાપાથી ઘણી ડાહી વહવારૂઓ મનમાં ને મનમાં મુંઝાઇ હેરાન થાય છે.

ગામડાંઓમાં સ્ત્રીઓનો ધરધંધો ઉપર લખ્યા કરતાં જુદોજ હોય છે. તેઓમાં જે ખેડુત વર્ગની સ્ત્રીઓ છે, તેઓને ખેતરનું કામ, દળવું, ભરડવું, ઢોરઢાંકરનું કરવું, ખેતરમાંથી ઘાસ કાપી લાવવું, વાસીદાં કરવાં વગેરે ઘણું બારીક બારીક કામ કરવું પડે છે. તોપણ કેટલાક ખેડુતોની સ્ત્રીઓ એવી તો સુઘડ હોય છે, કે તેમના આંગણા પાસે જતાંજ સ્વચ્છતા દેખાય છે. કે જેવી સ્વચ્છતા શહેરની ઘણીજ થોડી સ્ત્રીઓ રાખી શકે છે. વળી ગામડાં તથા કાઠિયાવાડનાં કેટલાંક શહેરોમાં પણ, એક ખોટા ઉદ્યોગનો ચાલ પેસી ગયો છે. તેથી ઘણી વેળા ઘણા ગેરફાયદા થાય છે, અને થોડું કમાતાં ઘણું ખૂએ છે. એટલે સ્ત્રીઓ અભણ અને હુન્નરહીણ હોઇ પોતાના ઘરમાં પૈસાનો બચાવ કરવાના હેતુથી છાણ મેળવવા સીમમાં જાય છે. અને તેઓ તે કામમાં એટલી તો મશગુલ થએલી જણાય છે, કે સવારમાં વહેલી બે, ત્રણ કે ચાર વાગ્યે ઉઠી, ચાર પાંચ જણીઓ ભેળી થઇ બબ્બે ત્રણ ત્રણ ગાઉ લગી, છાણ કે અડાયાં મેળવવા જાય છે. તે વખતે સારી પેઠે અંધારૂં હોય, અને સ્ત્રીઓ ગમે તેટલી ભેગી થઇને ગઇ હોય, પણ આગળ જતાં તેઓ ભેગી રહેતી નથી. એક આમ તો બીજી તેમ, છાણને માટે ભટકે છે. કોઇ ગાડાં છુટવાની જગ્યા હોય ત્યાં જાય, તો બીજી ઢોર ચરવાની જગ્યામાં દોડે! તો ત્રીજી કોઇની વાડીમાં બળદ બંધાતા હોય ત્યાં જાય. એવી રીતે જુદી જુદી પડી પોતાનું કામ કરવા માંડે. વળી તેઓનાં શરીર ઉપર જે હમેશાં પહેરવાનાં ઘરેણાં, જેવાં કે, કડલાં, હાથમાં સોનાની ચીપનાં બલોયાં, ડોકમાં પણ એકાદી જણસ હોય, તેમ કાનમાં વધારે નહિ તો ડોળીયાં કે વેઢલાતો હોયજ! વખતે નાક પણ અડવું ન હોય. એવી રીતે ઓછામાં ઓછાં બસેં રૂપિયાનાં અગર તેથી પણ વધારે કિંમતનાં ઘરેણાં તેઓમાંની કેટલીએકનાં અંગ ઉપર હોય છે. આથી કરીને એક તો બનાવ એ બને છે, કે ચોર લોકો સંતાઇ રહી ઘરેણાં લુંટી લે છે; એટલુંજ નહિ પણ તેઓના અંગ ઉપર અયોગ્ય હુમલા પણ કરે છે. એટલે થોડો ફાયદો કરતાં, ઘરેણાં અને લાજ બંને ખોવાય છે! ને કોઇ વેળા લાજવાળી સ્ત્રીને બિચારીને એવો વખત આવ્યે પોતાનો જાન પણ બાતલ કરી નાખવો પડે છે, એટલુંજ નહિ પણ તેઓ છાણ જેવી હલકી ચીજ લેવાને એટલી તો ઉત્સુક હોય છે, કે એક નહિ, પણ બેથી ત્રણ

સુધી ટોપલા, સાથે લઇ જાય છે, તે સઘળા ભરીને એક ઉપર એક મૂકે છે. એટલા બધા ટોપલા ઉભાં ઉભાં વાળી લેવાય નહિ, તેથી એક જણી નીચે બેસે અને બીજી તેના માથા ઉપર ખડકે! વળી તે બેઠી બેઠી બીજીને ચડાવે આમ અનુક્રમે ચડાવી લીધા બાદ એટલા ભાર સાથે ઉભી થાય! આથી શરીરના ગુપ્ત સ્નાયુઓમાં ભયંકર નુકસાન થાય છે, કે જેની પીડા તેઓને ઘડપણમાં વેઠવી પડે છે. એટલુંજ નહિ પણ કેટલીક તો જુવાનીમાંજ પોતાનું શરીર રદ બાતલ કરી દે છે. વળી એ સ્ત્રીઓ સાંજ સવાર જ્યારે પોતાનો ગામનું ધણ છૂટે, અથવા આવે, ત્યારે પણ એક તમાસો કરી મૂકે છે. ગમે તેવા સારા ઘરની હોય, પણ એક પોદળા માટે એક ન્હાની છોડી સાથે પણ વઢવાનું ચૂકે નહિ! અને એવું બિભત્સ ભાષણ કરે, કે કોઇ સમજુ સ્ત્રી પુરૂષને તે જોઇ સાંભળીને કંટાળો આવે. આવું હલકું કાર્ય કરવાથી તેમની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ, દિલ હલકું થઇ જાય છે. ને આવી રીતે ગમે તેટલું આથડે તો પણ, માત્ર બે ચાર પૈસાનું છાણુ તેઓ મેળવી શકે. કારણ કે તેમના જેવી ઘણી સ્ત્રીઓ એજ કામમાં તલ્લીન થયેલી હોય! એટલે ઝાઝું છાણુ તો હાથમાં આવે નહિ. આ પ્રકારે, ઘરમાં થોડો લાભ કરવા જતાં કેટલા ગેરફાયદા થાય છે, તે સામી જો તેઓ નજર કરે તો લાભ કરતાં ઘણું વિશેષ નુકસાન તેઓની નજરે આવશે. કેમકે ઉપર લખેલા ગેરફાયદા શિવાય પણ તેઓની ગેરહાજરીમાં ઘર છોકરાંને હવાલે રહેવાથી, ઘરમાં કુતરૂં લોટ ખાઇ જાય, બિલાડું દૂધ પી જાય, દેવતા લેવા આવનારી સ્ત્રીઓ કંઇ ચીજ ઉપાડી જાય, વિગેરે નુકસાન થાય તે તો જુદું. એવું કામ કરવા કરતાં જો વધારે આવડત ન હોય, તો પણ માત્ર પોતાના ઘરમાં બેસીને પોતાનાં છોકરાંનાં કપડાં લત્તાં, ને કોઇના કમખા ચરણીયા ને ન્હાનાં છોકરાંનાં ઝભલાં એવુંજ શીવવાનું કામ શીખીને કરે, તો પણ ખુશીથી પોતાના ઘરનો બળતણના ખર્ચ ઉપરાંત પેદા કરે, અને વળી એ ધંધો આબરૂ સહિત પોતાના ઘરમાં બેઠાં થાય. લુચ્ચા લોકોની કે ચોરોની બ્હિક રહે નહિ. કોઇ સાથે વઢીને દુર્ભાષણ કરવું પડે નહિ, રખડી રઝળીને પગોમાં ચીરા પડે નહિ, ઘરમાંની કાંઇ ચીજ ધૂળધાણી થાય નહિ, ને પોતાની સભ્યતા ને ધાવણાં બચ્ચાં જળવાતાં પોતાના ઘરમાં ઉમેરો થાય.

કેટલાંક કુટુંબોનો પહેરવા ઓઢવાનો ભપકો અને મ્હોટી મ્હોટી મેડીઓનો ઠાઠ અને મ્હોટો હોદ્દો જોઇને માણસ એમ જાણે કે આહા! આ મેડી કેવી સુંદર છે! તેમાંનાં હાંડી ઝુમ્મરો કેવાં ઝગારા મારી રહ્યાં છે! ઘેર નોકર ચાકરો અને ઘોડાગાડીઓ બધું કેવું મઝાનું છે! ખરેખર! ગમે તેટલા નોકર ચાકરો, ઘોડા કે ગાડીઓ હોય છે, અને ઘરના પુરૂષો કડકડતાં કપડાં પહેરે છે ખરા, તેમજ બાયડીઓ તથા છોકરાં ઘરેણામાં ભરચક પણ હોય છે; પણ તેઓનાં ઘરોમાં ઠારેઠાર ખાળો ગંધાતી માલમ પડે છે. ફળીયામાં છોકરાંની કરેલી ગંદકી હોય છે. છોકરાંનાં અંગ ઉપર હજાર રૂપિયાનાં ઘરેણાં દીઠામાં આવશે ખરાં, પણ ચાર આનાનું ઝબલું જોવામાં આવશે નહિ! કેવળ તેઓ બહાર નીકળે તે વખતે ટાપટીપ કરે એટલુંજ! તેઓના ઘરમાં પૈસાની ખોટ તો નથી. પણ છોકરાંના શરીર ઉપરથી પાણીની ખોટ જણાશે. પણ ખરેખર તે પાણીની ખોટથી છોકરાં ગંદાં છે એમ પણ નહિ, કારણ કે આંગણામાં તો પગ પણ મૂકી શકાય નહિ એટલો એઠવાડ વગેરેનો કીચડ હોય છે! ત્યારે ખરેખરી શેની ખોટ જણાય છે? સુઘડતાની; ને તેની ખાતરી માટે એટલીજ સાબિતી બસ ન હોય, તો જરા આંગણામાંથી આગળ ચાલી ઘરમાં જશો ને તપાસ કરશો તો બરાબર ખાતરી થશે કે બધી ચીજ સૌ સૌને ઠેકાણે છે? કે કળશીયો મેજ ઉપર તો ચોપડીઓ ડામચીયા ઉપર કે પાણીઆરા પાસે પડેલી માલમ પડે છે! જરા મેજ ઉપર હાથ મૂકી જોજો, અને એથી વિશેષ જોવું હોય તો જરા પેટી પછવાડે જોવું ચૂકશો નહિ! અને ત્યારે તમને તેઓની સુઘડતાનો ખરો ચિતાર નજરે પડશે! હા, કુલ મ્હોટાં ઘરોને કે કુટુંબોને માટે મ્હારૂં આ બોલવું નથી; પણ જેઓ વગર કેળવાએલ, સુધારાની નકલ કરે છે, તેઓ બહારથી તો સુઘડતાનો ડોળ દેખાડે છે ખરી, પણ અંતઃકરણમાં અસ્વચ્છતા ઉપર કંટાળો આવતો નથી, એટલે સ્વચ્છતા રહેતી નથી. (અંતઃકરણના પ્રેમ વગર, દૈહિક કે આત્મિક એકે કાર્ય સુશોભિત ને સંપૂર્ણ થતું નથી). હાલના જમાનામાં કેટલાંક માબાપો પોતાની દીકરીઓને ને કેટલાક ધણીઓ પોતાની વહુઓને ભણાવી સિનિયરમાં પાસ કરાવે છે. પછી તેઓ (સ્રીઓ) નોકરી કરે છે, અને પોતાનો નિર્વાહ ચલાવે છે. તે ઠીક છે. પણ તેમાંની કેટલીક તો અધુરી કેળવણીના પ્રકરણમાં લખ્યા પ્રમાણે, ભણવું એ માત્ર એક

ધંધો શીખવો એમજ માને છે. અને ભણેલું માત્ર "પોથીમાંનાં રીંગણાં"ની માફક, ચોપડીમાંથી વાંચી આરોગ્યવિદ્યામાં પહેલો નંબર મેળવી પાસ થએલી શિક્ષકો, ઉપર લખ્યા કરતાં પણ પોતાના ઘરમાં વધારે ગંદકી રાખે છે. અને નિશાળમાં જે જે પતિ પત્નિના ધર્મ વિષેની ગરબીઓ મોઢે આપી હોય, અને જે જે નીતિનાં પુસ્તકો વાંચી ગઇ હોય, તે સઘળાંને કોરે મૂકી, કેટલીએક તો પોતાનો પત્નિધર્મ પણ ભૂલી જઇ એથી ઉલટી રીતે પોતાના ધણી ઉપર હુકમ ચલાવવા શીખે છે! અરેરે!! આ કેટલું અફસોસકારક છે! વિદ્યાને માન આપવાને બદલે, ઉત્તેજન આપવાને બદલે, તેને પગતળે છુંદી તેને માત્ર રળી ખાવાનું હથિયાર ગણી અભણ અને અજ્ઞાની સ્ત્રીઓના કરતાં પણ પોતાના ધણી સાથે હલકાઇથી વર્તે! આ કાંઇ થોડું શરમભરેલું છે? અને તેવી શિક્ષકો, લોકોને સારો નમુનો આપવાને બદલે ખોટો નમુનો આપનારી થઇ પડે છે. તેમની રીતભાતમાં સુઘડતા કે સદ્‌ગુણ દેખાતો નથી, તેનું કારણ એ છે, કે તેઓ ન્હાનપણથી સુઘડતા અને પત્નિ ધર્મનો ઉત્તમ નમુનો પોતાની મા પાસેથી પામેલી હોતી નથી. અને તેમાં વળી ભણે એટલે વિદ્વાન કહેવાય. મ્હોટા મ્હોટા લોકો સાથે હળવું મળવું થાય. એટલે "મર્કટ ને વળી મદિરા પીએ" એવો બનાવ બને છે. વળી તેઓ એમ સમજે છે કે કમાવું તે પુરૂષનું કામ છે, છતાં અમે તેમને કમાઇને ખવરાવીએ છીએ! આવી રીતનો અહંકાર તેઓના મનમાં પેદા થઇ, પોતાના શિરછત્ર પતિને હલકો ગણે છે. ને ન કરવાનું ઘર કામ તેની પાસે કરાવે છે, ને લોકોમાં પોતાનો તથા પોતાના પ્રિય પતિનો, બંનેનો તોલ પોતાને હાથેજ હળવો પાડી દે છે.*

વળી પોતાનું ઘરકાર્ય કરતાં તેઓ લજવાય છે. કે હું ખુરશી ઉપર બેસું, ને ઘરમાં સાવરણી લઇને વાળવા કે ગાર લઇને લીંપવા પણ બેસું! આવા આવા અજ્ઞાની વિચારો તેવી સ્ત્રીઓનામાં પ્રવેશ કરે છે. આનું મૂળ કારણ એ છે કે તેઓ વિદ્યા સંપાદન કરવાથી થતા લાભોથી અજાણ

---

*ઘણે ભાગે જે સ્ત્રીશિક્ષકોના ધણી અભણ ને નબળા સ્વભાવના કે ટુંકો પગાર લાવનાર હોય છે, ત્યાં એવું જણાય છે. છતાં એવા પ્રસંગમાં પણ સદ્‌ગુણી સ્ત્રી તો, પોતાના પતિને શિરછત્ર લેખી તેને આજ્ઞાધીન રહી, પ્રકાશિત તારા જેવી ઝળકે છે.

રહે છે. પોતાના શિક્ષકે ગમે તેવી સારી શિખામણ આપેલી હોય, પણ તે "શેઠની શિખામણ ઝાંપા લગી" એવું થાય. એવી સ્ત્રીશિક્ષકોને પોતાને ગેરફાયદો થાય છે; એટલુંજ નહિ પણ જે કન્યાશાળામાં તે નિમાયલી હોય તેની કન્યાઓને ઘણો ગેરલાભ થાય છે. કારણ શિક્ષકના શિક્ષણ અને તેના જાતિ નમુનામાં આસમાન જમીનનો ફેર હોય છે. તે તેઓને સ્વચ્છ રહેવાની શિખામણ આપે, સૌનું માન રાખવાનું કહે, પણ તેનું વર્તન તેથી ઉલટીજ રીતનું જુએ. એટલે મુખપાઠની અસર થવી અસંભવિતજ છે! એવી રીતે ભણેલી સ્ત્રીઓ એવા પ્રકારની ગોબરી અને નીતિહીણ જોવામાં આવે છે, એ ઘણું તાજુબી ભરેલું તો નહિ, પણ ઘણું દીલગીરી ભરેલું છે. તમામ સ્ત્રીશિક્ષકો કંઇ એવા પ્રકારની નથી. જેઓ ખાનદાન કુળની અને શુદ્ધ કેળવણીથી કેળવાએલ છે, તેઓની કેળવણી ઘણીજ કિમતી હોઇ દેદીપ્યમાન દેખાય છે. અને જ્યાં જ્યાં તે કેળવણી આપે છે, ત્યાં ઘણી કન્યાઓની આખી જીંદગી એવી શિક્ષકોને હાથે શીખવાથી સુધરી જાય છે. ને તેઓને ખરેખરો ધન્યવાદ ઘટે છે. પણ જે ઉપર લખ્યા પ્રકારની છે તેઓની પોતાની જીંદગી પણ દુઃખમય અને કંટાળારૂપ ગુજરે છે. ને તેમના હસ્તક કેળવાયેલી બાળાઓને કેળવણીનો સંપૂર્ણ લાભ મળી શકતો નથી બલકે ખોટો નમુનો મળે છે. એ માટે ઇશ્વર આગળ પણ તેઓ જવાબદારીમાં આવે છે. માટે જે કેળવણી તેઓ પામેલ છે તેનો પ્રભાવ પૂરેપૂરો બતાવવાને તેમણે પૂરી ખાંતથી મહેનત કરવી જોઇએ. લોક લાજનું સુવર્તન નકામું છે. માટે ઇશ્વરનો ભય રાખીને, દરેક કામ ચોખવટથી અને પ્રીતિથી કરવું જોઇએ. કેમકે "ઇશ્વરનો ભય તે સર્વ વિદ્યાનું મૂળ છે."

જે વિદ્યાનું મૂલ્ય જાણે છે તે તેમાં દબાઇ જઇ કદી ફુલાઇ જતું નથી, કારણ વિદ્યા એવી અનુપમ ચીજ છે કે મનુષ્ય આખી જીંદગીભર શિખ્યા કરે તો પણ પૂરી થાય નહિ. માટે કોઇએ પોતાને પરિપૂર્ણ સમજવું નહિ. મનુષ્ય માત્ર અધુરૂં છે, પણ જે સારૂં છે, તે શિખવાને, ને જે ખોટું છે તે શોધી શોધીને દૂર કરવાને યત્ન કરવો જોઇએ. કેટલીએક જાતના કુધારાઓ અને અજ્ઞાનતા અભણ સ્ત્રીઓમાં જોવામાં આવે છે, તેનો માણસને બહુ તિરસ્કાર આવતો નથી. કારણ તેઓ એમ માને છે

કે આ બિચારાં કેળવણી વિનાનાં છે! માટે તેઓને કેળવીને સુધારવાં જોઇએ. પણ જ્યારે કેળવાએલાંમાં ઉપર લખ્યા અવગુણો જોવામાં આવે છે, ત્યારે ખરેખરો તિરસ્કાર છૂટે છે; અને દીકરીઓને ભણાવવાના ફાયદા ઘડીભર તેઓની ચક્ષુ મર્યાદાથી દૂર થઇ જાય છે. માટે ઘરધંધો, સુઘડતા, અને નીતિ રીતી જેટલી અભણ સ્ત્રીએ તેથી વિશેષ ને વિશેષ ભણેલી સ્ત્રીએ શિખવી જોઇએ. સ્ત્રીએ પ્રથમ ઘરકાર્યમાં કુશળ થવું, અને ત્યાર પછી બહારનાં કામ કરવાનાં છે. જે સ્ત્રી પોતાના ઘરકાર્યમાં કુશળ નથી, તે ગમે તેવી ભણેલી ને વિદ્વાન હોય, તો પણ તે નિપુણ કહેવાય નહિ. અને જો ઘરકાર્યમાં કુશળ હોય ને થોડું ભણેલી હોય, તોપણ તે આ સંસારયાત્રા સુખેથી તેમજ આબરૂ સહિત પૂરી કરી શકે, અને એવી સ્ત્રીનામાં ભક્તિનો અંકુર પણ રહી શકે. કારણ તે ઘેરઘેર ભટકવા, કે પારકી નિંદા કરવા નવરી રહે નહિ. ને નવરાશના વખતમાં શાસ્ત્ર કે નીતિનાં પુસ્તકો વાંચી તેમાંનો બોધ લઇ પોતાનું તથા પોતાનાં બાળકોનું કલ્યાણ કરી શકે. એવી સ્ત્રીનો પતિ દુ:ખનો અનુભવ કરવા પામતો નથી. પણ તેના અંત:કરણમાંથી પ્રેમના ઉભરા નીકળે છે. ને તે પોતાના મન સાથે એમ બોલે છે, કે દુનિયામાં કન્યાઓ તો ઘણી જન્મ લે છે, પણ જે સ્ત્રી ઇશ્વરે મને આપી છે તેવી તો જવલ્લેજ જન્મતી હશે! સદ્‌ગુણી સ્ત્રીનું ભૂષણ ઉદ્યમ છે. ને ઉદ્યમી સ્ત્રી સૂર્ય ઉગતાં લગી પથારીમાં રહેતી નથી. જેથી તે વખતસર પોતાના ઘરનાંને ખાવાનું આપી શકે છે. તેનાં બચ્ચાંનાં કપડાં ફાટેલાં, કે મેલાં કે ગાંઠો વાળેલાં જણાતાં નથી. તેના ચાકરો નીમી આપેલાં કામ વખતસર ને ઉલ્લાસથી કરે છે; ને પોતાની શેઠાણીને માતૃભાવે ચ્હાય છે. સદ્‌ગુણી સ્ત્રી તેમને પોતા માટે જીવ આપનાર નિમકહલાલ સેવક બનાવે છે. અનેક નિરાશ્રિતો આશરાના ભરોસાથી તેના ઘરભણી દોડે છે. તેનો ધણી મહા પુરૂષોની વચમાં માન મેળવે છે. ને તંગીના દિવસનો તેને ડર રહેતો નથી. કેમકે કરકસરે તેનો ભંડાર ભરેલો રહે છે. તે ધરાઇને જમે છે. કેમકે તે ધીરજથી સ્વાદિષ્ટ ભોજન બનાવે છે. તેનું ભોજન, કે તેનું વસ્ત્ર, કે તેની કોઇ પણ ચીજ ગેરરસ્તે વપરાતી નથી. પણ જે ખર્ચે છે, તે સારી જમીનમાં વાવ્યા બરાબર વાપરે છે, કે જે ઉગ્યા વગર રહેજ

નહિ. જે ધીંગાં ધડબાં, આળસુ ભીખારીઓ અને ઠગારા ધૂતારા માણસો છે, તેઓ તેને આંગણે જતાં બીહે છે. લૂલાં લંગડાં ને અપંગ તથા અનાથને આપવાનું તેની પાસે પુષ્કળ હોય છે. જે ખરેખર સારી જમીનમાં વાવ્યા બરાબર છે; ને ઇશ્વર તરફથી તેનો અખૂટ બદલો પામે છે. તેણે દળણું કર્યું હોય ત્યાંથી વેરાયેલું ચપટી અનાજ, કે રોટલી કરી હોય ત્યાં ચપટી વેરાએલો લોટ, કે થાળીમાં અટામણ પડી રહેલું જણાતું નથી; પણ ગરીબના હાથમાં તેનો આપેલો આખો રોટલો દેખાય છે. તેઓ હોંસથી ખાય છે ને અંતઃકરણથી આશિષ ઉચરે છે તેના ઘરમાં જ્યાં ત્યાં પડેલાં લૂગડાંના ડૂચા જણાતા નથી. પણ કબાટ કે પેટી કે કોથળીમાં વાળીને મૂકેલાં હોય છે. તેનો ચહેરો સદા ઉલ્લાસી ને ગંભીર જણાય છે; પણ ખી, ખી, ખા, ખા હસવું તેને પસંદ પડતું નથી. પુરૂષ વર્ગ સાથે ભાઇ જેવા નિખાલસ પ્રેમથી ને શોભતા વર્તનથી તે વર્તે છે. વૃદ્ધની સાથે ફરજંદ તુલ્ય સભ્યતા ને આજ્ઞાંકિતપણું સાચવે છે અને બચ્ચાંઓ ઉપર પોતાનો ભાર બોજ રહી, તેમનો પ્યાર સંપાદન કરે, તેવી વર્તણુક તેનામાં હોય છે. સાસુ સસરાની આંખો એવી વહુને જોઇને ઠરે છે, ને કશી કરડાકરડી ન કરતાં, ઘરના કાર્યભારનો તમામ બોજ તેના ઉપર મૂકી, પોતાની વૃદ્ધાવસ્થાની ખરી નિવૃત્તિ ભોગવવા પામે છે. ને તેવી સાવધાન ને સદ્‌ગુણી ગૃહિણી, સદા સુખી ને સંતોષી રહી, સત્યના ચીલામાં નિર્વિઘ્ને ચાલી જઇ અંતે ઇશ્વર પાસે અનંતસુખનો વારસો પામે છે, કેમકે પોતાના માર્ગ દર્શક પરમકૃપાળુ પરમેશ્વરની ઇચ્છાનુસાર તે ચાલે છે. ને પોતાના બળ ઉપર ન અઢેલતાં, કે મિથ્યા અભિમાન ન કરતાં, તેના ઉપર પુરો ભરોસો રાખે છે. તે પતિને પોતાનો તાજ, ને પરમેશ્વરને દયાળુ બાપ સમજીને તેની સેવા કરે છે. તેમના તરફના ઠપકા ને શિખામણને તે વ્યાધીહર દવા સમજે છે.

પ્રભુ કરે ને આપણા દેશની તમામ ગૃહિણીઓ, એવી રીતે શાણા કાર્યભારીની જેમ પોતાના ઘરનો કાર્યભાર રૂડી રીતે કરવા શિખે, ને ઇશ્વરના આશિર્વાદથી ફતેહમંદ થાવ.



# પ્રકરણ ૬ ઠું.

## કરકસર.

### ચોપાઇ.

કરકસરે જે કામ કરાય, લાભ ઘણા તેમાં દેખાય;
રજમાંથી કણ પેદા થાય, જો તનમાંથી આળશ જાય. ૧

સ્ત્રી જાતીનું મુખ્યજ કામ, ન્હા'ને મ્હો'ટે સઘળે ધામ;
સાચવવું ઘર આવ્યું દામ, કે ઘડપણમાં આવે કામ. ૨

જેના ઘરમાં ફુવડ નાર, એળ ગયો તેનો અવતાર;
દુઃખ આપે ઘરમાં ઘરનાર, કામ તણો ઉતરે નહિ ભાર. ૩

લાવી લાવી થાકે નાથ, આપે ફુવડ નારી હાથ;
પૈસો દેખી ફૂલી જાય, ખોટે ખર્ચે તુર્ત તણાય. ૪

"આવે કમખે લાજે જાત, આ સાડીને મ્હોટી ભાત;
કીનખાબે હાથીની ભાત, એવા કમખાની છે ખાંત. ૫

ગયે મહિને લાવ્યા જેહ, નથી મૂજને ગમતા તેહ;
દિયર લાવ્યા સાડી આજ, ભાતે છે રાણીના તાજ. ૬

રૂપિયા ત્રણની કીમત થાય, રંગ કાચો પણ બહુ સોહાય!
ખોટા જરની કોરો આજ, દુકાને દીઠી દેવરાજ. ૭

એ રૂપિયામાં આખી કોર, આજે લીધી છે શિવકોર;
લઇ આપો એ મુજને નાથ, પેર્યું ઓઢયું આવે સાથ! ૮

ઘરેણાંનો આ જુનો ઘાટ, પે'રી નિકળું પાણી વાટ;
સૈઅર સઘળી હસતી જાય, મન મ્હારૂં તો સળગી જાય. ૯

રૂપિયા પાંચ ઘડામણ થાય, પણ કડલાં નહિ આ પે'રાય;
પાડોશણ કે'તીતી કાલ, તારા ધણિને ન મળે વા'લ! ૧૦

જો હોય તારા ઉપર પ્યાર, માગ્યું લઇ આવે તે વાર!
ત્રણ ટકાની કહેશું એમ! એનું વેણુ હું સાંખું કેમ! ૧૧

વ્યાજ ટકાના બે છો જાય, એનું વેણુ ના મેં સંખાય!!"
આવી રીતે પજવી નાથ, અવળાં કામ કરાવે હાથ. ૧૨

નંણુદી સાસુ આવે ઘેર, તો જાણે હોય જુનું વેર;
એઠવાડે અન ખુબ તણાય, પણ નહિ કોને મોહે જાય. ૧૩

દાઝેલું કે કાચું હોય, સો વીસાતો ખારૂં હોય!
લુગડાં પણ બમણાં લેવાય, ફાટયે થીંગળું ના દેવાય. ૧૪

ગોદડાંના ગાભા થઇ જાય, હાથે સિવતાં આળશ થાય;
પર નિંદામાં શૂરી થાય, આખો દીવસ એમાં જાય. ૧૫

ઘર ઘર રખડે એવી નાર, સૌ જનમાં પામે ધિઃકાર;
બગડી આપ બગાડે બાળ, ધણિના મનમાં ઉડી ઝાળ. ૧૬

વાડ સંગાતે વઢતી જાય, તેથી સૌને કડવી થાય;
ધણિ બિચારો કાયર થાય, દૂખિયો જનમારો દેખાય. ૧૭

અમલ ઘણો ને આવક હોય, તોપણ રિધ સઘળી તે ખોય;
સુઘડ અને સદ્‌ગુણી નાર, કામ તણો કરશેજ વિચાર. ૧૮

પતિ પર રાખે પૂરણ પ્રેમ, નીત ચહે પતિ રીઝે કેમ;
આવકથી અરધું ખરચાય, તેવું નિત્યે મનમાં ચાહ્ય. ૧૯

સ્ત્રી હઠ નહિ એનાથી થાય, જેથી પતિનું દિલ દૂભાય;
સૌની સાથે રાખે સ્નેહ, કો જનને નહિ આપે છેહ. ૨૦

મેમાનોને આપે માન, દુઃખી જનને આપે દાન;
પોણે ખર્ચે સુધરે કામ, તેવું કરશે રાખી હામ. ૨૧

દેખા દેખીથી રહી દૂર, સારૂં તે વિચારી ઉર;
કરકસરે નહિ ખાશે ભૂલ, ઘર વાનાં નહિ કરશે ધૂળ. ૨૨

"કરકસર" આ શબ્દ બધાંના જાણવામાં છે, અને આપણા દેશની સાધારણ કહેવત પણ છે, કે "ત્રેવડ ત્રીજો ભાઇ છે." આ કરકસરનો ખરૂં જોઇએ તો ઘણાંખરાં કુટુંબો ઉપયોગ પણ કરે છે; પણ જેવી રીતે જોઇએ તેવી રીતે તેનો ઉપયોગ આપણાં દેશી કુટુંબોમાં થતો નથી. તેનું એક કારણ અણઆવડત અને બીજું આળસ અને ત્રીજું કુસંપ છે. ઘણું કરીને જ્યાં જોશો ત્યાં કુસંપનું બી વવાએલું હોય છે. અને કુસંપનું કારણ તો અવિદ્યા ને બાળલગ્ન છે. જે આગલા પ્રકરણોમાં દર્શાવવામાં આવ્યું છે ને હવે પછીના પ્રકરણમાં દેખાડવામાં આવશે. હમણાં એ વાત રહેવા દઇ આપણી મૂળ વાત ઉપરજ નજર કરીએ. આપણા દેશમાં ઠામ ઠામ કુસંપ વ્યાપી રહ્યો છે, અને તેમાં કરકસરની વાત આવી કે બમણો કુસંપ થયો જાણવો. આપણે તો હ્યાં માત્ર પૈસાની કરકસરની વાત કરીએ છીએ, અને કેટલાએક દાખલાઓ નજરે જોઇએ છીએ, કે તેમાં પણ કેટલી વિટંબણા પડે છે. પણ અંગ્રેજ જેવાં સુધરેલાં કુટુંબોમાં તો વખતની કરકસર પૈસા કરતાં પણ વધારે અગત્યની ગણાય છે. ને તેમાં તેઓ ફતેહમંદ પણ ઉતરે છે, અને ખરૂં જુઓ તો પૈસાના કરતાં વખતની કિમ્મત ઘણીજ વધારે છે. કેમકે ગયેલો વખત કોટી ઉપાયે પણ મળતો નથી. વખતમાં કામ કરી શકાય છે, કામ વખતને મેળવી આપતું નથી. નિયમીતપણું મ્હોટી વાત છે. ઇશ્વર સુર્યને ને ચંદ્રને નિયમીત ઉગાવે નહિ, ને પાણીના ઝરા નિયમીત વ્હેવડાવે નહિ, ને વાયુને એક કલાકજ મોડો મોકલે તો આપણું શું થાય? જે માણસ આળસમાં "હમણાં કરીશું." "કાલે કરીશું." એમ બોલે છે, તેનું કામ હમેશાં વેગળું ને વેગળું જાય છે. ને "અવસર ચુક્યા મેહુલા" એમ વખત ગયા બાદ જે કામ થાય, તે બમણી મ્હેનતે પણ જેવું જોઇએ તેવું થતું નથી. પણ આપણા દેશમાં હાલ તો વખતને કોઇ ગણકારતું નથી. ઉલટાં ઘણાંને એમ કહેતાં સાંભળીએ છીએ કે, બળ્યો, દિવસ તો કેમે કર્યો ખુટતોજ નથી! બપોરે સુઇ સુઇને પણ પડખાં તપ્યાં, બળ્યા આ ઉનાળાના લાંબા દિવસો તે ક્યારે જશે? આવી આવી ફરિયાદો ઘણી સ્ત્રીઓને મોઢેથી સાંભળીએ છીએ, એટલુંજ નહિ પણ કેટલાએક પુરૂષોને મોઢેથી પણ સાંભળવામાં આવે છે. ત્યારે આળસે તો આપણા દેશમાં રાજ્ય કર્યું છે

એમ કહેવાને કશી હરકત નથી. તેમાં વળી કેટલાએક શ્રીમંત લોકોમાં તો આળસને ઘણો ટેકો મળે છે. "જેને ઇશ્વરે ખાવા પીવાનું, ઓઢવા પહેરવાનું આપ્યું છે, તેઓ શું કરવાને કામ કરે? એ તો મઝેથી મન ભાવતાં ભોજનો જમે, મનગમતાં લૂગડાં પહેરે, બાઇ, એમના ઘરમાં તે શી ખામી છે? પેલે ભવે પૂર્ણ પુણ્ય કર્યાં હશે, તે આ ભવ પામ્યાં છે!" આવી આવી રીતનાં અજ્ઞાની ઉત્તેજન એવાંઓને મળે છે. કેમકે તેવાંઓની પાસે નવરી બેસનારીઓ અને ખુશામત કરનારીઓ ઘણી મળે છે. માત્ર કંઇ મળવાનીજ લાલચે પાસે નકામી બેસી રહે, ને એવું દશાવે કે અમે પણ ગૃહસ્થ છીએ, ને કંઇ કામ કરતાં નથી. એવું દેખાડીને પેલી શ્રીમંતની સ્ત્રીઓને લાજમાં નાખે છે, ને બીલકુલ બેસી રહેવું સૂચવે છે. શ્રીમંતની સ્ત્રીઓ તો કદાચ એમ કરે એમાં તો નવાઇ નહિ, પણ હાલના નોકરીઆતોની સ્ત્રીઓને જોશો તો ખાસી અમીરજાદીઓ થઇને બેસે છે! બાપને અને સસરાને ઘેર કાંતો ખેતીનું કામ કરવું પડતું હોય, કે ભિક્ષાવૃત્તિ હોય, અને પોતાના ઘરનો તો શું પણ પારકો પણ ધંધો કરવો પડતો હોય; અને પરદેશમાં નીકળ્યાં ને વીશ કે ચાળીસ રૂપિયાની નોકરી મળી એટલે થઇ રહ્યું. પૂછો મા વાત! પોતાનો ધણી ગામડાનો ફોજદાર કે થાણદાર કે તલાટી થયો, ગામડાની બાયડીઓ બા, બા, કહીને બોલાવે, વાણંદ વસવાયાં કામ કરે, કંઇક પટાવાળા સિપાઇઓ મળે, છાણ મેળવા જવું પડતું હોય તેને ઠેકાણે આટલું બધું પાનીયું ફરી જાય પછી શું બાકી રહે? કોઇ એમના ઘરની હકીકત પૂછે તો મહોડું ઠેકાણે રાખીને એવી એવી વાતો કરે કે લોકો એમ જાણે કે અહો! આ તો કોઇ ખાનદાન માણસ છે, પોતાની વાત ઉપરથી એવું દર્શાવે કે જાણે અમારે તો નોકરીની બીલકુલ દરકારજ હતી નહિ, પણ અમુક કારણસર અમે અહીં આવ્યાં છીએ. લોકોને એવું બતાવી, તે સાબીત કરવા માટે પોતે આખો દિવસ પગ પર પગ ચઢાવીને બેસી રહે, ઘરકામને વાસ્તે માત્ર મ્હોટાઇનેજ અર્થે નોકર રાખવો પડે. પણ નોકર રાખવાની આવડત ન હોય, એટલે કાંતો ગેરવ્યાજબી હુકમ કરીને નોકરને સામું બોલતાં શિખવે, ને કાંતો મોઢે ચઢી તે ઘરનો કારભારી બની બધી વાતમાં ડોઢ ડાહાપણ કરવા માંડે. એટલે વખતે પોતાનું પણ મ્હો તોડી લે, પણ તે સમજ્યા જેટલી બુદ્ધિ લાવે ક્યાંથી? વળી

પોતે હોય કંજુસ, અને લાજને ખાતર ખર્ચ કરવો પડે. તેથી પોતાનું મન બળે, અને વધારે ખર્ચ જોઇને સાસરીયાં બોલે તે જુદું. આવી આવી અડચણો માત્ર ખોટી મ્હોટાઇ દેખાડવાને ખમવી પડે, તે અજ્ઞાની સ્ત્રીઓની નજરમાં સારૂં લાગે. મતલબમાં એટલુંજ કે વખતની કંઇ કિમ્મત આપણી દેશી સ્ત્રીઓની નજરમાં છેજ નહિ. કેવળ નવરાં બેસી રહેવામાં આપણી શ્રેષ્ઠતા છે એવું માની બેઠાં છે. અને વળી કરકસર કરવા જાય એટલે ખાવામાં હદથી જ્યાદે કરકસર કરે. લુગડાંમાં પણ તેમજ કરે. લોકોને મહોડે તદન જુઠી વાતો માત્ર પોતાને મ્હોટાં દેખાડવા કરે. ને પોતાની મ્હોટાઇ દેખાડવાને કામ ન કરવું, અને જુઠું બોલવું તો જોઇએજ. એ કંઇ જુઠું કહેવાય નહિ. શું જુઠું ન બોલીએ? ને પોતાની આબરૂ જવા દઇએ? શું હલકા વરણના લોકો કામ કરે ને આપણે પણ કામ કરીએ? એવા એવા અજ્ઞાની સ્ત્રીઓના બોલવા ઉપરથી ખરેખર કોઇ સુધરેલી સ્ત્રી કે પુરૂષને તો હાંસી થયા વિના રહેજ નહિ, પણ હજુ એટલુંજ કરીને અટકે નહિ. પણ બીજી જે કામ કરતી હોય તેની નિંદા કરવામાં જીભના સ્વાદ લે. આવી રીતે આળસ અને ખોટો અહંકાર પેઠાથી આપણા દેશને હજુ વધારે પછાત નાખવાને બીજાં કયાં સાધનો જોઇએ? તોપણ એની સાથે સંબંધ ધરાવનારાં હજુ બાકી રહી ગયેલાં છે. તે હવે પછી બતાવવામાં આવશે. કરકસરમાં સંપ મુખ્ય છે. અને કરકસરનો મુખ્ય બોજો સ્ત્રીને શીર છે. ત્યારે જ્યાં સુધી સ્ત્રી પુરૂષને સંપ નથી, ત્યાં કરકસર શી રીતે બની શકે? અને જો કરવા જાય તો ધણી કે ધણીઆણી બેમાંથી ઘરમાં એકેને સુખ મળે નહિ. આમાં પુરૂષને વિશેષ સમજવાનું છે. જેમ તમો તમારી સ્ત્રીને ન ગણકારતાં ઘરના રાચરચીલા જેવી ગણો છો, કે જેમ કોઇ રાચને આપણે એક ઠેકાણેથી ફેરવી બીજે ઠેકાણે મૂકીએ; તેમ સ્ત્રી માત્ર કહેલુંજ કામ-કાજ કરે, છોકરાંને ઉછેરે, અને જેમ ભેંસને પાડી આવે તો વધારે વધારે ધવરાવે, ને પાડો આવે તો ભૂખે મારી નાખે, એમજ જો બાયડીને છોકરો આવ્યો તો બિચારીના પેટમાં પાંચશેર ઘી જાય, પણ જો છોડીનો પથરો આવ્યો તો મા ને દીકરીના ભોગ મળ્યા. બિચારીની સુવાવડ હાડછેડમાં થાય. સ્ત્રી કોણ માત્ર એમ પુરૂષો ગણે છે. વળી જે જ્ઞાતિમાં બાયડીના

પૈસા બેસે છે, તે તો હજી બાયડીને જીવતી ચહાય છે, પણ જેને સામા ગજવે પૈસા આવે છે તે તો મુઇજ વાંચ્ચે. સ્ત્રી મરે તેની દિલગીરી માત્ર એટલીજ કે, છોકરાં રખડ્યાં, અને દહાડો કરવો પડશે, કે પૈસા વિના બીજી મળશે ક્યાંથી? આટલુંજ બાયડીઓનું મૂલ્ય! ત્યારે મ્હારા ભાઇઓ! જ્યારે તમો બાયડીને લેશમાત્ર ગણો નહિ, તેના હાથમાં પૈસા તો આવવાજ દો નહિ, તેને પોતાની અર્ધાંગના ગણો નહિ, ત્યારે બાયડી બિચારી શું કરે? તેને વાપરવાને પૈસા જોઇએ ત્યારે તે બેધડક પોતાના ઘરમાં ચોરી કરે. જો તમને ખબર પડે તો તેનાં હાડકાં રંગી નાંખો, એવી બિહીકથી જુઠું બોલતાં શીખે. ત્યારે તેને ચોરી કરાવનાર, અને જુઠું બોલાવનાર તમે પોતેજ થાઓ છો, ત્યારે દોષ કોને દઇએ? વળી આમ કોઇને શિખામણ દઇએ છીએ, ત્યારે કહે છે કે જો અમારી સ્ત્રીને ઘરના પૈસા ટકાનો વહિવટ સોંપીએ, તો ભીખ માગતા કરી દે. આનું કારણ તેઓ પોતેજ કબુલ કરે છે, કે અમારી સ્ત્રીઓ શું ભણેલી છે કે પૈસાનો વહિવટ રીતસર કરી જાણે? તેમના હાથમાં જો પૈસાનો વહિવટ સોંપીએ તો કરકસરને બદલે અમને ભીખ માગતા કરે. આમ તેઓ ખુલાસો કરે છે. ને ખરી વાત એ છે કે ઉપર લખ્યા પ્રમાણે સ્ત્રીઓ અભણ અને મિથ્યાભિમાની હોય, તો તેમ થાય તેમાં નવાઇ નથી. એવા દાખલા આપણા જોવામાં તથા સાંભળવામાં ઘણા આવે છે. સ્ત્રી અસુધરેલ અને અભણ હોવાથી ઘરની કેવી રીતે ખરાબી કરે છે, અને સુધરેલ તથા ભણેલી હોવાથી પોતાનો ઘર વહિવટ કેવી રીતે ચલાવી શકે છે, કરકસર શું ચીજ છે, તેમાંથી કેવાં ફળ મળી શકે છે, અને સદ્‌ગુણી સ્ત્રીનું મૂલ્ય કેટલું છે, તે નીચેના દાખલા ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવશે.

એક કસબામાં એક અમીર રહેતો હતો. તેને જાગીરમાં ઘણાં ગામો મળેલાં હતાં. જે ગામમાં પોતે રહેતો હતો, તે ગામ પણ તેનું પોતાનુંજ હતું, જેથી તે એક ન્હાના રાજા જેવો હતો. તેની પાસે ધનદોલત ઘણી હતી. તેને બે સ્ત્રીઓ હતી તેમાં એક પટરાણી હતી જે માનીતી અને બીજી અણમાનીતી હતી. પટરાણીનું નામ ગુણસુંદરી, અને બીજીનું નામ પ્રેમસુંદરી હતું. ગુણસુંદરી ઘણી ખુબસુરત તેમજ ભણેલી હતી, અને ખરી પતિવ્રતા હતી. પતિ પ્રત્યે પોતાના ધર્મ, તથા ઘર-

કાર્યભાર કેવી રીતે ચલાવવો, તે પૂરી રીતે સમજતી હતી. તેનાં માબાપ ખાનદાન હતાં, પૈસેટકે સુખી હતાં, તો પણ પોતાની દીકરીઓ તથા દીકરાઓને ઉદ્યોગી બનાવવા, ભણાવવા તથા નીતિને માર્ગે ચલાવવાને પૂર્ણ ખંતી હતાં. તેણે પોતાની મા પાસેથી ઉત્તમ કેળવણી લીધી હતી. પતિભક્તિ પણ પોતાની મા પાસેથીજ શીખી હતી. કારણ તેની મા પોતાના પતિ (ગુણસુંદરીના બાપ) સાથે કેવી રીતે વર્તતી હતી, તે તેણે જોયું હતું. માટેજ તે હમણાં પોતાના પ્રિય પતિની માનીતી પત્ની થઇ હતી. અમીર મોતિસિંહ પણ પોતાને પૂર્ણ ભાગ્યવાન ગણતો હતો. પણ સુખનાં ખરાં સાધનો ઓળખતો ન હતો. તે માત્ર એટલુંજ સમજતો કે આપણા નશીબમાં લખ્યા પ્રમાણે આપણને સુખ મળ્યું છે. પૂર્વના સંચિતની વાત ઘણું કરીને ખરી માનતો હતો. ખરૂં જોઇએ તો તે ઘણો સુખી હતો. અને ખરેખર ભાગ્યવાનનેજ સદ્‌ગુણી સ્ત્રી મળે. સદ્‌ગુણી સ્ત્રીનું મૂલ્ય રત્નો કરતાં ઘણુંછે. જેને સદ્‌ગુણી સ્ત્રી છે, તે સંસારી અનેક ચિંતાઓથી મૂક્ત રહે છે. અને ચિંતા મૂક્ત રહેવાથી માણસનું અંતઃકરણ પ્રફુલ્લીત રહે, એ સ્વભાવિક છે.

એક દિવસ ચૈત્ર માસની મ્હોટી સવારમાં મોતિસિંહ અમીર પોતાના પાંચ ઘોડેસ્વારને સાથે લઇને પાસેના જંગલમાં શિકાર રમવા નીકળ્યો. તેનો કારભારી પણ સાથેજ હતો. મ્હોટી સવારમાં થંડી હવા ઘણી સરસ આવતી હતી. સૂર્ય પણ પોતાના પૂર્ણ જોશમાં કિરણો ફેંકતો પોતાની શત્રુ રાત્રિનો સંહાર કરતો નીકળતો હતો. તેવામાં મોતિસિંહ અમીરની નજર એક હરણ તરફ પડતાં, પોતાનો ઘોડો તે તરફ ફેરવ્યો. હરણ તેઓને જોઇને દોડવા લાગ્યું, પણ અમીરને શિકારનો ઘણોજ શોખ હોવાથી, તેણે તથા સાથેના ઘોડેસવારોએ તેની પાછળ પોતાનાં ઘોડાં પૂરપાટીએ મૂકી દીધાં. દોડતાં દોડતાં હરણ એક મ્હોટા જંગલમાં ભરાયું. તેનાં શિંગડાં વેલામાં ગુંચવાઇ ગયાં. બેબાકળું થઇ નીકળવા જાય છે, એવામાં મોતિસિંહે પોતાની બન્દુક છોડી; તે તેના પેટમાં વાગવાથી હરણ તુરત નીચે પડયું. મોતિસિંહ ઘણોજ ખુશી થયો, અને પોતાનો શિકાર લઇ ત્યાંથી પાછો ફર્યો. તે વેળા બપોરનો વખત થયો હતો, જેથી તાપ સખત પડતો હતો. અત્યાર લગી તો હરણની પાછળ દોડવામાં તાપની ખબર પડી નહિ, પણ

જ્યારે નિરાંતે માર્ગ કાપવાનું આવ્યું, ત્યારે તો તાપ ઘણોજ માલમ પડવા લાગ્યો. ત્યારે તેણે વિચાર્યું કે કોઇ સારા ઝાડ તળે વિસામો લઇએ. પાસે એક સુંદર વડલાનું ઝાડ આવ્યું, ત્યાં તેઓએ ઉતારો કર્યો. સવારોએ એક સુંદર બુટ્ટાદાર ગાલીચો પાથરી દીધો, તે ઉપર મોતિસિંહ બેઠો, અને ધાર્યું કે અહીયાં જરા નાસ્તો કરીએ. આસપાસ લાકડાં પણ હુક્કા ભરવાના દાવનાં જોઇને બંધાણી સવારો પણ ખુશી થયા. મોતિસિંહ તથા કારભારી બંનેએ નાસ્તા કર્યા. પેલા બંધાણીઓને પણ મિષ્ટાન્નનો ઠુંગો મળવાથી ઘણા ખુંશી થયા. અમીરને પણ સોનેરી હુક્કો ભરી આપ્યો. તે હુક્કો પીએ છે, અને કારભારી તથા પોતે આસપાસના જંગલની ખુબી વખાણે છે, તથા આજના સખત તાપ વિષે અરસપરસ વાતો કરે છે, તેવામાં એક કઠીયારો માથે મણ દોઢેકનો લાકડાનો ભારો લઇને જંગલમાંથી ચાલ્યો આવતો, તેઓની નજરે પડયો. તેને જોઇને મોતિસિંહને આશ્ચર્ય લાગ્યું કે, આ શખ્સ આટલો ભારે બોજો કેમ ઉપાડી શકતો હશે ? આમ અજાયબ થવાનું કારણ માત્ર એટલુંજ હતું કે તેના શરીર ઉપર માત્ર હાડકાં ને ચામડી શિવાય કાંઇ માંસ માલમ પડતું ન હતું. તેના મ્હો ઉપરના વાળ અર્ધા અર્ધ સફેદ થઇ ગએલા હતા, જડયાં બેસી ગએલાં હતાં, ને તેના અંગ ઉપરનાં વસ્ત્ર તદન ફાટી ગએલાં હતાં, પણ કોઇ ઠેકાણે થીગડું માલમ પડતું નહોતું; પણ જયાં જયાં ફાટેલું ત્યાં ત્યાં ગાંઠો વાળેલી માલમ પડતી હતી. જેથી તે તદન કંગાલ જેવો જણાતો હતો. હવે આ શખ્સ પણ તેજ વડલા પાસે આવતો જણાયો. તે ઘણે દૂરથી આવતો હતો, થાકેલો હતો, ભૂખ્યો પણ થયેલો અને તડકો પણ સખત, જેથી તે બિચારો વડલા હેઠે વિસામો લેવાને આવતો હતો. તેણે જાણ્યું કે આ ઝાડ હેઠે બેઠેલા માણસોમાંથી કોઇ મને ભારો ચઢાવશે, એવું ધારીને પાસે આવતાં તેણે પોતાના ગામનાજ અમીરને ઓળખ્યો. આથી તેણે ધાર્યું કે, અહીં મને કોઇ ભારો ચઢાવશે નહિ, એમ ધારી ચાલ્યો જતો હતો; પણ ગામ હજી વેગળે હતું, ને વિસામો ખાધા વિના પહોંચવાની સત્તા રહી નહોતી. જેથી વડલાની પડખે તડકામાં ભારો નાંખી, નીચો વળી અમીરને સલામ કરી વડલાના છેવાડાના થોડા શીળામાં પોતે અદબથી બેઠો. તેની ચિંથરે હાલ સ્થિતિ અને તેને વેગળો બેઠેલો

જોઇ મોતિસિંહના માણુસોએ તેની જ્ઞાતી પુછી, તો તેણે કહ્યું કે હું રજપુત છું. અમીરની નજર તો ક્યારની તેના ઉપર પડી હતી, અને તેના હાલ વિષે તે દયા ખાતો હતો; માટે તેને તે કઠીયારા સાથે કંઇ વાત કરવાનું મન થયું, અને નીચે પ્રમાણે તેઓની વાતચીત થઇ.

અમીર—ડોસા, તમે ક્યાંથી લાકડાં કાપી લાવ્યા?

કઠીયારો— સાહેબ, અહીંઆંથી ઘણે દૂર જંગલમાંથી કાપી લાવ્યો છું.

અમીર—તમે લાકડાંનો શો ઉપયોગ કરો છો?

કઠીયારો—વેચીને મ્હારા કુટુંબનું ગુજરાન ચલાવું છું.

અમીર—ડોસા, તમને કેટલાં વર્ષ થયાં?

કઠીયારો—સાહેબ, મને ઝાઝાં વર્ષ નથી થયાં. માત્ર ચાલતા ચૈત્ર માસમાંજ મને ચાળીસમું વર્ષ બેઠું.

અમીર—અરે! શું તમને ચાળીશમું વર્ષ હમણાંજ બેઠું?

કઠીયારો—હા! સાહેબ, ચૈત્ર સુદ બીજે મ્હારી જન્મગાંઠ ગઇ.

બહુ અજાયબ થઇને અમીર બોલ્યો. એટલી બધી તમને શું યાદગીરી છે?

કઠીયારો—સાહેબ, તે મ્હારા બાપે લખી રાખેલું છે. ને અમારા ભાટના ચોપડામાં પણ તે લખેલું છે.

અમીર—ઘણી અજાયબની વાત છે! કે જે માસ અને જે તિથિ અને જે સાલમાં મ્હારો જન્મ થયો, તેજ તિથિ, મહિને, ને વર્ષે તમારો પણ જન્મ થયેલો! છતાં તમે આટલા વૃદ્ધ કેમ જણાઓ છો? અને આટલી દુઃખી સ્થિતિમાં કેમ છો?

કઠીયારો—સાહેબ, આપનાં ક્રીસ્મત મ્હોટાં છે.

અમીર—તમારૂં નામ શું?

કઠીયારો—સાહેબ! મ્હારૂં નામ મોતિસિંહ.

આ સાંભળીને અમીર ઘણોજ અજાયબ થયો, ને વિચારમાં પડયો. પેલો કઠીયારો થોડીવાર બેઠો તેને અમીરે હુંગો કરાવ્યો, ને પછી સવારોમાંથી

એક લાકડાંનો ભારો તેને ચઢાવ્યો, એટલે તે ઉપાડીને ચાલતો થયો. જરા ટહાડો પહોર થતાં અમીર મોતિસિંહ પણ પોતાનાં માણસો સહિત ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં પોતાના વજીર સાથે આ બાબત વાત કરતો, પોતાના મનમાં ઘણોજ અજાયબ થતો હતો. કે કઠીયારાનો તથા પોતાનો જન્મ એકજ સાલ, એકજ માસ, અને એકજ તિથિએ થએલો; અને વળી તેનું અને મ્હારૂં નામ પણ એકજ પડેલું, છતાં તે આટલો દુર્ભાગ્ય, અને હું આટલો ભાગ્યવાન્ ને સુખી છું, તેનું કારણ શું? આવા વિચારમાં ગરકાવ થએલે પોતાના કારભારીને કહ્યું કે, સવારના પહોરમાં આપણા ગામના મ્હોટા મ્હોટા જોશીઓની સભા કરો, અને આપણા ગોરને બોલાવી આ વાતનો ખુલાસો કરીએ. આમ ઠરાવ કરીને અમીર તથા કારભારી પોતપોતાને મકાને ગયા. રાત્રે વાળુ કર્યા પછી મોતિસિંહને એ વાત પાછી યાદ આવી. રાણી ગુણસુંદરી ઘણી ડાહી હતી. તેણે પોતાના પતિને વિચારમાં પડેલો જોઇ હસતાં હસતાં કારણ પૂછ્યું. પણ તેણે બરોબર ખુલાસો ન કરતાં સહેજ, અમથું, એવું કહી ખરી હકીકત કહી નહિ. તેથી રાણીએ કહેવરાવવાને બાહોશ કરી નહિ. સવારના પહોરમાં કચેરીનો વખત થતાં કારભારીએ જોશીઓને બોલાવ્યા, અને અમીરે તેઓની આગળ સર્વે હકીકત સંભળાવી. સર્વેએ વિચાર કરી ટીપણાં પોથાં તપાસી જવાબ દીધો કે, સાહેબ, જો કે એકજ વરસ, માસ અને તિથિએ આપનો તથા તેનો જન્મ થએલો છે, અને નામ પણ એકજ પડ્યાં છે, તો પણ માત્ર ફેર એટલો છે કે, આપનો જન્મ સવારમાં સૂર્યોદય વખતે થયો હતો, અને તેનો જન્મ સૂર્યાસ્ત વખતે થયો હતો. જેમ ઉગતા દિવસની કલાક પર કલાક ચઢતી થતી જાય છે, તેમજ આપની પણ ચઢતી થાય છે. અને જેમ સૂર્ય આથમ્યા પછી કલાક દર કલાક ઘોર રાત્રિ થતી જાય છે, તેમ તેને પોતાની જીંદગી દુઃખમાંને દુઃખમાં કાઢવી પડે છે. આપની દિન પ્રતિદિન ચઢતી થશે!! ખુશામતીયા રાજા પાસે ન ફાવે તો બીજે ક્યાં ફાવે?

જોશીઓની વાત ઉપરથી અમીર મોતિસિંહ ઘણોજ ખુશી થયો. તેમનો વરતારો તેને ખરો લાગ્યો. જાણ્યું કે આ શિવાય બીજું કંઇ કારણ હોયજ નહિ. જોશીઓને ઇનામો આપીને વિદાય કીધા. સાંજે જ્યારે

પોતાના જમવાના ઓરડામાં ગયો, ત્યારે તેની પટરાણી ગુણસુંદરી પોતાના પતિનો આનંદી ચહેરો જોઇ, ઘણી હર્ષિત થઇ કે, આજ તો સ્વામીનાથ ખુશીમાં દેખાય છે. પોતે પોતાના પ્રિયપતિને સ્વહસ્તે ભોજન પીરસ્યું, ને તેમાં પોતાને હાથે કેટલીક વાનીઓ પોતાના પતિને પસંદ પડતી બનાવી હતી. કેમકે પતિને ભાવતાં ભોજન તે પોતાને હાથે બનાવતી હતી. તેઓ બંને વચ્ચે દંપતિનો સ્નેહભાવ હોવો જોઇએ, તેવો હતો. તોપણ એક વાતને લીધે મોતિસિંહ કોઇ કોઇ વેળા પોતાની પ્રિય પત્ની ઉપર ચીડાઇ જતો. તે વાત એટલીજ કે, ગુણસુંદરી કદી પણ જુઠું બોલતી નહોતી. જુઠા હોઠો તેને કંટાળારૂપ હતા. બધી વાતે પોતાના પ્રિય પતિને ખુશી રાખવાને પ્રયત્ન કરતી હતી, પણ જુઠી ટાપશી પુરીને પોતાના પતિનું મન રંજન કરવા તે ચહાતી નહોતી. આ વાતથી કોઇ કોઇ વેળા તેને ખોટું લાગતું, પણ તેના સાચા ને નિર્મળ પ્યારથી તે તેના ઉપર લાંબી રીસ રાખી શકતો નહોતો. હવે આજને દિવસે પોતાના પતિને ખુશીમાં દેખીને હાસ્ય વિનોદની વાતો કરતાં, બંને સ્વાદિષ્ટ ભોજન જમવા બેઠાં. ત્યારે ગુણસુંદરીએ ગઇ કાલની ઉદાસીનું કારણ પોતાના પતિને પૂછ્યું. તેણે કહ્યું, પ્રિયા! મ્હારી ઉદાસીનું કારણ હું તને ગઇ કાલેજ કહેવાનો હતો, પણ તેનો ખુલાસો થયો નહોતો, તેથી મેં એમ ધાર્યું કે ખુલાસો થયે મ્હારી પ્રિય પત્ની પાસે વાત કરીશ. તો આજ આપણા દયારામ જોશી વિગેરેએ તેનો ખુલાસો કરી આપવાથી મ્હારૂં મન ખુશી થયું છે.

એમ કહી પોતાને જંગલમાં મળેલા કઠીયારાની તથા જોશીઓના ખુલાસાની સઘળી હકીકત અથથી ઇતિસુધી ગુણસુંદરી પાસે સવિસ્તર કહી સંભળાવી. આ વાત ગુણસુંદરીના ધ્યાનમાં આવી નહિ. કારણ કે તે મૂળથી ધુતારા જોશીઓના બનાવેલા વહેમને માનતી નહોતી. તે સાફ રીતે જાણતી કે જોશીઓ અને બ્રાહ્મણો જે જે હકીકતના ખુલાસા કરે છે, તે માત્ર રાજા કે અમીરને ખુશી કરી પૈસા ધુતી લેવાનેજ કરે છે. જો તેઓના હાથમાં ભવિષ્યની વાત હોત, તો પછી તેઓને ભિક્ષા માગવાનું કારણ રહેત નહિ. એવા ખોટા જોશીઓના કહેવા ઉપર ઘણા લોકો ભૂલાય છે, અને ખરૂં માને છે, તેનું કારણ એ કે, કોઇ વેળા "કાગનું બેસવું ને તાડનું પડવું" થવાથી તેઓની વાત ખરી લાગે છે, પણ તે ઉપરથી

તેઓ કંઇ ખરા ભવિષ્યવાદી ગણાય નહિ. આવી કેળવણી તેણે ન્હાનપણથી પોતાનાં માબાપ પાસેથી લીધી હતી, તેથી તે પોતાના પતિને કહેવા લાગી કે, સ્વામીનાથ ! આપ જોશીઓની કહેલી વાત ખરી માનો છો, પણ તેમ બની શકે નહિ. આપણી હાલત ઇશ્વરકૃપાએ હમણાં ઠીક છે પણ પ્રથમ કેવી હતી ? આપણો ગરાસ ગીરવી મુકેલો હતો. નઠારા સોબતીઓથી, અને દુર્વ્યસન વિગેરેમાં ઉડાઉપણાથી આટલી જાગીર છતાં આપણે કરજદાર થઇ ગયાં હતાં, અને વધારે કરજ કરીને ગુજરાન ચલાવવું પડતું હતું, એ બધો કુસંગ મૂકી દીધાથી તથા કરકસર અને ત્રેવડથી આપણે હમણાં આટલું સુખ ભોગવીએ છીએ. કદાપિ એમ ને એમ આજ લગી ચાલ્યું હોત, તો આજ આપણી પણ કેવી દશા થઇ હોત ? તેનો આપજ વિચાર કરો. માટે પોતાના સુખ દુઃખનો આધાર પોતાની કરકસર ને ઉદ્યોગ ઉપર રહેલો છે. હું ધારૂં છું કે તે કઠીયારો ઉદ્યોગી નહિ હશે, અથવા તેની ઘર વ્યવસ્થા બરાબર નહિ હશે. અને તેથીજ તે એવી દશાને પહોંચ્યો હશે. આટલી વાત સાંભળતાંજ મોતિસિંહ છણકી ઉઠયો.

આ મોતિસિંહ, તે તેના પિતાને વૃધાવસ્થામાં થએલો, એકનો એક પુત્ર હતો. તેમાં વળી રાજકુંવર, એટલે અતિ લાડમાં ઉચ્છરેલો, ને તેનાં લગ્નનો લ્હાવ લેવાની માબાપની જીજ્ઞાસાને લીધે, તેણે તેને યોગ્ય ઉમ્મર થયા પહેલાંજ, બે રાણીઓ સાથે લગ્ન કરાવેલાં હતાં. તેમાં રાજ્યની ખટપટોને લીધે ગુણસુંદરીના ગુણની તુલના કર્યા અગાઉજ, પ્રેમસુંદરી નામની બીજી રાણી જે દેખાવમાં ઘણી સુંદર હતી, તેને પટરાણી સ્થાપી તેની સાથે તે રહેવા લાગ્યો હતો. પ્રેમસુંદરી એક ઉમરાવની દિકરી હતી પણ કંઇ ભણેલી હતી નહિ ; તેમ તેનામાં કંઇ ઝાઝી બુદ્ધિ પણ ન્હોતી. કઇ રીતે પતિને સુખી કરવો, તે તેને આવડતું નહોતું. મોતિસિંહને તો અગાઉથીજ લાલચુ ખુશામતીયા ભાઇબંધોએ અફીણ અને દારૂની લતમાં ઉતાર્યો, પોતે પોતાનું કામ સાધવા માંડેલું હતું. એટલુંજ નહિ, પણ બીજી ખરાબ સંગતમાં તે પડેલો હોવાથી તેના બાપનો બધો પૈસો તેણે ઉડાવી દીધેલો હતો. ત્યારબાદ તેની જાગીર પણ ગીરો મૂકવી પડી હતી. તેની પચીશ વર્ષની ઉમ્મર લગી જેવો રાહઘાટ ચાલ્યો તેવો જો બીજાં પાંચ વર્ષ ચાલ્યો હોત તો બિચારાના હાલ પેલા ફુલણજી જેવા થઇ જાત, એમાં કાંઇ શક નહોતો.

પણ તેની હાલત સુધરવાનો એક અણધાર્યો બનાવ બન્યો, કે પ્રેમસુંદરી સાથે મોતિસિંહને કંઇ અણબનાવ થવાથી, તે પોતાની બીજી રાણી ગુણસુંદરી સાથે રહેવા લાગ્યો, ને તેને પટરાણી કરી. તેણીએ પ્રથમ તો પ્રીતિથી તેનું મન હરી લીધું, અને ધીરે ધીરે તેની થતી ખરાબીઓ તેને દેખાડવા લાગી. ખુશામતીયા મોઢે મીઠું મીઠું બોલી ધન હરી લે છે, દારૂથી શરીર બગડે છે, જીંદગી ઓછી થાય છે, વિગેરે સમજાવી, દાખલાઓ બતાવી, ધીમે ધીમે તેની કુચાલો મૂકાવી.

કુચાલો મૂકવાથી અને ખરાબ સોબતીઓને અળસાવવાથી, તથા સમજુક ને શાણો કારભારી રાખવાથી, પોતાની ગીરો મુકેલી જાગીર પણ રહેતાં રહેતાં છોડાવી. ને તેમના બધા માણસોના મનમાં એવો ભય બેસી ગયો, કે આપણા કંઇ ઢોંગ કે ગેરચાલ બાઇ સાહેબના જાણવામાં આવશે તો તુરત બરતરફ કરાવશે. આમ સર્વ થર થર ધ્રુજવા લાગ્યા. તેમજ કારભારી પણ ડાહ્યો, તેથી તેનો વહિવટ ઘણોજ સારો ચાલવા માંડયો, અને આ પંદર વર્ષોના અરસામાં તે એવી રીતે આબાદ ને સુખી થઇ ગએલો હતો.

હવે જ્યારે ગુણસુંદરીનું ઉપરનું બોલવું થયું, ત્યારે તો તેના ક્રોધના જુસ્સામાં તેના મનમાં એમ આવી ગયું, કે મને તેણે સુધાર્યો તેનું મ્હેણું મારવાને આજ તેને તક મળી છે! દરેક માણસને પોતાના ગુણ દોષ નજરે આવે તો ખરા, પણ તેનો વિચાર કરનાર, ને પોતાને સુધારનારને યશ આપનાર થોડાજ હોય છે. તેમાં જેનો સ્વભાવ તીતાલી હોય છે, તેના મનમાં તો તુરત અવળું આવી જાય છે. તેમજ મોતિસિંહના મનમાં આવ્યું કે, આણે મને મહેણું મારવાની તક સાધી છે. તેથી તે એકદમ ક્રોધાયમાન થઇ, બિચારી ગુણસુંદરીને કેટલાક અપશબ્દો બોલી, જમવાનું જમવાને ઠેકાણે રહેવા દઇને પોતે એમ કહીને ઉઠી ગયો કે, ઠીક, હવે જ્યારે આ વાત તું સાબિત કરી બતાવીશ ત્યારે આપણે મળીશું, નહીં તો આજથી તા'રૂં મ્હો જોવું મ્હારે હરામ છે. આમ બોલી તે તુરત પોતાના દિવાનખાનામાં જઇને બેઠો. ગુણસુંદરીના તો સ્વપ્નામાં પણ આવું કદી આવેલું નહિ, કે આમ સેજ વાતમાં એટલું બધું થઇ જશે! તે તો માત્ર જે સાચું હતું તે પોતાના પ્રિય પતિને સમજાવતી હતી. એવામાં

આ અણધાર્યો બનાવ બન્યો. બિચારી ગુણસુંદરીને આ વખતે કેટલું દુઃખ લાગ્યું હશે! તે વાંચનાર સહેજ જાણી શકશે. પ્રથમ તો તે દિગમુઢ બની ગઇ. શું કરવું તે તેને સુઝે નહિ. પોતે મનમાં ને મનમાં બડબડવા લાગી. અરે! શું મ્હારા સ્વામીનાથ મને આમ છેક તજીને ચાલ્યા જાય? શું તે હવે મ્હારી સાથે નહિ બોલશે? અરે! આ કહેવત ખરી છે? કે "સાચું બોલે તે સાસરે પણ ન સમાય" હે ઇશ્વર! આ શું થયું? હવે હું શી રીતે સ્વામીનાથને સમજાવું? તેઓ તો હઠીલા છે. અરે! આજનો દિવસ મ્હારે માટે કેવો ઉગ્યો હશે! અરે! શું આજે મેં મ્હારી પ્રિય માતાનું વચન તોડયું છે? મ્હારી માતાએ મને કહ્યું હતું કે, અમે તેટલું દુઃખ સહન કરીને પણ પતિ પ્રસન્ન થાય તેમ કરવું. અરે! ખરેજ મ્હારી સ્વર્ગવાસી માતાનો બોધ હું ભુલી! અને આજ મ્હારા પ્રિય પતિનું મન મેં દુખાવ્યું! અને તેના કોપને પાત્ર થઇ. અરે! આ વાત જ્યારે બીજા બહારના લોકો જાણશે ત્યારે મને કેવી કુપાત્ર સમજશે? અરે! મેં આ વાતનો કશો ઉત્તરજ ન આપ્યો હોત તો કેવું સારૂં! પણ હવે શો ઉપાય થાય? હવે હે દીનદયાળ કંઇ ઉપાય બતાવ! એમ બોલતાંજ ગુણસુંદરીનું હૈયું હાથમાં રહ્યું નહિ. તે એકદમ જોશથી રડી પડી, ને મુર્છાગત જેવી થઇ પડી.

આ સાંભળીને તેની સખી ચતુરબા બીજા ઓરડામાં હતી, તે દોડી આવી. બાઇનું માથું પોતાના ખોળામાં લઇ, પોતાને પાલવે આંસુ લુછતી, ગભરાએલી તેને પૂછવા લાગી, કે બાઇ સાહેબ, શું છે? દરબાર સાહેબ ક્યાં ગયા? જમવાનું જેમ તેમ પડયું છે, ને આપ શું કરવા રડો છો? એમ અનેક કાલાવાલા કરી પૂછવા લાગી; પણ બાઇનું તો હૈયું ભરાઇ આવેલું, તેથી ખુલાસો કરી શકાય નહિ. થોડી વાર રહીને ગુણસુંદરીએ સઘળી હકીકત પોતાની પ્રિય સખી પાસે કહી, ને વળી રોવા લાગી, અને કહેવા લાગી કે, બ્હેન હવે તો મ્હારા સુખનો સૂર્ય અસ્ત પામ્યો! કારણ આવી પ્રતિજ્ઞા જ્યારે સ્વામીનાથે લીધી, ત્યારે એમાં મ્હારાથી હવે શું થઇ શકે કે તેમનો કોપ મ્હારા ઉપરથી ઉતરે? ગુણસુંદરીને માથે જો કે આટલું બધું થયું હતું, તોપણ તેણે પોતાનોજ વાંક ગણ્યો હતો. પોતાના પતિનો કાંઇ વાંક કહાડતી નહોતી. ખરૂં જોઇએ તો સઘળો વાંક મોતિસિંહનોજ હતો.

તેણે લાંબો વિચાર ન કરતાં માત્ર મહેણુંજ સમજીને આમ કર્યું હતું. જો તેણે ધીરજ રાખીને તેને પૂછયું હોત, કે જોશીઓની વાત કેમ ખરી ન માનવી? અને આવકનો યોગ્ય ઉપયોગ થવાથી શી રીતે ફાયદો થાય છે? અને જેનો પોતાને અનુભવ થયો હતો, તે યાદ કરી ન્યાય બુદ્ધિથી વિચાર કર્યો હોત, તો તેનો ખુલાસો યથાર્થ લાગત. પણ તેમ ન કરતાં તુરત આમ પ્રતિજ્ઞા લીધી, એ તો ખરેખરૂં અવિચારનું કામ તેણે કીધું હતું. પણ કહેવત છે કે "પાસો પડે તે દાય, ને રાજા બોલે તે ન્યાય." "રાજા, વાજાં ને વાંદરાં બોલે એ ત્રણે સરખાં." મોતિસિંહના મિત્રોમાં આ ખબર માલમ પડી ત્યારે તેઓએ તેને ઘણું સમજાવ્યું, પણ તેણે માન્યું નહિ. તેમાંના એકે તરફથી કજીઆની ખરી હકીકત કોઇને કાને પડી નહિ. માત્ર મોતિસિંહ, ગુણસુંદરી ને ચતુરબા, આ ત્રણજ આ વાત પૂરી રીતે જાણતાં હતાં. જો ચતુરબા બીજી અણસમજુ છોડી જેવી હોત, તો હું ધારૂં છું કે, ગુણસુંદરીએ તેની પાસે પણ વાત કરી ન હોત, પણ ચતુરબા તો ભણેલી ગણેલી તેમજ નામ પ્રમાણે ગુણવંત અને હિંમતવાન હતી. આ કોઇ દાસી વર્ગની ખવાસણ કે હલકા પેટવાળી નહોતી, તે તો ગુણસુંદરીના પીયર પક્ષની સગી થતી હતી. તેનાં માબાપ ન્હાનપણમાં મરી ગયાં હતાં; અને ગુણસુંદરીનો બાપ તેનો પિત્રાઇ કાકો થતો હતો, અને વળી તે ઘણોજ દયાળુ હતો, જેથી ન્હાનપણમાંથી તેને ગુણસુંદરીના બાપે ઉછેરીને મ્હોટી કરી હતી, એટલુંજ નહિ પણ ગુણસુંદરીના જેટલીજ કેળવણી તેને આપી હતી. તેની દસ બાર વર્ષની ઉમ્મર થઇ, એટલે ગુણસુંદરી તેને પોતાની સાથે રહેવા સારૂ તેડી લાવી હતી. ને આ વખતે તેની ઉમર સત્તર વર્ષની ભર જુવાન હતી; પણ પુત્રનાં લક્ષણ તો પારણામાંથી જણાય, તેમ તેની ઉમ્મર સાથે સરખાવતાં તેની બુદ્ધિ ઘણી મ્હોટી હતી. તે સાથે તે અતિ નમ્ર સ્વભાવની હતી; તેને લીધે, જોકે તે ગુણસુંદરીની બ્હેન જેવી હોવા છતાં તેની આજ્ઞાધારી રહી હતી, અને દરેક કામમાં ગુણસુંદરીને સલાહકારી અને સહાયકારી થતી હતી. તેથીજ આ વખતે પણ ગુણસુંદરીએ તેને સઘળી હકીકત ખુલ્લા દીલથી કહી હતી.

આવા દુઃખના વખતમાં તે પોતાની સખીને અનેક રીતે સમજાવવા લાગી, કે વ્હાલાં બા! જે થવાનું હતું તે થયું! હવે આમ કલ્પાંત કરવાથી શું વળવાનું છે? તમારે માથે જે દુઃખ આવ્યું છે, તે માત્ર સત્યનેજ લીધે આવેલું છે, માટે તેમાં કાંઇ વિમાસવાનું નથી. એમાં કંઇ તમારૂં નામ નિંદાવાનું નથી. એમાં કંઇ તમે તમારી માતુશ્રીની આજ્ઞા ભંગ કરી નથી, તેમ પરમેશ્વર પાસે ગુન્હેગાર પણ થયાં નથી. જુઓ સત્યને માટે રાજા હરિશ્ચંદ્રને માથે કેટલું દુઃખ પડયું હતું? તોપણ આખર સત્યવાદી નામે જગતમાં પોતાનું નામ અમર કરી ગયો. માટે આમ હવે બેસી રહ્યે કંઇ વળવાનું નથી. કહેવત છે કે "મનુષ્ય પ્રયત્ન ને ઇશ્વર કૃપા." જો આપણે યત્ન કરીશું, તો પ્રભુ આપણને સહાય થયા વિના રહેશે નહિ. જુઓ ચાંપરાજ હાડાની પતિવ્રતા પત્ની સોન પર કેવું ખોટું આળ આવ્યું હતું? તે બિચારી ખરી પતિવ્રતા છતાં, જગતમાં વ્યભિચારીણી કહેવાઇ ચુકી હતી; તોપણ તેણે હિંમત ન હારતાં કમ્મર બાંધીને પોતાનું પતિવ્રતાપણું જાહેર કરવા, અને પોતાના પ્રિય પતિને ઉગારવા કેવું સાહસ કામ માથે લીધું હતું? તો પ્રિય બા! તમે જરા પણ મુંઝાશો નહિ. એમાં શું મ્હોટી વાત છે? જે બાબત દરબારે પ્રતિજ્ઞા લીધી છે, તે આપણે તેને સાચું કરી દેખાડીશું.

આટલી વાત સાંભળતાંજ ગુણસુંદરીના ખોળીયામાં જીવ આવ્યો, અને બોલી, અરે! પ્રિય સખી, એ કઠીયારો કોણ હશે? આપણે એને શું ઓળખીએ, અને ઓળખીએ તોપણ પારકા ઘરમાં આપણે શી રીતે સુધારો કરી શકીએ? ત્યારે ચતુરબા હિંમત રાખીને બોલી, અહો! બા સાહેબ! હું અને આપ ક્યાં જુદાં છીએ? એ કામ હું ઘણી ખુશીથી મ્હારે પોતાને હાથે લઉં છું. ઇશ્વર સહાય થાય તો આપણે થોડા વખતમાં દરબારની પ્રતિજ્ઞા છોડાવીએ, અને જગતને બતાવીએ કે સદ્‌ગુણી સ્ત્રીઓથી કે'વો મહાભારત સુધારો અજાયબ જેવી રીતે થાય છે!

આમ હિમ્મત રાખીને ચતુરબા જાણે તૈયાર થઇ ગઇ હોય, તેમજ ઉઠીને ઉભી થઇ! તેના મનમાં હિમ્મતનો જુસ્સો ભરાયો. તેના મનમાં લાગ્યું કે હું તે કામ કરી શકીશ, કારણ કે તેણે પુરતી કેળવણી લીધી હતી. હવે ચતુરબાનું બોલવું સાંભળી ગુણસુંદરીના મ્હો ઉપર આનંદનાં ચિન્હો

દેખાવા લાગ્યાં, પણ તેને કંઇ ગમ પડી નહિ, કે તે શી રીતે કરશે! ગુણસુંદરીએ પોતાના પતિની અવસ્થા સુધારી, તે કામ તે બજાવી શકી હતી, પણ પારકાને શી રીતે સુધારવો, તે તેના ધ્યાનમાં બીલકુલ આવ્યું નહિ. એક કામ એક સુધારાવાળાથી ન બની શકે, તે કામ બીજાથી થઇ શકે. તે હર્ષનાં આંસુસહિત બોલી ઉઠી, પ્રિય સખી! તું આટલી હિંમત રાખી આટલો શ્રમ લેવાને ઉભી થઇ છું, તેથી હું તારી પૂર્ણ આભારી થઇ છું, પણ બ્હેન, તું શા ઉપાયથી તેને સુધારવાનું ધારે છે તે મને કહે. ચતુરબા બોલી, જો બ્હેન, મેં એમ વિચાર કર્યો છે કે, કોઇ પણ રીતે ગામમાં કોઇને ખબર ન પડે, તેમ હું તેને ઘેર દીકરી થઇને રહીશ, ને તેનો ઘરસંસાર જોઇશ, અને જે ખામી હશે તે સુધારીશ. હું તેને ઘેરજ ખાઇશ પીશ ને રહીશ, અને તમારી છુપી મુલાકાત લેતી જઇશ. ગુણસુંદરી કહે, અરે, બ્હેન! તારે તેને ઘેર ખાવું પીવું કેમ બની શકે? તે તો કોણ જાણે તેની હાલત પ્રમાણે કેવુંએ ખાતો હશે! તે તારાથી કેમ ખવાશે? અને આવી જુવાન અબળાને પારકે ઘેર રહેવું કેમ પોશાય? ત્યારે તેણે કહ્યું, અરે! બા સાહેબ! જ્યારે બધી વાતની સુખની આશા રાખીએ, ત્યારે તો આપણાથી હિંમત રાખીને સાહસ કામ માથે લેવાયજ નહિ, માટે આ કહેવત ઉપર ધ્યાન દઇને કામ કરવું જોઇએ, કે "સુખ પાછળ દુઃખ દેખીએ, ને દુઃખ પાછળ સુખ હોય." "હિમ્મત મર્દા તો મદદે ખુદા" હિંમતવાનને સિંહની ગુફામાં પણ બ્હીક રહેતી નથી.

એમ વાતો કરીને ગુણસુંદરીના જીવને શાંતિ પમાડી, બન્ને જણી સુઇ ગઇ. ચતુરબાને રાત્રિ વિચારમાં ને વિચારમાં ગઇ, કે શી રીતે કરવું? ને શી રીતે કઠીયારાને સુધારવો?

સવારે ચતુરબા સાદાં હલકાં કપડાં પહેરીને, ગામમાં ગઇ અને તપાસ કરી કે મોતિસિંહ નામનો કઠીયારો ક્યાં રહે છે? ઘણું રખડ્યા પછી તેના ઘર પાસેજ જઇ ચઢી. ત્યાં જઇને પૂછવા લાગી તો, તેનીજ સ્ત્રી એ સાંભળી બોલી ઉઠી, કે તું કોણ છે? શું કામ છે? તેણે કહ્યું બાઇ, હું તો મોતિસિંહનું નામ સાંભળીને આવી છું. મ્હારે તેમને મળવું છે. તે બોલી, એ તો ઘેર નથી.

ચતુરબા—ક્યાં ગયા છે?

અજ્ઞાનબા—[ એ તેનું નામ હતું ]. તે તો જંગલમાં લાકડાં કાપવા ગયા છે.

ચતુરબા—ક્યારે આવશે ?

અજ્ઞાનબા—જ્યારે આવવું હશે ત્યારે આવશે, તારે એવડું શું કામ છે ?

ચતુરબા—હું એક દુ:ખની મારી સ્ત્રી છું. આપનું તથા મોતિસિંહનું નામ સાંભળીને આવી છું. મ્હારે આપને આશરે રહેવું છે.

અજ્ઞાનબા—જા જા, રાંડ, મ્હારી શોક્ય, તારૂં હીયાં શું દાટયું છે ? અમારૂંજ પુરૂં થતું નથી, ને તારૂં ઓઝરૂં તે કોણ તારો બાપ ભરવાનો છે ?

ચતુરબા—બા, એમ શું બોલો છો ? હું કંઇ બેઠી બેઠી ખાવાની નથી. આપનું બધું કામ કાજ કરીશ, દળીશ, રોટલા ઘડીશ, અને તે શિવાય આપ જે હુકમ કરશો તે કરીશ, હું કામની આળસુ નથી.

અજ્ઞાનબા—જા જા રાંડ ધુતારી, અમે ક્યાં મ્હોટાં શ્રીમંત છીએ, તે ચાકરડી રાખીએ ! અમારે તો તારૂં કામ બામ કાંઇ જોઇતું નથી. ચાલી જા જ્યાંથી આવી હોય ત્યાં.

ચતુરબા—અરે બા ! હું દુ:ખીઆરી આપને શરણે આવી છું, તો આપને આમ કરવું છાજે નહિ.

અજ્ઞાનબા—જાને હવે રાંડ છાજને નળીઆં કરવા આવી છું તે !'! નહિ તો મ્હારા મ્હોની હમણાં સાંભળીશ રાંડ ધુતારી !

ચતુરબા—અરે ! બા આમ શું કહો છો ? હવે તો હું જવાની નથી. મને ગમે તે કરો હું તમારી દીકરી ને તમે મ્હારી મા. આમ કહીને તેના ઘરના ઓટલા ઉપર બેઠી. એટલામાં આડાસણ પાડોસણો ભેગી થઇ ગઇયો, અને બિચારીને બહુ હેરાન કરવા માંડી. અજ્ઞાનબા તો મોઢામાં આવે એમ બકવા લાગી. જેમ જેમ પેલી ગાળો દે, તેમ તેમ આ નરમ થતી જાય, ને કોમળ શબ્દો બોલતી જાય. બારણામાં તો કેટલીક સ્ત્રીઓનું ટોળું એકઠું થઇ ગયું હતું, એટલામાં મોતિસિંહ કઠીયારો ભારો વેચી ચાર આના લાવ્યો હતો, તેના પાસેની બ્રાહ્મણની વિશીમાંથી

બાજરીના રોટલા લઇને આવ્યો. પોતાને ઘેર માણસોને એકઠાં થએલાં જોઇને, અને પોતાની બાયડીને ઉશ્કેરાએલી જોઇને પૂછવા લાગ્યો કે શું છે? આ કોણ છે?

અજ્ઞાનબા—આ કોઇ રાંડ ધુતારી તમારૂં નામ લઇને આવી છે, ને કહે છે કે હું તો તમારે ત્યાં રહીશ. હજાર વાતે ખસનારી નથી. રાંડને એકવાર તો મેં ઢસરડીને ખડકી બહાર કાઢી, તો પણ પાછી આવીને ઓટલે મુઇ! રાંડને આ ઘડીએ ચોટલો ઝાલીને પછાડીશ, ત્યારે ખબર પડશે કે કેટલી વીશે સો થાય છે. આમ અજ્ઞાનબા લવારો કરતી હતી. તેની ટેવ મોતિસિંહ પુરી રીતે જાણતો હતો, તેથી તેના બોલવા ઉપર પુરૂં ધ્યાન ન દેતાં, ચતુરબાના દયામણા ચહેરા તરફ જોઇ, ધીમે સાદે પૂછવા લાગ્યો, બાઇ, તમે અમારે આશરે આવ્યાં છો ખરાં, પણ જુઓને, અમારી હાલત કેવી છે? ખાનારાં ચાર છીએ, અને માત્ર હું એક લાકડાંનો ભારો લઇ આવું, તે ઉપર બધાંનું ગુજરાન પણ પુરી રીતે ચાલતું નથી. જુઓ આજ ભારો વેચીને ચાર આનાના રોટલા લઇ આવ્યો છું, એમ હમેશાં લઇ આવું છું, તેમાં અત્યારે અમે ખાઇશું; અને બાકી થોડું ઘણું વધશે તે સવાર સુધી છોકરાંને જોઇશે, ને મ્હારે તો સવારમાં ભૂખ્યો ને ભૂખ્યો લાકડાં લેવા જવું પડશે! જુઓને બ્હેન, આ છોકરાં ચીથરે હાલ છે! કોઇને દયા આવે તો એકાદ લૂગડું આપે, વધારે શું કહું બ્હેન! અમારી હાલત હાલમાં તદ્દન નિર્બળ આવી ગઇ છે. એટલે હું તમને મ્હારે ઘેર રાખવાને નિરૂપાય છું. અમો ત્રણ ભાઇઓ માબાપ સાથે ભેળા રહેતા હતા. મ્હારી માનો સ્વભાવ એવો દયાળુ હતો, કે કોઇને દુઃખી દેખીને પોતાથી બનતી મહેનતે તેનું દુઃખ મટાડવાને પ્રયત્ન કરતી. અમારી હાલત પણ ઘણી સારી હતી. પાંચસેં વીઘાં તો ગરાસની જમીન હતી, ઘરમાં પાંચ પૈસે સુખી હતાં, મ્હારા બાપની લાજ આબરૂ પણ ઘણી હતી, તેઓના મરણ પછી પણ અમારો કારભાર સારી રીતે ચાલતો. મ્હારી વહુ ઘણીજ સમજણી હતી, તેથી ન્હાનેરા ભાઇઓની વહુઓ સાથે સંપથી રહેતી, ને અમારા ઘરનો ઘાટ જેવો ને તેવોજ ચાલતો હતો. પણ ઇશ્વરઇચ્છાથી મ્હારા બાપના મરણ પછી પાંચ વરસે મ્હારી વહુ પણ મરી ગઇ. તેણીએ પોતાની પાછળ એક ત્રણ વરસની દીકરી

મુકી હતી, તે પણ મરી ગઇ. મ્હારી ઉમર ન્હાની હતી જેથી મ્હારાં સગાંઓએ તથા ભાઇઓએ આગ્રહ કરી મને ફરી લગ્ન કરાવ્યાં. લગ્ન કર્યાને ત્રણ મહિના થયા નહિ, એટલામાં ઘરમાં કુસંપ જાગ્યો. આ મ્હારી વહુ સાથે ભાઇઓની વહુઓને બન્યું નહિ. અમારૂં ઘર વગોવાવા લાગ્યું, આટલું બોલતાં તો પેલી અજ્ઞાનબા કૂતરીની માફક બોલી ઉઠી કે, હુ સારી નથી ને રાંડને ઘરમાં રાખો! એટલા માટેજ એ આવી છે. રાંડ ધુતારી રખડીએલની પાસે ચોપડો ઉખેડીને બેઠા છે! એને ઘરમાં બેસાડો! અને હું મારે પીયર જાઉં. મુવાં, માબાપ પણ પેલા ભવનાં વેરી, આવાંને પાલવે નાંખીને મરી ગયાં, નખોદ જજો એમનું! એમ કહી રડવા ને ભાંડવા લાગી.

મોતિસિંહ—રાંડ છાની! મર નહિ તો આ ધોકો દીઠો છે? હાડકાં રંગી નાંખીશ.

રંગ્યાં રંગ્યાં. રંગ તો ખરો હું જોઉં તો ખરી! કહાડ એ મ્હારી શોક્યને હીયાથી, નહિ તર આ ઘડીએ જોવા જેવી થશે. એમ અજ્ઞાન-બાના બોલતાંજ મોતિસિંહ ધોકો લઇને ઉઠયો, પણ ચતુરબા તથા બીજી બેઠેલી બાયડીઓ વચમાં પડી, તેને મૂકાવી. પેલી એક બાજુ પર મ્હો ઢાંકીને રડવા બેઠી. મોતિસિંહ કહે, જોયું બેન, આવું છે! અને એ રાંડેજ મ્હારા ભાઇઓથી જુદો થયા પછી મને ભૂખ ભેગો કર્યો છે. જુદો થયો એટલે અમારા ભાગમાં જેટલા પૈસા આવ્યા હતા, તે હું વ્યાજે મૂકતો હતો, પણ તે વ્યાજે મૂકવા ન દેતાં, મ્હારી સાથે રાત્રી દિવસ આવો ને આવો કકળાટ કરી કરીને પોતાને માટે જે નવો ઘાટ જોવામાં આવ્યો તેવાં ઘરેણાં ઘડાવ્યાં, અને સારાં સારાં લૂગડાં લેવડાવ્યાં. કામની તો મૂળથીજ આળસુ. પણ સારૂં સારૂં ખાવું અને ઓઢવું પહેરવું, પોતાની દેરાણીઓથી સરસ ઓઢી પહેરી, તેમને બાળવાને યત્ન કરતી. મ્હારા ભાઇઓની વહુઓ આના જેવી નહોતી. તેઓ તો જુદાં થયા પછી એજ ચિંતામાં રહેતી, કે કોઇ પણ રીતે આપણા સસરાની લાજ કાયમ રહે તો સારૂં. તેઓ પોતાના પતિઓ સાથે સંપથી વર્ત્તતી, અને હમેશાં પોતાના ગજા પ્રમાણે ખરચ કરતી. તેમનો ઘરસંસાર હાલમાં વખાણવા લાયક છે, અને મને આ બાયડીએ પોતાના દુષ્ટ સ્વભાવ અને અજ્ઞાનપણાને લીધે નકામા ખર્ચ

કરી કરીને, અને ઘરનું બધું ધૂળધાણી થવા દઇને આવી દશાએ પહોંચાડયો છે. અને છેવટ ઘરેણાં ગાંઠાં, માલ મિલકત પણ વેચી પરવાર્યા છીએ; છતાં એની જીભ તો એવી છે કે ઘરમાં બે ઘડી બેસીએ તો અર્ધું લોહી સુકાઇ જાય. બ્હેન, તમે મ્હારૂં નામ સાંભળીને આવ્યાં તો ખરાં, પણ મ્હારી તો આવી હકીકત છે. કદાપિ હું કકડામાંથી કકડો તમને આપું, પણ આ મ્હારી કર્કશા સ્ત્રીની સાથે તમારાથી કેમ રહેવાય? માટે હું તમારી પાસે મ્હારા દીલની સર્વ વાત કરી માફ માગું છું.

આ સાંભળીને ચતુરબા ગભરાઇ, પણ હિમ્મત મૂકી નહિ. તેને પોતાની બાઇની કહેલી વાત ગળેજ ઉતરતી આવતી હતી કે, "તેની સ્ત્રી સારી નહિ હશે!" ખરેખર આનું કારણ તેજ છે. રંગ છે એમની બુદ્ધિને કે વગર જોયે ને ઓળખે એવો તોલ બાંધી લીધો. આમ પોતાના મનમાં વિચાર કરી, ગભરાટને ધીરજથી દાબી દઇ બોલી, પિતાજી, ગમે તેમ હોય, પણ ક્ષત્રીપુત્રને માથે ફરજ છે, કે આશરે આવ્યું તેને આશરો આપવો જોઇએ. તો હું આપને આશરે આવી છું, માટે મને પાળો. અને હું નિશ્ચય કહું છું કે આપના ઘરમાં રહી, આપને ભારે નહિ પડું, તેમજ આ મ્હારાં માતુશ્રીતુલ્ય અજ્ઞાનબાને પણ જેમ ગમશે તેમ હું કરીશ, તેમનો હુકમ હું તોડીશ નહિ. એમ બોલી મોતિસિંહને પગે લાગવા મંડી; પણ તેમ કરતાં મોતિસિંહે તેને અટકાવી કહ્યું, દીકરી, જ્યારે તું આવો નિશ્ચયજ કરીને આવી છું, અને ત્હારા દેખાવ ઉપરથી તું ઘણી ડાહી અને સમજુ લાગે છે, ત્યારે હું તને ધિક્કારીને કાઢી મુકી નથી શકતો! ખુશીથી રહે, આ ઘર ત્હારૂંજ છે. આ સાંભળતાંજ અજ્ઞાનબા તો રડતી રડતી ઉઠીને ચતુરબાને ધક્કો મારી કાઢવા ઉભી થઇ, પણ ચતુરબા તેને પગે લાગી બોલી કે, તમેજ મ્હારાં માતુશ્રી થયાં છો, તો પછી મને આમ કરવું ઘટે નહિ. હમણાં પાંચ પંદર દિવસ તમો મને રાખો, અને જો મ્હારાથી કંઇ તમને ગેરફાયદો થાય, તો મને કાઢી મૂકજો. હું તમારી જ્ઞાતની દુખીઆરી, અને લાઇલાજે આવી છું. એમ અનેક રીતે સમજાવી તેને ટાઢી પાડી. કહેવત છે કે વિનય વૈરીને વશ કરે છે.

મોતિસિંહના આણેલા રોટલા અત્યાર લગી લુગડામાં બાંધેલા પડ્યા હતા. તે ખાવાને છોકરાં ટાંપી રહ્યાં હતાં. ( તેને એક દીકરો અને એક

દીકરી બે છોકરાં હતાં). છોકરાં આવ્યાં ને રોટલા છોડ્યા એટલે ચારે જણુ અને પાંચમી ચતુરબા પાંચે જમવા બેઠાં. લુખા રોટલા તો બિચારી ચતુરબાએ કદી ખાધેલા નહિ, પણ શું કરે? માથે આવી તે વેઠવી. ખાતાં ખાતાં ચતુરબા બોલી પિતાજી, આ રોટલા કેટલાના આણ્યા?

મોતિસિંહ—દીકરી, પાવલાના.

ચતુરબા—પાવલાના રોટલા તો ઘણાજ થોડા આવે છે, આપણે ઘરબારીને વિશીમાંથી તૈયાર લાવેલું પોસાય નહિ. એ તો માત્ર મુસાફરને માટે ઠીક પડે, પણ આપણે તો દાણા લાવવા જોઇએ. હવે કાલે આપ જે ભારો વેચી પૈસા લાવો તેના દાણા લઇ આવજો, હું તેના દળીને રોટલા કરીશ. કારણ કે વિશીવાળા એક તો મોઘું આપે ને સારો દાણો વાપરે નહિ. અને સાફ પણ કર્યા શિવાય રોટલા કરે છે, જેથી રોટલામાં કાંકરી આવે છે, તે શરીરને નુકસાનકર્ત્તા છે. માટે કાલે હું દળીશ.

મોતિસિંહ—ઠીક દીકરી, જો તું દળે, તો હું દાણા લઇ આવીશ. પહેલાં હું દાણા લઇ આવતો હતો, પણ આને દળવાનું આળસ, તેથી તો મ્હારે તૈયાર રોટલા લાવવાની ફરજ પડી છે. અજ્ઞાનબા બોલી ઉઠી, આળસ તો હોયજ તો, તમે જુવાર લાવીને બાળતા હતા! તે દળાય કેમ? મ્હારાં તો કાંડામાં બળ નથી, કે હું દળું, અને ઘંટી પણ ક્યાં છે? તે પણ વેચી નાંખી છે. હવે લાવજો, આ ગધેડા જેવી આવી છે તે ધણીએ દળશે!

મોતિસિંહ—હજુ તારા મનમાં તેના ઉપર દયા આવવાને બદલે, બિચારીને આમ કરે છે, ધિક્કાર છે તારી જાતને! એ બિચારી આપણા સારા વાસ્તે કહે છે, એમાં તને શું ખોટું લાગે છે? જો આ પાવલાના રોટલા તો આપણે ખાઇ ગયાં, કટકો વધ્યો છે તે સવારે છોકરાં ખાશે, અને આપણે તો કાલે આ વખત સુધી ભૂખે મરીશું. પાવલાના દાણા તો ઘણા આવશે, તે સાંજ સવાર આપણે ધરાઇને ખાઇશું તોય વધશે.

અજ્ઞાનબા—ઠીક, ઠીક, કરોને તમારે જેમ કરવું હોય તેમ, તમને વળી મ્હારી વાત કયે દહાડે ગમી છે? તે આજ ગમવાની છે! ચતુરબા તેને સમજણ પાડવા લાગી કે તમે ધીરજ રાખો, સૌ સારૂં થશે. થોડા દિવસ આપણે એમ કરી જોઇએ, પછી જો તમને ગમે નહિ તો તમારી મરજી

પ્રમાણે કરીશું. હું કંઇ પણ આપને ન ગમે એવું, અથવા આપણા ઘરમાં નુકસાન થાય એવું કરવાની નથી. તેમ મ્હારા શરીરને કોઇ પણ રીતે કામ કરવામાં પાછું રાખીશ પણ નહિ. હવે જેમ તેમ કરતાં એને સમજાવી ટાઢી પાડી. સાંજની ટંક તો એમની એમ ગઇ. પ્રભાત થયો ત્યારે મોતિસિંહ વહેલો ઉઠી રોજના નિયમ પ્રમાણે જંગલમાં લાકડાં કાપવા ગયો. ચતુરબા ઉઠીને દાતણ પાણી કરી, ઘરમાં સંજવારી કાઢી ખુણે ખોચરેથી બધું કસ્તર કાઢી નાંખ્યું. ઘરમાં અહીં તહીં છોકરાંનાં જુનાં ને મેલાં લુગડાંના ગાભા પડ્યા હતા, તે એકઠા કરીને કુળીઆમાં પાણીની કુઇ હતી, ત્યાં ધોઇ નાંખ્યાં. તેનું મન થયું કે સીવીને સમા કરૂં, કારણ કે તે લુગડાં બહુ ફાટેલાં હતાં નહિ. માત્ર કોઇ ઇજારનો પાયજો ન મળે, અને કોઇ કડીયાનો ખભો ફાટી ગયેલો, ઘાઘરીઓ અને સાડલાને તો ઉભા ચીરા થઇ ગએલા, તેને ગાંઠો વાળેલી હતી; માટે જો તે બધાંને સીવીને સમાં કરે તો પહેરવાના કામમાં આવે એવાં હતાં. પણ ઘરમાં સોય દોરા મળે નહિ, તેથી તેનું કામ આ ઘડીએ તો અટકી પડયું. હવે આટલું કામ કરી તે અજ્ઞાનબાની સાથે કંઇ કંઇ વાતો કરવા બેઠી. ઉપરનું બધું કામ કરતી વેળા ચતુરબા તેને પૂછતી હતી કે બા, આપની મરજી હોય તો હું આમ કરૂં, ને આમ થશે. એવી રીતે દરેક બાબતમાં તેની સલાહ લેતી ગઇ હતી, અને તેને માન આપતી હતી. તેથી તો અજ્ઞાનબા પણ ખુશી થઇ, કે આ કંઇ મને નઠારી દેખાડવાને કામ કરતી નથી, પણ ઉલટી મને પૂછીને મ્હારા કહ્યા પ્રમાણે ચાલે છે. માટે છો રહી, આપણું શું જવાનું છે? વળી આમ કામકાજ કરશે તો ભારે પડવાની નથી. અજ્ઞાનબાને તો ફાટયાં તૂટયાં સીવવાની કે ઘરમાં વાળી ઝાડી સાફ કરવાની બાધા હતી! તેને રાંધવાનું કામ તો કરવું પડતું નહિ, તેથી બિચારી આખો દહાડો નવરી લોકોને આંગણે ઓટલે બેસતી ફરતી, અને એક બીજાની નિંદાની વાતો સાંભળતી અને કરતી. વળી તેનામાં એક નઠારી ટેવ એ હતી, કે કોઇને ઘેરથી કંઇ હાથ લાગે તો ચોરી લેતી! જેથી જ્યાં ત્યાં હડકારી કાઢી મુકવામાં આવતી. તેનાં છોકરાં પણ તેની જોડે ભટકતાં ફરતાં. બિચારાં ભૂખ્યાં હોય, તેથી કોઇ કંઇ ખાતું હોય તો તેના ભણી તાકીને જોઇ રહે. આવી સર્વે નઠારી

ટેવોને લીધે તેઓ કોઇને ઘેર જાય, તો કોઇને પસંદ પડતું નહિ. છોડી ને છોકરો કોઇ દહાડે કોઇ ભેળાં નદીએ રમવા જાય, ત્યારે રમતમાં ન્હાય તેજ! બાકી અજ્ઞાનબા તો કદી ન્હવરાવવાની તરદી લેતાંજ નહિ. તેથી છોકરાંના શરીરનો મેલ ચામડી સાથે સામેલ થઇ પોપડો બાઝયો હતો. ને છોડીના માથામાં જુઓ ઘણીજ હતી, અને લીખોથી તો માથું ભરાઇ ગએલું હતું. આ ઉપરથી વાંચનાર સેહેજ જાણી લેશે કે, અજ્ઞાનબા કેવાં સુઘડ ને ઘર સાચવનારાં હતાં!! અને આ બિચારા મોતિસિંહનું ઘર કેમ ધુળધાણી થઇ ગયું હશે!!

આ બધું કામ કાજ કરી ચતુરબા બેઠી બેઠી અજ્ઞાનબાના માથામાં જોતી હતી, એટલામાં મોતિસિંહ ભારો વેચીને પાવલાનો દશ શેર બાજરો લઇ આવ્યો. ચતુરબાએ પાડોસણની ઘંટીએ જઇ બાજરો ઝાટકી, સમો કરી, જોઇએ તેટલો દળ્યો, અને તાકીદે રોટલા કરવા બેઠી. સર્વેને ઉના ઉના રોટલા ખાવા બેસાડયાં, અને પાડોસીને ત્યાંથી છાસ માગી લાવી તેની સાથે સર્વેએ ધરાઇને ખાધું. ચતુરબાને પણ કાલ સાંજની ટંક વીતી ગઇ હતી, એટલે એ છાસ ને રોટલો આ વખતે મિષ્ટાન્ન જેવો લાગ્યો! સૌ ખાઇને ધરાયાં. ગરમ રોટલાથી સૌને સંતોષ વળ્યો, અજ્ઞાનબા પણ ખુશી થઇ. હવે દિવસના બાકીના વખતમાં ચતુરબાએ સાંજને માટે દળી રાખ્યું, બન્ને છોકરાંને ન્હવરાવ્યાં, અને તેઓનાં માથાં ધોઇ સાફ કરી તેમાંની જુઓ વીણવા લાગી. હવે અત્યારે તો મોતિસિંહ પણ ઘેરજ રહેવાનો હતો, માટે ચતુરબા વિગેરે મોતિસિંહનું બધું કુટુંબ બેઠાં બેઠાં જે તે વાતો કરતાં હતાં. મોતિસિંહ તો આજનાજ દિવસમાં પોતાના ઘરમાં ઘણો ફેર થએલો જોતો હતો, ને મનમાં ને મનમાં ઘણો ખુશી થતો હતો, કે આ તો આપણે માટે ભલું ઇચ્છીને પરમેશ્વરેજ મોકલી હશે. હવે ચતુરબા મોતિસિંહને કહેવા લાગી કે પિતાજી, આજ તમે બાજરો લઇ આવ્યા છો, તે કાલનો દિવસ ચાલશે; માટે કાલે જે પૈસા આવે તેના દાળ ચોખા લાવજો, કે બન્ને ટંક રોટલા ખાવા ન પડે. આ વાત મોતિસિંહને બહુ ગમી. બીજે દિવસે મોતિસિંહ ચોખા દાળ લઇ આવ્યો. ને તે આવ્યો ત્યાં તો રોટલા તૈયાર હતા, અને ઉનું પાણી પણ તૈયાર કરેલું હતું. તેમજ ચતુરબાએ અગાઉથીજ ચુલા ઉપર આંધણ તૈયાર

કરેલું હતું, માટે તુરત આણેલી દાળમાંથી ઓરી દીધી ; અને મોતિસિંહને કહ્યું, પિતાજી, આ ઉનું પાણી તૈયાર છે, તે આપ ન્હાઇ લ્યો એટલે થાક ઉતરી જશે. અને એટલામાં દાળ પણ તૈયાર થશે. બિચારા મોતિસિંહને તો ઘણે વરસે પોતાને ઘેર ન્હાવાનું ઉનું પાણી મળ્યું હતું. જ્યારે ન્હાવું હોય ત્યારે નદી કે કુવે ન્હાઇ આવે, બાકી અજ્ઞાનબાએ તો કદી પાણી તૈયાર કરી આપેલું નહિ. હવે આવી રીતે ખાવા પીવાનું સુખ, તેમજ જેમ જોઇએ તેમ ચાકરી થવાથી મોતિસિંહ ઘણોજ ખુશી થતો હતો. ચતુરબાને આવ્યે પાંચ સાત દિવસ થયા, એટલામાં તો ઘરમાં તેલ મસાલો વિગેરે રાંધવાની સામગ્રી જેવી જોઇએ, તેવી થતી ચાલી; અને રહેતાં રહેતાં સામટા મણ અધમણ દાણા લેવા માંડયા. ને ધીરે ધીરે એટલીજ આવકમાં ઘરસંસાર સુધરવા લાગ્યો. મોતિસિંહને જ્યાં ધરાઇને એક ટંક ખાવાના સાંસા હતા, ત્યાં ત્રણ ટંક પેટપૂર અને સુઘડતાથી કરેલી રસોઇ જમવા મળવાથી તેના શરીરમાં પણ બળ વધારે આવવા લાગ્યું, તેથી તે ભારો પણ મ્હોટો લાવવા લાગ્યો ; એટલે કિમ્મત પણ કોઇ દહાડો છ આના, અને કોઇ દિવસ આઠ આના આવવા લાગ્યા. ને તે જે પૈસા લાવે તે સઘળા ચતુરબાના હાથમાં આપતો, કારણ કે પૈસાનો કેવી રીતે ઉપયોગ કરવો તે ચતુરબા સારી પેઠે સમજતી હતી, અને યોગ્ય ઉપયોગ કરતી હતી. હવે આવી રીતે બે ચાર માસ ચાલ્યા, એટલામાં તો મોતિસિંહ, તેની બાયડી અને છોકરાંની કાન્તિજ ફરી ગઇ. જેમ જેમ પૈસા આવતા ગયા તેમ તેમ છોકરાં વિગેરે સર્વેને તેણીએ નવાં લુગડાં કરાવી આપ્યાં હતાં. માત્ર લુગડાંનાજ પૈસા બેઠા, બાકી સીવતાં તો ચતુરબાને સારી રીતે આવડતું હતું, જેથી દરજીને નકામા પૈસા આપવા પડયા નહિ. ઘરમાં જે જુના ચુંથા પડયા રહેતા, તેને પણ સમારી તેણે પહેરવાના ઉપયોગમાં આણ્યા. વળી ચતુરબાને લુગડાં સીવતાં આવડે છે, એ જાણીને આડોસી-પાડોસી પણ તેની પાસે સીવડાવવા લાગ્યાં. દરજી પાસે સીવડાવ્યા કરતાં તેઓને બેવડો ફાયદો થતો. એક તો સીવડામણ ઓછું લેતી, અને બીજું એ કે દરજીની જેમ ચોરી ન લે. પોતાના ઘરમાં પૈસા આવે છે આથી ખુશી થઇ અજ્ઞાનબા પણ તેને સીવવામાં મદદ કરવા લાગી. જો કે ચતુરબાને પોતાને ઘેર રાખવાને તેણે એટલી બધી આનાકાની તથા

તિરસ્કાર કર્યો હતો, તોપણ તેની નિઃસ્વાર્થી પ્રીતિને લીધે હમણાં તે તેનું માન રાખતી હતી; ને તેને કામમાં મદદ પણ કરતી, એટલે ઘેરેઘેર ભટકવું તેણીએ છોડી દીધું હતું, અને છોડી છોકરાને પણ ચતુરબાએ થોડા દિવસ થયાં નિશાળે મુકવા માંડયાં હતાં. તેમને ભણવાનું ઉત્તેજન આપવાને, મીઠાઇ કે એવી કંઇ ખાવાની ખોટી લાલચ તે તેઓને આપતી નહોતી; પણ જ્યારે સાંજરે તે છોકરાંની સાથે વાતો કરવા બેસતી, ત્યારે કેટલાંએક સારાં છોકરાંના દાખલા આપી, ભણવાનું ઉત્તેજન આપતી. અને રાત્રિના વખતે તેઓના પાઠ પોતે કરાવતી, જેથી છોકરાંની ભણવાની હોંસ ને ઉમંગ વધતાં ચાલ્યાં; આથી નિશાળમાં પણ વખણાવા લાગ્યાં; પણ માત્ર એટલુંજ કરીને તે રહી નહિ, તેણીએ મોતિસિંહ તથા અજ્ઞાનબાને પણ શિખવવા માંડયું. તે બન્નેએ કહ્યું, દીકરી, અમને હવે પાકે ઘડે કાંઠા ચઢવાના છે? તોપણ તેણીએ હિંમત આપી કે, એમ ન ધારવું, વધારે મહેનત કરવાથી વિદ્વાન પણ થવાય. તો પોતાના ઘરકાર્ય જેટલું ઉપયોગી જ્ઞાન તો ખુશીથી મેળવી શકાય. એવી રીતે તેઓને સમજાવી, કેટલાક દાખલા દલીલો આપી, તેમને પણ ફુરસદના વખતમાં શિખવવાનું શરૂ રાખ્યું. ચતુરબા તો હવે ઘરમાં ખરેખરી માનીતી થઇ પડી; ને હવે મોતિસિંહનું ઘર, જે ભીખારી અવસ્થામાં ગણાતું હતું, તે ગ્રહસ્થાશ્રમાં આવવા લાગ્યું. જે કંકાસનું સ્થાન હતું, તે આરામનું સ્થાન થઇ પડયું.

હજી મોતિસિંહની આવક તો જેમની તેમજ ચાલતી હતી. એમ કરતાં છ સાત મહિના વીત્યા. એટલામાં તો ચતુરબા પાસે રૂપિયા દશેકની મૂડી થઇ હતી. તેથી તેણીએ મોતિસિંહને કહ્યું, પિતાજી, તમે પોતે ભારો ઉપાડી લાવો છો તેથી લાકડાં થોડાં આવે છે, માટે આપણે એક પોઠીઓ લઇએ. તે ઉપર જો લાકડાં લાદીને લાવશો તો લાકડાં વધારે આવશે, અને તમને શ્રમ પણ ઓછો પડશે. આ વાત મોતિસિંહને ઘણીજ ગમી. પણ રૂપિયા વિષે તે જાણતો નહોતો, તેથી તેણે કહ્યું કે, દીકરી, રૂપિયા વિના પોઠીયો શેનો લઇએ? ચતુરબા કહે, પિતાજી, ઘર ખરચમાંથી મેં કરકસર કરી દશ રૂપિયા ઉગાર્યા છે, તો તેટલા પૈસાનો એક સાધારણ પોઠીયો આવશે, માટે આજ શોધ કરીને લઇ આવો તો બહુ

સારૂં. મુલતવી રાખવાની ટેવ તો ચતુરબાને બીલકુલ પસંદ નહોતી; તેથીજ તેણે આજ મંગાવવાનું કહ્યું. મોતિસિંહ તુરત ગયો, અને શોધ કરતાં એક પોઠીઓ મળી પણ આવ્યો. હવે તેના ઉપર તો બબે ભારા લાકડાંના આવવા લાગ્યા, ને કિમ્મત પણ બમણી આવવા લાગી. જેથી તેણીએ બીજા પૈસા પણ જલદી એકઠા કરી, બીજો પણ પોઠીઓ લેવરાવ્યો. હવે તો કમાણી વધી પડી. કોઇ વેળા રૂપિયો તો કોઇ વેળા દોઢ, એમ આવવા લાગ્યું. ને પોતાનો ઘરસંસાર ભલી ભાતે ચાલવા છતાં પૈસા ફાજલ રહેવા લાગ્યા. હવે તેણીએ વિચાર્યું કે અહીં ન્હાના ગામમાં લાકડાંનો વેપાર બહોળો ચાલી શકે તેમ નથી, અને વધારે લાકડાં અહીંના જંગલમાં મળી શકે તેમ પણ નથી, માટે અહીંથી થોડે દૂર જે શહેર છે, ત્યાં જઇને ઉઘમ વધારીએ તો સારા સાધનથી અને શહેરના અનુભવથી ઇશ્વર ઇચ્છા હશે તો આબાદી વહેલી થશે, ને છોકરાંનો પણ સુધારો થશે. તેથી ચતુરબાએ તે બધું મોતિસિંહને તથા અજ્ઞાનબાને સમજાવ્યું. તેઓએ પોતાનું જુનું ગામ મુકવાની કેટલીક આનાકાની કરી પણ આખરે જવાનું કબુલ કર્યું. એટલે પોતાનું ઘર કોઇને ભાડે આપી, પોતાનો જે જૂજ સામાન હતો, તે પોઠીઆ ઉપર નાંખીને શહેરમાં ગયાં. ને શહેર બહાર નવું પરૂં વસાવેલું હતું, તેમાં એક ઘર ભાડે લીધું. આ શહેર પાસેના ડુંગરના જંગલમાં ગીચ ઝાડી હતી, અને લાકડાં ઉપર કર હલકો હતો. જંગલ અને શહેર વચ્ચે નદી હતી, તેના ઉપર પુલ બાંધેલો હતો. મોતિસિંહને પોતાના ગામમાં લાકડાંની કિમ્મત આવતી હતી, તે કરતાં અહીં તેથી બમણી કિમ્મત આવવા લાગી. (ચતુરબા પોતાના જુના ગામમાંથી નીકળતી વખત ગુણસુંદરીની છુપી મુલાકાત લઇ આવી હતી. તેને ધીરજ આપી હતી કે, ઇશ્વર કરશે તો થોડા વખતમાં આપણું કામ બર આવશે, અને આપણે સુખી થઇશું. તેઓ પાસેના શહેર કુશળ નગરમાં ઉઘમ વધારવા જાય છે, ત્યાંથી કોઇ કોઇ વેળા પ્રસંગ મળ્યે સારા સમાચાર મોકલાવતી રહીશ).

ચતુરબાના શિખવ્યા પ્રમાણે મોતિસિંહ લાકડાંની વાજબી કિમ્મત લેતો હતો. બીજાની માફક ખોટી કિમ્મત બતાવતો નહિ, તેથી તેની રોજી અને શાખ વધતી ચાલી. માટે એક ગરીબ જોઇ મદદગાર માણસ

પેટવડીએ રાખ્યો, અને વધારે લાકડાં કપાવવા માંડયાં. પછી તો જેટલાં વેચાય તેટલાં વેચાય, અને બાકીનાં પોતાના ઘર પાસે મેદાન હતું, તેમાંનો એક કકડો ભાડે લઇ તેમાં સંગ્રહ કરવા માંડયો, એટલે ઓછામાં ઓછા રૂપિયા પાંચસોનાં લાકડાંનો સંગ્રહ ઘર આગળ કીધો. બાકીનાં કેટલાંક જંગલમાં પણ કાપીને ખડકી મુકેલાં હતાં. રહેતાં રહેતાં મોતિસિંહને પોઠીયા હાંકીને જવું બંધ થયું ને ઉપરી તરીકે રહીને રાખેલા માણસો પાસે કામ લેતો હતો. ચતુરબાને ઘરનું ઘણું કામ કરવું પડતું, તેથી એક મદદગાર છોડી પણ રાખી. હવે તે વર્ષે એવો બનાવ બન્યો કે વરસાદ ઘણોજ પડયો, અને ભીનું વર્ષ થયું. ને વરસાદ જોશબંધ પડવાથી તે નદીના પુલને નુકશાન પહોંચ્યું. લોકોના ઘરમાં એકઠાં કરેલાં બળતણ ખુટી પડવાથી લાકડાંનો ભાવ ઘણોજ વધી ગયો. ગામમાં બીજા વેપારીઓનો જેટલો સંગ્રહ હતો તે ખુટવા આવ્યો. એટલે આ વખતે મોતિસિંહને ફાવી ગયું. ઘેર એકઠાં કરેલાં જે પાંચસો રૂપીયાનાં લાકડાં હતાં, તેના એક હજાર રૂપીયા ઉપજી ગયા. બાકીનાં જે જંગલમાં ખડકી રાખેલાં હતાં, તે તો જંગલમાં કોઇ પ્રકારે આગ લાગવાથી બળી ગયાં હતાં; નહિ તો આ વખતે મોતિસિંહના ઘરમાં ખાસ્સો બે હજાર રૂપીયાનો ઢગલો થઇ જાત! આમ લાકડાંનો વેપાર ધમધોકાર ચાલવાથી વધારે માણસો રાખી, લાકડાં કપાવી, અને દેશાવર ખાતે લાકડાંનો વેપાર ચલાવવા માંડયો. કેમકે તે શહેર બંદર વાળું હતું, માટે વહાણ મારફત મોકલવાનું ઘણું સુગમ પડતું હતું. એ અરસામાં મોતિસિંહ વહેવારજોગું ભણ્યો હતો. ને પાંચેક વર્ષ આ પ્રમાણે ચાલતાં, તે પૈસાવાળો થઇ ગયો હતો. તેમજ તેની દીકરી અને દીકરો નિશાળે સારી કેળવણી લેતાં હતાં; અને નિશાળમાં બધાં કરતાં ડાહ્યાં અને મહેનતુ કહેવાતાં, ને તેમનો નંબર ઘણું કરીને પહેલોજ રહેતો. આ ચતુરબાની ચતુરાઇનું અને મહેનતનુંજ ફળ હતું. હવે ચતુરબાએ વિચાર કર્યો, કે આપણે ઘરનું પુરતું ભાડું ભરીયે છીએ છતાં જોઇતી સોઇ નથી. એટલે પોતાના ભાડાના ઘર પાસે ઘણી પડતર જમીન હતી, તે વેચાતી લઇ એક સારૂં મકાન બંધાવ્યું. તેમાં સર્વે પ્રકારની સગવડતા કરી હતી, અને ગ્રહસ્થ ઘરની જરૂર જોગો સરસામાન પણ રાખ્યો હતો. તેમાં એક સુંદર દીવાનખાનું બનાવ્યું હતું, તેમાં ગાલીચા બીછાવી, કોચ,

ખુરશીઓ, મેજ, હાંડી, ઝુમર વિગેરે સરસામાન ઘણી સફાઇથી ગોઠવેલો હતો. તેના ઘરમાં ઠારઠાર મોરીઓ કે ગંદકી હતી નહિ. નહાવાની અલાહિદી ઓરડી, અને તેને પડખે જાજરૂ અલાહિદાંજ હતાં. રસોડામાં ધુમાડીઆં મૂકેલાં હતાં. જેથી ઘરના બીજા ઓરડાઓમાં ક્યાંય ધુમાડો થતો ન હતો. ઘરની પાછળ બાગને માટે એક ન્હાનો જમીનનો કકડો લંબગોળ ઘાટે બનાવ્યો હતો. તેમાં ન્હાના પ્રકારના સુંદર રોપા, અને સુગંધી ફુલફળનાં ઝાડ વાવેલાં હતાં. તેને માટે રાખેલા માળી ઉપર દેખરેખ ચતુરબાનીજ હતી, અને તે બગીચામાં મોતિસિંહનો દીકરો, દીકરી અને ચતુરબા પોતે ફુરસદના વખતમાં ઝાડને નિંદવા ગોડવાનું અને પાણી પાવાનું પણ કામ કરતાં હતાં. ને તે કામ કરતી વખતે ચતુરબા છોકરાંઓને બગીચાનાં ઝાડ, પાન, ફુલફળ ઉપરથી ઇશ્વરની મ્હાનતા વિષેની સમજણ, તથા સંસાર બાબતની સમજુતી મનમાં ઠસાવતી હતી. ઇશ્વર વિષે કહેતી હતી કે, આ ન્હાના રોપા પણ ઇશ્વરના બનાવેલા છે, તેની રચના અને ખુબી આપણને ઇશ્વરનો મહિમા બતાવે છે. તેનાં સુંદર ફુલો કેવાં સુગંધીદાર અને કોમળ છે! તે આજ છે ને કાલે કરમાઇ જાય છે, તો પણ ઇશ્વરે તેને એવો શૃંગાર સજાવ્યો છે; તો માણસ સહુથી ઉત્તમ છે, તો જો તે તેની સન્નિધ રહે, ને તેની પ્રેમથી આપેલી આજ્ઞાઓ પ્રમાણે પ્રીતિથી વર્તે તો તેને તે શા વગરનાં રાખે? વળી આ સુંદર અને સુગંધીદાર ફુલો આજ ખીલેલાં છે, અને કાલે કરમાઇ જશે, તેવું માણસનું પણ આયુષ્ય છે. માટે હમેશાં રૂડાં કામો કરવાં. અને કોઇ કામ આવતી કાલ ઉપર ન રાખવાં કહે છે કે,

કાલ કરતાસો આજ કર, આજ કરતા સો અબ!
અવસર બીત્યો જાત હે, ફીર કરેગા કબ!

અને સંસાર વિષે જ્ઞાન આ પ્રમાણે આપતી, કે જેમ ઝાડોને નીંદીએ છીએ, પારિએ છીએ અને પાણી પાઇએ છીએ તેમ શક્તિવાનોએ અબળોને સહાયતા આપવી જોઇએ. અને વાડીમાં જે કાંટા અને નિંદણના છોડ ઉગે છે, તેને કાઢી નાંખીએ છીએ, તેમ રાજાએ અને તેના અધિકારીઓએ દુષ્ટ લોકોને દૂર કરવા જોઇએ. જે ડાળીઓ સુકાઇ જાય છે, તે કાપી નંખાય છે, તથા નમી પડેલી ડાળોને ટેકો મૂકી ઉંચી કરવામાં આવે છે; તેમ

નુકશાનકર્ત્તાઓને દૂર કરવા, અને નિરાધારને ટેકો આપવો જોઇએ. કેમકે દુનિયામાં ઘણા પ્રકારનાં ગરજમંદ માણસો આપણા સંબંધમાં આવે છે. કોઇને નાણાંની, કોઇને જ્ઞાનની, કોઇને રોટલાની, કોઇને ઠંડા પાણીની, કોઇને માંદગીમાં ચાકરીની, કોઇ નબાપાં ને નિરાશ્રીતને આશ્રયની, કોઇને ઘાતકી સગાં કે ઉપરીથી છુટકો મેળવવાની, વગેરે અનેક પ્રકારની ગરજ હોય છે, તો જે પ્રસંગે જેટલી બને તેટલી તેમને મદદ આપવાની આપણે આપણી ફરજ સમજવી જોઇએ. એક કવી કહે છે કે,—

"કરમાં પ્હેરી કડાં, કર સાથે કર દીધા નહિ,
માણસ નહિ એ મડાં સાચું સોરઠીઓ ભણે."

આવી રીતે ઘણી બોધક વાતો તે છોકરાંને સમજાવતી, અને કહેતી કે, આ ઝાડોને આપણે રોજ રોજ પાણી પાઇએ છીએ, તેથી તેઓ ખીલેલાં અને ફળવાન થાય છે; તેમજ આપણાં અંતઃકરણને નીતિ અને ઇશ્વરી-જ્ઞાનરૂપી જળની જરૂર છે, જે નીતિનાં અને પવિત્ર પુસ્તકોદ્વારા આપણને મળે છે, તે વાંચીને, શિખીને, અને સમજીને પોષણ કરવું જોઇએ. એવી એવી રીતે અનેક ઉપમાઓ આપી શિખવતી હતી. અને તેમના મનમાં દયા, ઇશ્વરભક્તિ, અને સભ્યતા તથા નિયમીતપણાના ગુણો વસાવતી હતી, કે જેથી તેઓ પોતાનું જીવન સાર્થક કરે, અને આ લોક તથા પરલોકમાં સુખી થાય.

મોતિસિંહનો લાકડાંનો વેપાર બ્હોળો ચાલતો હતો અને તે ધંધામાં આમદાની સારી હતી; તો પણ ચતુરબાએ વિચાર્યું કે, કાપડનો વેપાર વધારે અનુકુળ આવશે. તેથી એક કાપડની દુકાન પણ ચલાવી તેના ઉપર મોતિસિંહ બેસતા, અને તેના માણસો લાકડાંનો વેપાર ચલાવતા, તેથી કમાણી સારી રીતે વધવા લાગી. ઘરનો ખાનગી હિસાબ ચતુરબા પોતે રાખતી, અને ખરચ પણ પોતે કરતી. લાકડાં અને કાપડના વેપાર માટે મોતિસિંહની મદદમાં એક પ્રમાણિક મુનીમ અને કેટલાએક ગુમાસ્તા રાખ્યા હતા. પોતાના ઘરમાં એક ન્હાની લાયબ્રેરી રાખી હતી, તેમાં સારાં સારાં વાંચવા લાયક, નીતિનાં પુસ્તકો હતાં. તેમાં થોડીએક ખુરશીઓ ને મેજ ગોઠવેલાં હતાં. કોઇ કોઇ વખત ચતુરબાની મિત્રેણો જેઓમાંની કેટલીએક તેના સદ્ગુણો જોઇ સુધરી હતી, તેઓ પોતાની

બીજી ઓળખીતીઓ સાથે ચતુરબાના આમંત્રણથી આવતી હતી, અને અજ્ઞાનબા પણ તેઓમાં બેસતાં, અહીં સ્ત્રી ઉપયોગી ભાષણો આપતાં, ચોપડીઓ વાંચતાં, અને એક બીજાના જ્ઞાનમાં વધારો કરતાં હતાં. તેઓ સહુ ચતુરબાને ઘણું માન આપી પ્રીતિથી ચહાતાં, અજ્ઞાનબા પણ ભણવાથી ને સારી સોબતથી ડાહી અને જ્ઞાની થઇ હતી. કોઇ કોઇ વખત ચતુરબા પોતાની એકાદ સખીને સાથે લઇ, સાદાં વસ્ત્ર પહેરી ગરીબોને ઘેર જતી, અને તેઓનાં દુ:ખમાં દિલાસો દેતી. અને તેઓને લૂગડાં તથા નાણાંની મદદ• પણ કરતી. પોતાના ઘર આગળ માતેલા બાવા, સાધુ, બ્રાહ્મણો ભિક્ષા માગવા આવી શકતા નહિ, કેમકે તેમને તે કહેતી કે તમો મહેનત મજુરી કરી શકો તેવા તંદુરસ્ત છો, છતાં ભિક્ષા માગી પેટ ભરો છો એથી ઇશ્વરના ગુન્હેગાર થાઓ છો. કેમકે ઇશ્વરે તમને હાથ, પગ, આંખ અને તે સાથે તંદુરસ્તી વગેરે સર્વ કમાવાનાં પુરતાં સાધનો આપેલાં છે, છતાં બીજાંની કમાણી ઉપર લોભ રાખી આળસુ બનો છો.

એક વખત એક જુવાન માતેલો બાવો મફતનું ખાઇને રાતો માતો થએલો ચતુરબાને ઘેર ભીખ માગવા આવ્યો, અને હઠ કરીને કહેવા લાગ્યો, કે સો રૂપીયા આપો તો જાઉં. તેને ચતુરબાએ કહ્યું કે ભીખ માગવી તે સૌથી નીચું કામ છે. ત્યારે બાવો ચીપીયો પછાડી ઉદ્ધતાઇથી કહેવા લાગ્યો કે મ્હોટા મ્હોટા મુનિવરો, અને ભૂદેવો ભીખ માગે છે ; અને તમે ભિક્ષાને નીચી કેમ કહોછો ? ભીખ માગવી એ સૌથી ઉંચું કામ છે. ત્યારે ચતુરબાએ તેને સમજાવ્યો, કે આંધળાં, લુલાં, લંગડાં એવાંઓને ભીખ આપવી તે વ્યાજબી છે; તેમજ તેઓને લેવી ઘટે છે, કારણ તેઓ કમાવાને અશક્ત છે. પણ તમારા જેવાએ માગવી તથા તમને આપવી, એથી આપનાર અને લેનાર બન્નેને દોષ લાગે છે. કારણ કે એથી ગરીબોનો હક લુંટાય છે, અને તમારા જેવા આળસુ વધે છે, જેમ એક બાદશાહે એક અશક્તશાળા બનાવી હતી, તેમાં જેટલા માંદોડા આવતા તેમને રાખી ખોરાક પોશાક અપાતો હતો. રહેતાં રહેતાં એટલા અશક્ત એ મકાનમાં ભરાયા કે સમાવાની પણ તંગી પડી. એ વાત બાદશાહને કાને ગઇ, ત્યારે બાદશાહે વજીરને કહ્યું, આપણા મુલકમાં બિચારા આટલા બધા અશક્ત માણસો છે, કે જો તેઓનું પોષણ ન કરીએ

તો તેઓ ભૂખે તરસે મરી જશે, માટે એક બીજું મ્હોટું મકાન બંધાવો. વજીર ડાહ્યો હતો, તેણે જવાબ આપ્યો, સાહેબ, એવી રીતે મકાન બંધાવી આપીશું તો શહેરમાં પણ માય નહિ, એટલાં મકાનો બંધાવવાં પડશે; કેમકે આટલા બધા માણસો ભેળા થયા છે તેઓ સઘળા કંઇ દરદી નથી, પણ મફતનું ખાવાને ઉદ્યમ ધંધો છોડી માંદા થયા છે. બાદશાહે કહ્યું, એ કેમ માની શકાય? વજીરે કહ્યું કે તેનું પ્રમાણ હું આપને બતાવું. એમ કહી બાદશાહને તે મકાનમાં તેડી ગયો. બાદશાહે જોયું તો દરેક દરદી પથારી પર પડેલો હતો, અને દુઃખના પોકાર મારતો હતો. અને પોતે હાલી ચાલી શકતો નથી, એવી હાલત તેમાંના તમામ બતાવતા હતા. આ દેખાવ જોઇ બાદશાહના મનમાં ખાતરી થઇ કે વજીર નિર્દય છે, તેથી જુઠું બોલે છે. જ્યારે તેઓ બહાર નિકળ્યા ત્યારે વજીરે તે શાળાના ઉપરીને બોલાવ્યો, અને તેના કાનમાં કંઇ વાત કહી. બાદશાહ થોડેક ચાલતાં વજીરે તેને થોભાવ્યો, અને કહ્યું કે આપના માનવામાં આવતું નથી, તો જરા જુઓ. એટલામાં અશક્તશાળામાંથી આગનો ભભુકો નિકળ્યો, અને ચારે તરફ બૂમ પડી કે આગ લાગી. આ બૂમ અને ગભરાટથી અને આગ લાગવાથી અશક્તશાળામાં આશરે સોએક દરદીઓ હતા, તેઓ પોતાનાં કપડાં પોટકાં લઇને, જોરભેર દોડી બહાર નિકળ્યા. ફક્ત તેમાં પાંચ દર્દી રહ્યા, તેઓને જો માણસોએ કાઢયા નહોત તો બળી મરત. વજીરે કહ્યું, જુઓ સાહેબ! આ માણસો મફતનું ખાવા માટે એદી થયા છે. આપ જો આમ વધારે ચાલવા દેશો, તો આખું શહેર એદી બની જશે. બાદશાહ સમજ્યો, અને કાંઇ બોલ્યો નહિ; પણ હુકમ કર્યો કે બરાબર તપાસ કરી જેઓ ખરા લાચાર હોય, એમનેજ દાખલ કરવા. ચતુરબા વધારે બોલી કે, તેમજ આળસુઓને ભીખ આપવાથી ભીખારીઓ વધે છે, અને દેશનાં નાણાં ખરા પરોપકારને ઠેકાણે ખરચાવાને બદલે આળસુઓ હજમ કરી જાય છે. બાવો બોલ્યો, એ તો ખરૂં, પણ ભિક્ષાના ધંધાને તમે સૌથી નીચો કેમ કહો છો? ચતુરબાએ કહ્યું, બાવાજી, દુનિયામાં સૌથી નીચો ધંધો ભીખ વગર કયો છે? એ જો તમે શોધી લાવો, તો હું તમને ખુશીથી સો રૂપિયા ઇનામ આપું. બાવે કહ્યું, બહુ સારૂં, હું તમને ખાતરી કરી આપી રૂપિયા મેળવીશ. એમ કહીને તે

ગયો; અને વિચાર કર્યો કે હલકું કામ ધોબીનું છે, કેમકે તે બધાનો મેલ ધુએ છે, માટે ધોબીને ત્યાં જઇને એક ધોબીને બાઇ પાસે તેડી જવો; એમ વિચાર કરી તે ધોબીવાડે ગયો. તો એક ધોબી પોતાના ઘરના ઓટલા ઉપર બેસીને, પોતાની બાયડીને ધમકાવતો હતો કે, તું મને લુગડાં ધોવામાં મદદ કરતી નથી. તે તું ધોબણ નથી, પણ મોચણ છે. પેલે બાવે એ સાંભળ્યું, અને ધાર્યું કે આ ધોબી પોતાના કામને નીચું કહેતો નથી, પણ મોચીના કામને નીચું કહે છે, માટે મોચીવાડે જઇ એક મોચીને પકડી જવો; એમ કરીને તે મોચીવાડે ગયો. ત્યાં જુએ છે તો એક મોચી પોતાના જુવાન દીકરાને ખાસડા વતી મારતો હતો, ને કહેતો હતો કે મોચીનું કામ તારાથી થશે નહિ, જા ચામડાં રંગ અને ચમાર થા. બાવે નિસાસો મૂક્યો કે આ મોચી પણ પોતાના કામને નીચું કહેતો નથી, પણ ચમારના કામને કહે છે, માટે ચમારને લઇ જવો. પછી ચમારને ત્યાં ગયો. તે ચમાર પણ પોતાના દીકરાને શિખામણ દેતો જણાયો. છોકરાને કહેતો હતો કે, તું કોઇ હજામ છે, આટલો મ્હોટો થયો પણ ચામડાં રંગવાનો હુન્નર શિખ્યો નહિ, અને રખડતો ફરે છે. બાવે પોતાના મનમાં કહ્યું કે હજામનો ધંધો સૌથી નીચો, તેમજ તેનો સ્વભાવ પણ અદકપાંસળીઓ કહેવાય છે, આમ વિચારીને તે હજામને ત્યાં ગયો; પણ હજામવાડે જઇને જુએ છે, તો ચાર પાંચ હજામો લડતા હતા, અને એક બીજાને ગાળો દેતા હતા. એમાં એક જણે ઉશ્કેરાઇને બીજાને ભંગીયો કહ્યો, એટલે તે તેને વધારે ગાળો દેવા લાગ્યો. બાવે ધાર્યું કે હજામ પણ પોતાને સૌથી નીચ કહેશે નહિ, માટે સૌથી નીચ તે ભંગીઓ કહેવાય છે. માટે એક ભંગીયાને તેડી જઉં તો જરૂર ઇનામ મળશે. એવો ઠરાવ કરીને તે ભંગીયાવાડે ગયો. ત્યાં એક ભંગી ઢોલ વગાડતો હતો, અને તેના છોકરાને શિખાડતો હતો. છોકરો હઠીલો હતો, તેથી તે કહેવા લાગ્યો કે ઢોલ વગાડતાં નહિ આવડે તો ગામમાં કોઇ રાખશે નહિ, અને ગામેગામ રખડીને ભીખ માગવી પડશે. બાવાએ જાણ્યું કે ભંગીયો પણ પોતાના કામને નીચું કહેતો નથી, અને પોતાનો હુન્નર વખાણે છે, તેમ ભીખ માગવાને ધિક્કારે છે. એમ નિરાશ થઇ પાછો ચતુરબા પાસે આવ્યો, ને બધી હકિકત કહી. ને પોતાને મોઢે કબુલ કર્યું કે ભીખ માગવી તે

સૌથી હલકું કામ છે. એટલે ચતુરબાને તેના ઉપર દયા આવી, અને બાવો સમજ્યો એમ ધારીને તેને લાકડાંના વેપારમાં નોકર રાખ્યો. એવી રીતે એ ડાહી બાઇએ તેનો ભિખારીનો નીચ ધંધો મુકાવી તેના પોષણનો માર્ગ પણ તેને ખોલી આપ્યો. ચતુરબા આંધળાં, લુલાં, લંગડાં અને અશક્ત માણસ ઉપર દયા રાખી ઘણા પરોપકાર કરતી હતી. પણ લુચ્ચાઓને તેમની ડરામણીમાં ફાવવા દેતી નહોતી.

અમીર મોતિસિંહનું ગામ તે આ શહેરના રાજાના સંસ્થાનમાં હતું. તેથી મોતિસિંહનો કારભારી મોહોબતસિંહ કોઇ કોઇ વખત દરબારી કામ પ્રસંગે અહીં આવતો. ચતુરબાને એ વાતની ખબર હતી, તેથી એક વખત મોતિસિંહને કહ્યું કે, આ કારભારી શહેરમાં આવે ત્યારે તેને આપણે ઘેર જમવાનું આમંત્રણ કરવું. કેટલોક વખત વિત્યા બાદ મોહોબતસિંહ કારભારી કુશળ નગરમાં આવ્યો. તેને કેટલુંક ઉંચું કાપડ ખરીદવું હતું, માટે તે કાપડબજારમાં આવ્યો. તેને મોતિસિંહે જોઇને બોલાવ્યો, અને ઘણું આદરમાન આપી મ્હોટી ગાદી બીછાવેલી હતી તે ઉપર બેસાડયો; અને કહ્યું કે, આપને જે જે જોઇતું હશે, અને પસંદ પડશે તે હું આપને વ્યાજબી ભાવે આપીશ. મોહોબતસિંહ મોતિસિંહનો વિવેક જોઇ ઘણો ખુશી થયો, અને કાપડ બતાવવાનું કહેતાં તેને પસંદ પડતું લાવી રજુ કર્યું. મોહોબતસિંહે પોતાને જેટલું જોઇતું હતું, તે જુદું કરી ભાવ પૂછયો. મોતિસિંહે પોતાનું અસલ ભરતિયું કહાડી કિમ્મતનો આંકડો બતાવ્યો. કારભારી મોહોબતસિંહ આ જોઇને ઘણો અજાયબ થયો. વરસો વરસ આ શહેરમાંથી મોતિસિંહને માટે તે સામટું કાપડ ખરીદતો હતો, ને આટલાજ કાપડની કિમ્મત તે મોતિસિંહના બતાવ્યા કરતાં, દોઢી આપતો હતો. તેથી તેણે પૂછયું કે શેઠ, હમણાં કાપડ સસ્તું કેમ છે? તેણે કહ્યું કે, હાલ કાપડ આગળ કરતાં મોંઘું છે, પણ મેં આપને વ્યાજબી ભાવ બતાવ્યો છે. મ્હારી દુકાને એકજ વાત અને એકજ વ્યાજબી કિમ્મત છે. કારભારી આ સાંભળીને ઘણો ખુશી થયો, અને મોતિસિંહની તારીફ કરવા લાગ્યો. તેણે પોતાની પાસેથી એક નોટ કહાડી કાપડ ખરીદી લીધું, અને કહ્યું કે, હવે મ્હારે જે જે કાપડ જોઇતું હશે, તે તમારી દુકાનેથી મંગાવી લઇશ; કેમકે તમે સારો માલ આપ્યા છતાં વ્યાજબી કિમ્મત લ્યો છો. મોતિસિંહે

કહ્યું દુકાન આપનીજ છે. આપની મુલાકાત થયે ઘણો આનંદ થયો. આજ આપને ફુરસદ હોય તો મ્હારી એક અરજ છે કે, રાત્રે વાળું કરવા મ્હારે ત્યાં પધારવા મેહેરબાની કરશો. મોહોબતસિંહે કેટલાક વિવેક સાથે કબુલ કર્યું અને ઉઠયો. તેના દિલમાં વિચાર આવવા લાગ્યો કે આ કાપડ સસ્તું મળ્યું તે બરાબર છે કે કેમ ? માટે તે બધું કાપડ પોતાના માણસ સાથે ઉતારે મોકલાવી દીધું. ને પોતે જ્યાંથી હમેશ કાપડ લેતો હતો તે દુકાને ગયો, અને તે કાપડીયા પાસે પોતે જેટલું કાપડ લીધું હતું તેટલું કહડાવી કિમ્મત ઠરાવી તો મોતિસિંહે જે કિમ્મત લીધી હતી, તેથી દોઢી કિમ્મત કાપડીએ બતાવી. ત્યારે મોહોબતસિંહને ખત્રી થઇ કે મોતિસિંહ ખરેખરો પ્રમાણિક માણસ છે. સાંજે ઠરાવેલે વખતે મોહોબતસિંહ મોતિસિંહને ત્યાં ગયો. તેના ઘરની સફાઇ અને ઠાઠ જોઇને અજાયબ થયો. જમતી વખતે મોતિસિંહ, તેનો દીકરો અને મોહોબતસિંહ એ ત્રણુજણ સાથે જમવા બેઠા. ચતુરબા તેમને પીરસતી હતી. મોહોબતસિંહે મોતિસિંહના દીકરાને જોયો, તેનું સ્વરૂપ અને તેની તંદુરસ્તી જોઇને તે અજાયબ થયો. જમતાં જમતાં વાતચિત ચાલી તેમાં મોતસિંહના દિકરા ઉદયસિંહની વાતચિત, ચાતુરી અને જ્ઞાન જોઇ તે ઘણો ખુશી થયો; અને પોતાના મનમાં કે'વા લાગ્યો કે આ કે'વો સદ્‌ગુણી ને ડાહ્યો છોકરો છે ? તે જેનો જમાઇ થશે તેને ભાગ્યશાળી જાણવો. મોહોબતસિંહને એક દિકરી હતી, તે પણ ઘણી ખુબસુરત, ડાહી ને ભણેલી હતી. તેની ઉમ્મર હાલ પંદર વરસની હતી, છતાં કુંવારી હતી. કેમકે મોહોબતસિંહ સમજતો હતો કે સરખે સરખું જોડું મળ્યા વિના સંસાર દુ:ખી નિવડે છે. તેણે વિચાર કર્યો કે મને જો આવો જમાઇ મળે તો ઘણું સારૂં, પણ હજુ વધારે તપાસ કરવી. સૌ જમી રહ્યા પછી પાનસોપારી લઇ મોહોબતસિંહ પોતાને ઉતારે ગયો. મોતિસિંહે જતી વખતે કહ્યું કે, આપ જ્યારે જ્યારે અહીં પધારો ત્યારે દર્શનનો લાભ આપશો. મોહોબતસિંહે ઘણો સ્નેહ બતાવી રજા લીધી.

હવે ગુણસુંદરીની શું હાલત છે, તે આપણે તપાસીએ. તેને અમીર મોતીસિંહે તજ્યાને હાલ આઠ વરસ વીતી ગયાં છે. પોતાની ચતુર સખી ચતુરબાના વિયોગથી તે વધારે દુ:ખી હતી. તેને કોઇ કોઇ વખત ચતુરબા છાના કાગળથી ખબર આપતી હતી; અને પોતે કેવી

રીતે ફતેહ પામી છે, તે જણાવતી રહેતી હતી. તેથી ગુણસુંદરીના મનમાં આશા વધતી જતી હતી, અને ધીરજ રાખી પડતું દુઃખ સહન કરતી હતી. મોતિસિંહ અમીર પણ આવી રીતે ગુણસુંદરીની સાથે અબોલા લઇ છુટો પડયો હતો, તે દિવસથી તે સુખી નહોતો; તે તેની બીજી રાણી પ્રેમસુંદરીની સાથે રહેતો હતો. તે પ્રેમી હતી, પણ ધણીના સુખદુઃખમાં ભાગ લઇ તેને કેવી રીતે રીઝવવો તે તે જાણતી નહોતી, તેમજ ઘરનો કારભાર ચલાવી શકતી નહોતી. તેથી ઘરમાં ઘણું અંધેર ચાલી રહ્યું હતું. નોકર ચાકર પોતાના મનસ્વી પણે વર્ત્તતા હતા. તેઓની ગેરવર્તણુક જણાતાં મોતિસિંહ કોઇ કોઇને કહાડી મુકતો, અને નવા રાખતો હતો; પણ તેઓમાંના કેટલાએક પહેલાંના કરતાં પણ વધારે ખરાબ નિવડતા હતા. કોઇ કોઇ દુઃખી માણસ પોતાનું દુઃખ વિસારવા માટે દારૂ વિગેરે કેફી પદાર્થ વધારે વાપરે છે, તેમ મોતિસિંહ અમીરને થયું. તેના જુના મિત્રો તેને ફરી મળ્યા અને તે અગાઉની પેઠે આખો દિવસ નિશાબાજીમાં ચકચુર રહેવા લાગ્યો હતો. જેથી આવક પણ પાછી ઘસડાઇ જવા લાગી, અને દરિદ્ર અવસ્થા પાછી આવી પડશે, એવો દેખાવ જણાવા લાગ્યો હતો.

હવે કોઇ કોઇ વખત કુશળનગરનો રાજા પોતાના અમીર ઉમરાવોને બોલાવી સભા કરતો હતો. તેમ હમણાં તેણે તેમને બોલાવ્યા. તેમાં અમીર મોતિસિંહને પણ આમંત્રણ હતું. પૂર્વના આર્યક્ષત્રીઓ પોતાની સ્ત્રીઓને ઓઝલ પડદામાં નહિ રાખતાં પોતાની સાથે દેશાવરમાં ફેરવતા હતા. આ બાબતમાં મોતીસિંહ સુધરેલા વિચારનો હતો. અને મોતિસિંહ અમીરને આમંત્રણ થયું, તેમાં રાજ્યકુટુંબને સાથે આવવા લખ્યું હતું. અમીર મોતિસિંહે પોતાના કારભારીને કહીને તૈયારી કરાવી. મોહોબતસિંહ ઘણો ખુશી થયો. કેમકે તેનું ચિત્ત મોતિસિંહ કાપડીયાના દીકરામાં હતું. તેણે પોતાની સ્ત્રીને ઉદયસિંહ વિષે બધી વાત કરી ઘણાં વખાણ કર્યાં હતાં, અને તેની સાથે પોતાની દીકરીનાં લગ્ન થાય તો ઘણું સારૂં, એમ કહેવાથી તેની સ્ત્રીએ પણ પોતાની ખુશી બતાવી હતી. અમીરની સાથે તેમની રાણી પ્રેમસુંદરી આવે છે, એવી વાત મોહોબતસિંહને માલમ હતી, તેથી પોતાની સ્ત્રીને પણ આવવા કહ્યું. તેણીએ પણ ઘણી હોંસથી સાથે આવવાની તૈયારી કરી. કુશળનગરના રાજાએ પોતાના

અમીર ઉમરાવના મરતબા પ્રમાણે સારા વિશાળ સગવડતાવાળા ઉતારાએ તૈયાર કરાવી રાખ્યા હતા. અમીર મોતિસિંહને તેમાંથી એક મ્હોટો ઉતારો મળ્યો. તે પોતાની રાણી પ્રેમસુંદરી અને કારભારી મોહોબતસિંહ તથા તેની સ્ત્રી અને દીકરી સાથે મ્હોટા ઠાઠથી આવ્યો. બિચારી ગુણસુંદરી તો આવા પ્રકારના તમામ લ્હાવથી બાતલ કરાઇ મ્હેલના એક ખુણામાં પડી હતી.

મોતિસિંહ અમીર અત્રે આવ્યા છે એવું જાણીને ચતુરબા ઘણીજ ખુશી થઇ. મહોબતસિંહ જે દિવસ કુશળનગરમાં પહોંચ્યો, તેજ દિવસ મોતિસિંહ કાપડીયાને મળ્યો. ને ચતુરબાના શિખવ્યા પ્રમાણે મોતીસિંહે તેને અને તેના કુટુંબને જમવાનું ન્હોતરૂં દીધું. તેઓ બીજે દિવસે સૌ જમવા આવ્યા. કાપડીયાના દીકરા ઉદયસિંહને જોઇને કારભારીની સ્ત્રી પણ ઘણી ખુશી થઇ. પછી કાપડીયાએ કહ્યું કે, અમીર સાહેબ અહીંઆં પધાર્યા છે, માટે મહેરબાની કરીને મ્હારે ત્યાં જમવા પધારે, તો હું ઘણો ખુશી થઇશ. કારભારીએ કહ્યું, હું અમીરને વાત કરીશ, અને હું ધારૂં છું કે ઘણું કરીને તેઓ ખુશીથી પધારશે. અમીરને કેટલાએક દિવસ આ શહેરમાં રહેવાનું હતું. એક વેળા કારભારીએ અમીરને કાપડીયા મોતીસિંહની વાત કરી, અને તે સુખી કુટુંબ આપને જોવું જોઇએ એવી અરજ કરી, અને વળી કહ્યું કે તે ઘણો પ્રમાણિક માણસ છે. મ્હારે તેની સાથે મિત્રાચારી છે. હું મ્હારા કુટુંબ સાથે તેને ત્યાં જમવા ગયો હતો, ત્યારે તેને મકાને પધારવા આપને હઠ કરી છે. મોતીસિંહ અમીરે આ વાત સાંભળી ત્યાં જવાને ખુશી બતાવી. કારભારીએ મોતીસિંહ કાપડીયાને ત્યાં કહેવડાવ્યું. તે સાંભળીને ચતુરબા રાજી થઇ ગઇ.

વાંચનારને માલુમ છે કે કારભારીની મુલાકાત કરાવનાર, અને મોતીસિંહ અમીરને જમવા બોલાવનાર ચતુરબાજ છે. બીજા દિવસની રાત્રિએ કારભારીને તેના કુટુંબ સાથે તથા મોતીસિંહને પ્રેમસુંદરી સાથે જમવાનું ઇજન હતું. તેમજ મોતિસિંહ કાપડીયાને શહેરના કેટલાએક સારા ગૃહસ્થો સાથે ઓળખાણ હતી. તેમને પણ તે સાથે ન્હોતરૂં દીધું હતું. જમવાનો ઓરડો ઘણા ભભકાથી શૃંગાર્યો હતો, હાંડી ઝુમ્મરોનો પ્રકાશ ખરા મધ્યાન્હ જેવો થઇ રહ્યો હતો. રૂપેરી અને બિલોર કાચનાં વાસણો-

આં ઉંચી ઉંચી જાતનાં સ્વાદિષ્ટ પકવાનો પીરસેલાં હતાં. તેમના રિવાજ પ્રમાણે એક વાની જમી રહ્યા પછી બીજી આવતી હતી. સૌ જમ્યા પછી મીઠાઇ મેવા લાવવામાં આવ્યાં. મોતિસિંહ અમીર એક ગૃહસ્થના ઘરનો રાજાના જેવો બધો ઠાઠ અને વિવેક જોઇને દંગ થઇ ગયો. દરેક પરોણા પાસે મેવાની ભરેલી રકાબી મૂકેલી હતી. મોતિસિંહની બાજુ ઉપર મોતિસિંહ કાપડીયો બેઠો હતો. તેનો દેખાવ પણ એક રાજા જેવો જણાતો હતો, અને માન મરતબા તેમજ દબદબાથી વાતો કરતો હતો. અમીર પાસે જે મેવો મૂકેલો હતો, તેમાંથી એક ફળ તેણે લીધું. તેને બાંચીને ખાવા જતાં, તે લાકડાનું માલમ પડયું; એટલે તેણે તે મૂકી દઇ બીજું લીધું, તો તે પણ લાકડાનું જણાયું. એટલે ત્રીજું લીધું, તે પણ લાકડાનું હતું. આથી તે ઘણો અકળાયો, કે મને આ લાકડાનાં ફળ કેમ પીરસ્યાં હશે! બીજા સહુ પોતપોતાની રકાબીમાંથી ફળ ખાતાં હતાં, પણ મોતિસિંહ વિચારમાં ગરક થઇ ગયો; અને કાપડીયાએ મ્હારૂં અપમાન કર્યું એમ સમજવા લાગ્યો. તેથી તેની મુખાકૃતિ ગુસ્સાના રૂપમાં બદલાયલી જણાવા લાગી. અમીરે ત્રણ વેળા ફળ હાથમાં લઇ પાછાં મૂક્યાં, અને વિચારમાં ગુમ થઇ ગયો. આ જોઇને સાથે જમનારાં અને પીરસનાર નોકર ચાકરો પણ અજાયબ થયા, કે અમીર ફળ હાથમાં લઇ ચાળવી ચાળવીને ભાંગ્યા વગર પાછાં મુકે છે, એનું કારણ શું હશે? મોતીસિંહ કાપડીયાને પણ એમજ લાગ્યું; કેમકે તેઓમાંના કોઇને એના ભેદની ખબર નહોતી, કે તેની પાસે મૂકાયલાં ફળ તે ખરાં નહિ પણ લાકડાનાં કૃત્રિમ ફળ છે. જેથી કાપડીયાએ અમીરને પુછ્યું કે, સાહેબ આ ફળ આપને પસંદ નથી? અમીરે કહ્યું કે આ ફળ નથી પણ લાકડાં છે!! આ સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા. મોતિસિંહે અમીરની રકાબી માંહેનાં બધાં ફળ તપાસી જોયાં, તો તે ખરેખર લાકડાનાંજ રંગેલાં ફળો હતાં. આવાં ફળ કેમ અને કોણે પીરસ્યાં હશે? તેના વિચારમાં સર્વ પડી ગયાં. ને કાપડીયો બહુજ શરમીંદો થયો; કારણ કે મોતિસિંહ તથા તેની સ્ત્રી કે છોકરાં કોઇને આ વાતની ખબર નહોતી. તેથી ચાકરે ભૂલથી પીરસ્યાં હશે, એમ ધારીને મોતિસિંહ પાસે માફ માગવાની તજવીજ કરતો હતો, એટલામાં ચતુરબા ત્યાં આવી. આ રૂપવતીનું સ્વરૂપ જોઇ પરોણા સૌ

વિસ્મય પામ્યા. (કારભારી મોહોબતસિંહ ચતુરબાને ઓળખતો હતો, તે જાણતો હતો કે આ કાપડીયાની મ્હોટી દીકરી અને ઘરમાં આગેવાન છે, ને તેને આખું કુટુંબ માન આપે છે). તે અદબથી આવી અમીર સામા હાથ જોડી ઉભી રહી; અને ઘણાજ કોમળ પણ તીક્ષણ શબ્દે બોલી, કે સાહેબ,—લાકડાનાં ફળ આપની પાસે પીરસ્યાં, તેથી આપ અને સર્વે મિત્રો અજાયબ થયા છો! તો તે બેઅદબી માટે માફી ચ્હાતાં, અરજ કરવા રજા લઉ છું, કે એ ફળ મેં પોતે આપને પીરસેલાં છે, ને એ ફળથી આઠ વર્ષો ઉપરની યાદી હું આપને આપુ છું; કે એક વખત ખરા બપોરે જંગલમાં શિકારે ફરી, આપ એક મ્હોટા વૃક્ષ નીચે આરામ લેવા બેઠા હતા, તે વખતે એક ગરીબ અને દુઃખી કઠીયારો લાકડાંનો ભારો લઇ ત્યાં આવેલો, તેની સાથે આપને વાતચિત થતાં તેનું નામ, ઉમ્મર અને જન્મ તીથિ વિગેરે આપની જન્મ તીથિ સાથે સરખાં આવતાં આપે ગામમાં આવી જોશીને પૂછ્યું. જોશીઓએ ખુલાસો કીધો હતો કે આપનો જન્મ સવારને વખત ચહડતે પહોરે થએલો, તેથી આપ સારી સ્થિતીમાં છો; અને એ કઠીયારાનો જન્મ નમતે પહોરે સાંજની વખતે થએલો, તેથી તે ભીખારી રહેલો! આ હકીકત આપે આપની માનીતી રાણી ગુણસુંદરી પાસે કહેતાં, રાણીજીએ આપને ખુલાસો કરેલો કે, માણસની પડતી ચઢતી ઘણું કરીને પોતાના કામ પર રહેલી છે, એટલુંજ નહિ પણ સદ્દગુણી સ્ત્રીથી આબાદી વધે છે; પણ આપે તે નહિ માનતાં આપની સદ્દ-ગુણી રાણી સાથે અબોલા લીધા, અને તેને કહ્યું કે જ્યારે આ વાત ખરી કરી બતાવીશ, ત્યારે આપણે બોલવાનો વહેવાર થશે. એમ કરીને તે પતિવ્રતા અને સદ્દગુણી રાણીને આપે આજ દિવસ સુધી તરછોડી દીધી છે. તે વાત તેજ ગુણસુંદરીના કહેવા મુજબ આજ આપને નજરો નજર સાબિત થએલી જોવામાં આવી છે. જે વડ નીચે દુઃખી અને ભીખારી અવસ્થાનો કઠીયારો આપે જોયો હતો, તેજ કઠીયારો હાલ આપની બાજુ પર બેઠેલ મોતીસિંહ છે, અને આપની સદ્દગુણી પત્નિ ગુણસુંદરીની સખી ચતુરબા તે હું છું!! હવે આપને વધારે કહેવાનું રહ્યું નથી, પણ આપે બધું નજરે જોયું કે, સ્ત્રીબુદ્ધિથી, ચતુરાઇથી, અને કરકસરથી સંસાર કેટલો સુધરે છે!! અને આબાદ થઇ શકે છે. ગુણસુંદરી મ્હારી બ્હેન અને

પ્રિય સખી છે, ને તેના દુઃખનું નિવારણ કરવાની મ્હારી ખાસ ફરજ અદા કરવા માટે, અને તેનું વેણ સત્ય કરી બતાવવા માટે, તેની અનુમતીથી આજ આઠ વર્ષોથી હું આ કઠીયારાને ત્યાં દીકરી થઇને રહી છું, ને ઇશ્વરે મને જે બુદ્ધિ આપી, તે પ્રમાણે તેનો ઘરકારભાર ચલાવ્યો, ને તેથી તેનો જે ઉદય થયો છે તે આજે આપે જોયો છે. ને ગત કાળની યાદી આપવાનો પ્રસંગ મેળવવા માટેજ, મેં આ લાકડાનાં ફળ આપની પાસે મુકાવ્યાં હતાં! તે માટે ફરીથી માફ માગું છું. એટલું બોલી ચતુરબા વિનયપૂર્વક બેસી ગઇ.

આ સાંભળી અમીર મોતીસિંહ અજાયબી, અને શોકમાં ગરકાવ થઇ ગયો. જોશીઓની ખુશામત ખરી માની, પોતાની વહાલી અને ગુણીઅલ રાણીને દીધેલું દુઃખ યાદ આવતાં, તેનું હૈયું ભરાઇ આવ્યું, અને મૂર્છાગત થયો. સૌ તેની પાસે દોડી ગયાં, અને આસનાવાસના કરી શુદ્ધિમાં આણ્યો. મોતીસિંહ કઠીયારે અને તેની વહુ તથા છોકરાંએ આ હકીકત જ્યારે જાણી, ત્યારે તેઓના અચંબાનો કંઇ પાર રહ્યો નહિ, તેઓ દોડીને ચતુરબાને ભેટી પડ્યાં, અને આટલું બધું દુઃખ તેઓ માટે વેઠી આમ સુખી કર્યાં, માટે હર્ષઘેલાં થઇને આભાર માનવા લાગ્યાં; કેમકે ચતુરબાનું તેમને ઘેર આવી રહેવાનું ખરૂં કારણ તેઓને અત્યાર સુધી માલમ નહોતું, કેમકે તેણે તો મોઘમમાં પોતાને કેવળ દુઃખીઆરીજ જણાવી હતી. બીજા પરોણાઓ પણ આ વાત સાંભળી એટલા બધા અચરત થયા કે, એક શબ્દ સરખો પણ બોલી શક્યા નહિ. અમીર મૂર્છામાંથી હુશિયાર થઇને ચતુરબાને નમસ્કાર કરી ઘણો આભાર માનવા લાગ્યો; અને વર્ણન કરી શકાય નહિ એવા આનંદથી તેની ચાતુરી અને હિકમતનાં વખાણ કરવા લાગ્યો. તેમજ તમામ પરોણાએ ચતુરબાનાં ઘણાંજ વખાણ કર્યાં, ને કહ્યું, કે મિત્રમાં અમૂલ્ય મિત્ર પદ બજાવનાર, પરદુઃખ ભાંગનાર, સુશીલ અને સદ્‌ગુણી, હિમ્મતવાન અને બ્હાદુર, વગેરે સર્વ શુભ ઉપમા લાયક બ્હેન! તને હજારો ધન્યવાદ ઘટે છે. આહા!! દુનિયામાં ત્હારા જેવાં કન્યા રત્ન ઘેરઘેર હોય તો આ સૃષ્ટિનાં સુખ, શોભા ને આનંદમાં શું ખામી રહે!

અમીર મોતીસિંહ અહીંથી ઉઠી તુરત રાજા પાસે ગયો. કારભારી મોહોબતસિંહ પણ સાથે હતો. તેણે આ બધી હકીકત પહેલેથી છેલ્લે

સુધી રાજાને કહી સંભળાવી. રાજા પણ એ સાંભળીને ઘણો અચરત થયો, અને ચતુરબાની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યો. અમીરે કહ્યું, હું અત્યારે આપની પાસે રજા માગવા આવેલો છું. મેં મ્હારી પ્રિય પત્નિ ગુણસુંદરીને અન્યાય આપી ઘણું દુઃખ દીધું છે, માટે તેની માફી માગવા મ્હારે અત્યારે મ્હારે ગામ જવું છે. રાજાએ તેને દિલાસો દીધો, અને કહ્યું કે, ગુણસુંદરીના ગુણથી ચતુરા જેવી તેની સખીએ આ જે જે કંઇ કર્યું છે. તે સાથે તમારૂં નામ પણ અમર રહેશે. ગુણસુંદરી ખરેખર ગુણીયલ છે. તેઓ અહીં આવ્યેથી અમને ઘણો આનંદ થશે, માટે હું અત્યારે મ્યાના પાલખી, અને માણસો તેમને તેડવા મોકલું છુ; અને ગુણસુંદરીને મ્હોટા માન મરતબા સાથે હીઆં તેડાવવા ઇચ્છા રાખું છું. આ સાંભળી અમીર ઘણો ખુશી થયો. બીજે દિવસ સાંજરે ગુણસુંદરીની સ્વારી મ્હોટા ઠાઠથી શહેરમાં આવી. મોતિસિંહ અમીર અને મોતિસિંહ કઠીયારો, તથા ઉદયસિંહ, સુરજબા, તથા ચતુરબા વિગેરે, તથા અમીર ઉમરાવોની સ્ત્રીઓ સામાં લેવા ગયાં. અમીરે ગુણસુંદરી પાસે માફી માગી. ગુણસુંદરીએ તેને અટકાવી કહ્યું, સ્વામીનાથ! આ વાત એવી બની છે કે, જ્યારે મેં આપની પાસે ઉતાવળમાં બોલી દીધું, ત્યારે મ્હારા સ્વપ્નામાં પણ વિચાર નહિ હતો કે, તેનો અંત આ પ્રમાણે આવશે! પણ એટલી તો મને ખાતરી હતી કે, સદ્‌ગુણી સ્ત્રીઓ પોતાના પ્રાણાર્પણે પણ પોતાના કુટુંબને સુખી કરે છે; અને ગએલી આબરૂ તથા પૈસો પાછાં મેળવે છે. ગુણસુંદરી અને ચતુરબા ઘણાજ હર્ષથી એક બીજીને ભેટી પડ્યાં. બન્નેની આંખોમાંથી હર્ષાશ્રુની રેલ ચાલી. રાજાનો પાટવી કુંવર દોલતસિંહ આ વેળા સાથે હતો. તેણે આ બધી વાત જાણી હતી, તેથી ચતુરબાને જોઇને તેની સુંદર કાંતિ નિહાળી તેની સાથે લગ્ન કરવાની તેને ઇચ્છા થઇ. અમીર મોતીસિંહને રાજાએ પોતાના મહેલમાં ઉતારો આપ્યો, ચતુરબા પણ સાથે હતી. કુંવર ચતુરબા સાથે લગ્ન કરવા ચહાતો હતો, તેમ રાજાએ પણ વિચાર્યું કે, આવી રાણી મ્હારા કુંવરને મળે તો, હું ઘણો ભાગ્યશાળી થાઉં. ચતુરબાને પૂછતાં તેણે પણ કુંવર સાથે લગ્ન કરવાની ખુશી બતાવી. તેથી મ્હોટી ધામધુમ સાથે તેઓનાં લગ્ન થયાં. મોતીસિંહ કઠીયારાને રાજાએ પોતાની પાસે બેસાડીને બધી વાત સાંભળી.

તેમાં ચતુરબાની શિખામણ અને સહવાસથી તે જ્ઞાની થએલો જણાયો, અને મુત્સદી વર્ગ જેવી તેની બુદ્ધિ ખીલી હતી માટે રાજાએ તેને બંદરખાતાનો ઉપરી બનાવી અમીરનો ખેતાબ આપ્યો. કારભારી મોહોબતસિંહે ઉદય-સિંહની સાથે પોતાની દીકરીના લગ્નને માટે મોતીસિંહને પૂછતાં તેણે મરજી જણાવી, તેથી તેમનાં પણ લગ્ન થયાં. ગુણસુંદરી ને ચતુરબાએ એ લગ્નમાં આગેવાન તરીકે ભાગ લીધો. ઉદયસિંહ સારી પેઠે વિદ્યા ભણી વિદ્વાન થયો હતો, તેથી તેને પણ રાજાએ એક સારા અધિકારીની જગ્યા આપી. એમ મોતીસિંહ કઠીયારાનું કુટુંબ અમીર પંક્તિમાં આવ્યું. અને "કઠીવારો" એ તેની ઉપસાખ રહી.

આવી રીતે સુજ્ઞ ચતુરબાએ, કરકસર, દઢતા, ધીરજ અને નીતિથી મોતીસિંહ કઠીયારાની સ્થિતિ જે કંકાશ, દુઃખ અને દરિદ્રતાની હતી, તે સ્થિતિ સુખ, આનંદ, અને આબાદીમાં બદલી નાંખી આથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જે સ્ત્રીઓ મિથ્યાભિમાનનો ત્યાગ કરી, કરકસર અને નીતિનું સેવન કરી, ધિરજથી સહન કરે છે, તે પોતે તથા આખું કુટુંબ સુખી થાય છે; એટલુંજ નહિ પણ તનાથી બીજાં જે તેની સોબત રાખે છે, તેઓને પણ ફાયદો થાય છે. વિશેષ આ દુનિયામાં તેની કીર્ત્તિ અમર થાય છે, ને પરલોકમાં પણ સુખી થાય છે.



# પ્રકરણ ૭ મું.

## બાળલગ્ન તથા લગ્નમાં ચાલતી ખોટી રૂઢીઓ અને મરણ સમયે રડવા કુટવાથી થતા ગેરફાયદા.

### ગરબી.

રાગ—પેલી વાદળીયોએ ધુમાધુમી માંડીરે.

બાળપણે પરણાવી તમ બાળારે, શીદ હાથ કરો કાલા મશ વાળારે! ૧
બાર વરસ લગી તો છે, એ બાળારે, પરણાવવાના માંડયા શું, આ ચાળારે! ૨
નહિ ભણવા કે ગણવા, શીખાવ્યુંરે, પરણાવવાનું પે'લું દિલ ચિતવ્યુંરે. ૩
તમે જાણો છો તમારે મન એવુંરે, જન્મ્યું કે પરણાવી ઝટ દેવુંરે! ૪
નીતિ રીતિ ન કાંઇ તમે શીખાવોરે, પરણાવવાનો લ્યો ઝટ લાહાવોરે! ૫
હશે માતાની મતિ તો કદી પાનીરે! બાપો, થવા દોછો ક્યમ આવીહાનીરે! ૬
ઝાંખ આંખોએ આવી કેમ આવીરે? નથી વિચારતા બાળા દુઃખ ભાવીરે! ૭
બાળલગનનો કે'ર અતિ ભારીરે, દેશ નુર પર ફરી વળ્યું વારિરે! ૮
જરા આંખ ઉઘાડીને તમ દેખોરે! બીજા દેશ તણાં નુર જરા પેખોરે! ૯
થઇ હુન્નર કળાની એથી હાનીરે, ભુખ આવી પડી જુઓ મન માનીરે! ૧૦
વળી લગ્નને પડી છે ભૂંડી રૂઢીરે, નીતિ દ્વારમાં ભૂંડી એ લાહ્ય ઉઠીરે! ૧૧
બોલે ફટાણાં ભલી, જે કે'વા તીરે! સુણે મા ને બાપ અને ઘણી જ્ઞાતીરે! ૧૨
ભૂંડું બોલ્યે નહિ પ્રભુ કદી રાજીરે, એ તો અજ્ઞાનપણાની પતરાજીરે! ૧૩
માટે તજો લજ્જાકારી વહેવારોરે, નવા વહેવાઇઓથી હેત વધારોરે. ૧૪
તજો દીકરીના દામ તમે લેવારે, તજો ગજવે તે ધન ભરી દેવાંરે. ૧૫
આપ્યાં મફતપ્રભુએ, તમ આપોરે, નીતિ રીતિથી જગત પથ કાપોરે. ૧૬

આપણો ભરતખંડ, કે આર્યાવર્ત્ત, પૂર્વે કેવી સ્થિતિમાં હતો, અને આજ તે કેવી સ્થિતિમાં આવી પડયો છે, તેનો જો વિચાર કરીએ, તો બેશક આપણાથી દુ:ખના નિશ્વાસ નાંખ્યા વગર રહેવાશે નહિ. પૂર્વેની સ્ત્રીઓ અને પુરૂષો, તેમજ છોકરાંઓમાં કેટલો મ્હોટો ભાગ હિમ્મતવાન અને સત્યને અનુસરનાર હતો! તેઓએ વચન આપ્યું હોય, તો તે ભંગ કરવામાં મ્હોટી નાં'નમ સમજતાં. રાજાઓ પોતાની પ્રજા પ્રત્યે કેટલો પ્રેમ રાખતા? તેઓ માત્ર પોતાના સ્વાર્થ અને મોજ શોખ માટે પ્રજાને પીડતા નહિ; પણ જેમ માબાપ છોકરાંનું રક્ષણ કરે છે, તેમ રાજા પ્રજાનું રક્ષણ કરતા; તેમજ પ્રજા પણ જીવ જતાં લગી પોતાના રાજાને છોડતી નહિ. અને જો રાજારામની માફક, કે હરિશ્ચંદ્રની માફક, વચનથી બંધાઇ પ્રજાનો ત્યાગ કરવો પડતો, તો પ્રજા કેટલી દિલગીર થતી! ને મરણ પર્યંત લઢવાને રાજા આગળ કેવી આજીજી કરતી! તેઓ ખરા રાજ્યભક્ત, બહાદુર અને પ્રેમી હતા. એટલુંજ નહિ પણ હમણાંના કરતાં ઘણે દરજ્જે તેઓ તન્દુરસ્ત અને મજબુત બાંધાના હતા. હાલના જેટલા કુછંદી હતા નહિ. માત્ર પુરૂષોજ હિમ્મતવાન હતા એટલુંજ નહિ, પરંતુ સ્ત્રીઓ પણ તેવીજ હિમ્મતવાન, બહાદુર, તન્દુરસ્ત અને પતિવ્રતાઓ હતી. પૈસા, માન અને સુંદરતા કરતાં સત્યતાને વધારે ચહાનારી હતી. પતિવ્રત કેવી રીતે પાળવું, અને ગૃહકાર્ય કેવી રીતે કરવું, ને વિદ્યાભ્યાસથી કેવા ફાયદા મળે છે, તે તેઓ સમજતી હતી. હવે જ્યારે પૂર્વે આવી સ્થિતિ સ્ત્રીપુરૂષો બંનેની હતી, ત્યારે હમણાં પુરૂષો નાદાન, નબળા, ગજાહીણ અને શૌર્યહીણ (બીકણ) થયા છે. તેમજ સ્ત્રીઓ પણ અભણ, અજ્ઞાની, દુરાચરણી ને વહેમી થઇ ગઇ છે. તેનું શું કારણ હશે? ખરૂં જુઓ તો આનાં કેટલાંએક કારણોમાં એક સબળ કારણ બાળલગ્ન છે. બાળલગ્નથી, પ્રથમ તો વિદ્યા વેગળી ન્હાશી જાય છે. એને ઠરવાનો ઠામ, કે અવકાશ મળતો નથી. અને મુશ્કેલીથી તે મેળવાય, તો તેનો માત્ર અર્ધો પર્ધો પ્રકાશ પડે છે! દીકરો અગર દીકરી જન્મે, ત્યારથી માબાપના મનમાં તેમને સુધારવાનો કે ભણાવવાનો, કે પુખ્ત ઉમ્મર સુધી શારીરિક, તેમજ માનસિક કસરતથી તેમને મજબુત કરવાનો વિચાર બિલકુલ આવતો નથી. પણ તેને સારે ઘેર વરાવવા પરણાવવાનોજ

વિચાર કરે છે! અને તેમાં વળી તે કુલીન* હોય તો દીકરા કે દીકરીનાં માગાં સુવાવડમાંજ આવે છે! તેમાં કેટલીએક જ્ઞાતિઓમાં તો પેટમાં બાળક હોય ત્યારથીજ સગપણ થઇ ચૂકે છે! આ રિવાજ કનોજીયા બ્રાહ્મણ તથા બીજી કેટલીક જ્ઞાતોમાં (જેમનામાં પુનર્લગ્ન થતાં નથી તેમનામાં પણ) છે. તો તેમને છોકરીઓના દેહ અને આત્મા બંનેની હત્યા કરનારાં, એવું નામ આપીએ તો શું ખોટું કહેવાય? કેમકે એવાં લગ્નમાં કેટલા ટકા વિધવાઓ થાય? ને તેમનાથી કેટલાં પાપ, દુઃખ અને સંતાપ થાય? તે સિવાય કડવા કણબી અને ભરવાડોમાં એ પ્રમાણે થાય છે. એનું કારણ એમ કહે છે કે તેમની દેવીનો એવો હુકમ છે, કે માત્ર બાર બાર વર્ષેજ વિવાહ થાય. જેથી અગાઉનાં બેત્રણ છોકરાં હોય, અને તેમનાં લગ્ન કરે, તેવામાં જો બે બૈરીઓને બાળક આવવાનાં હોય, તો તે બંને જણીઓ લગ્નનો ઠરાવ કરી, (બાળકની થનાર માતાઓ) પોતેજ ફેરા ફરી લઇ! દુનિયાની હવા લીધા વગરનાં બચ્ચાંને પરણાવી દે છે! અને વળી તેઓની વચમાં એવી સરત રહે છે, કે જો બંને બાઇઓને છોકરા અગર છોડીઓ આવે, તો તે લગ્ન ફોક (ખોટું) થાય છે. અને જો એકને દીકરી ને બીજીને દીકરો આવે, તો તેમનાં લગ્નનો સંબંધ બંધાઇ ચૂકે છે!! આવો રિવાજ તો ઘણું કરીને ઉપરની થોડીએક જ્ઞાતિઓમાંજ જાણવામાં આવેલો છે: પરંતુ ત્રણ, ચાર, પાંચ વર્ષની ઉમ્મરમાં સગપણનો ઠરાવ, અને સાતથી નવ અને દશ વર્ષ સુધીમાં થયેલાં લગ્નો, તો ઘણું કરીને ઘેર ઘેર હશે. કદાચ કોઇ જ્ઞાતિમાં કન્યાની ખોટ હોય, કે પૈસાપાત્ર ન હોય, અથવા કુલિન ન હોય, તો પુરૂષો મ્હોટી ઉમ્મર સુધી કુંવારા રહી દુરાચરણી થાય છે. પણ પુરૂષનું દુરાચરણ લાંછનરૂપ મનાતું નથી! (જાણે કે ઇશ્વરે પુરૂષને મનસ્વિપણે વર્તવાનો પરવાનો આપ્યો હોય!!!) જો સામા ગજવે રૂપિયા નાંખવા પડતા હોય, તો કન્યા કદાપિ બાર તેર વરસની કે પંદર વરસ સુધીની કુંવારી રહી જાય. પણ જો તેમ થાય તો નાત તેમનું ચીમટે માંસ તોડે છે! કેમકે કન્યાઓને તેઓ સર્પનો ભારો સમજે છે.

---

* ગમે તેવો સદગુણી છોકરો કે છોડી હોય, તે તરફ કોઇ ધ્યાન આપતું નથી, માત્ર સેંકડો પેઢીઓ ઉપરના પરાક્રમનું પૂછડું વળગેલું હોય, તો તે છોકરો નિર્બળ કે બુદ્ધિહીણ કે દુરાચરણી હોય તો પણ તે કુલીન ગણાય છે!

અને તેવી ખરાબ નીવડવાનો સંભવ પણ રહે તેમાં નવાઇ નહિ. એટલુંજ નહિ પણ એ દોષને પાત્ર છોડીના કરતાં માબાપ વધારે છે. કેમકે તેઓને તેઓ યોગ્ય કેળવણી ન આપતાં, રાત દિવસ તેઓને મોઢે લગ્નનીજ બળતરા કાઢયાં કરે છે. જેથી છોડીયોનું મન લગ્નમાં રહે છે. છેવટે જમીન કે ઘર, અથવા ઘરેણાં ગીરવી મૂકી, નાણાં કહાડી દીકરીને પરણાવવી પડે છે! આવો ધારો ઘણું કરીને ગુજરાતના કેટલાક પાટીદારોમાં અને એક જાતના બ્રાહ્મણોમાં જોવામાં આવે છે. ને જે જ્ઞાતિમાં આવો ધારો છે, તેમાં કેટલાક આળસુ થઇ કમાવાને બદલે પરણવાનોજ ધંધો લઇ બેસે છે!! દશ બાર સુધી બાયડીઓ એકેક જણ પરણે છે; અને એકના આવેલા પૈસા જ્યાં સુધી ખવાતા હોય ત્યાં સુધી તેને જરા માન સહિત રાખે, અને થઇ રહ્યા કે મારકુટ કરી તેને પિયર હાંકી મૂકે છે. જો કોઇ સ્ત્રીનો બાપ પૈસાપાત્ર હોય તો તો વળી તેને થોડો કરીયાવર અને પૈસા આપી સાસરે મોકલે, નહિ તો તે તથા તેનાં છોકરાં હોય તેનું પણ પોષણ કરવું બિચારાં માબાપને માથે પડે છે.*

વળી કેટલીક જ્ઞાતિઓમાં કન્યાના પૈસા લેવાનો રિવાજ છે. તેમાં બિચારાં કેટલાંક ગરીબ માબાપોને ઇશ્વરે પાંચ દીકરા આપ્યા હોય, તો પણ એક વહુનું મ્હોં જોવું દુર્લભ થઇ પડે. ભાટીયા, વાણીયા, નાગર વગેરે કેટલીક જ્ઞાતિઓમાં એવો ધારો ઘણું કરીને જોવામાં આવે છે. તેઓ બિચારા પૈસાની તાણે મ્હોટા થાય ( સુધારાને લઇને થતા હોય તો તે સારૂં ) પણ જ્યારે પાંચ પૈસા એકઠા થાય ત્યારે પ્રથમ મ્હોટા દીકરાનાં લગ્ન થાય. એટલે મ્હોટા ભાઇ બિચારા ચાળીસ પીસતાળીસ વર્ષના થયા હોય, તેને મ્હોટામાં મ્હોટી કન્યા સાત કે આઠ વર્ષની મળે! એટલે "બીબી મીયાં જોગ થાય ત્યારે મીયાં ઘોર જોગ થાય" એ કહેવત ખરી ઠરે છે! જો પાંચ વર્ષ ઘરવાસ ચાલ્યો હોય અને એક બે છોકરાં થયાં હોય, તો તેમના લાલનપાલનમાં બિચારી દિવસો કહાડે, ને જો ભાઇનું તેડું વહેલુંજ આવી

* બંગાળામાં આ પ્રકારનો અતિ કે'ર છે. પારસી તથા રોમનકેથોલીક ખ્રીસ્તીમાં પણ સામા પૈસા આપવાનો રીવાજ છે, પણ તે બન્ને કોમમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રીવાજ નથી, તેથી કન્યાના બાપનું ઘર ખાલી થાય છે, પણ છોડીને દુઃખ પડતું નથી. પણ પૈસા લેવાનો કે દેવાનો એકે રીવાજ વખાણવા લાયક કે સુખકર નથી.

પહોંચે, તો બિચારી અભોળ છોકરીના ભોગજ ફરી વળે ! કેમકે પોતાનો ધણી જે કમાયો હોય, તે સઘળી કમાણી તો પોતાના બાપને ઘેર ભરાઇ ગઇ હોય. એટલે પોતે અને છોકરાં હોય તો તે, ભલે ભીખ માગે ! જો પલ્લાની રીત હોય તો તે મરણ મૂડી તરીકે સાચવી રાખે, અને તેના વ્યાજમાંથી મુશ્કેલીએ છોકરાં મ્હોટાં કરે. અગર જો માબાપને ઘેર જઇને રહેવું પડે તો પણ બિચારીને ભાઇ ભોજાઇઓનો ઓશિયાળો રોટલો ખાવો પડે.

વળી કેટલીએક હલકી જ્ઞાતિઓના લોકોમાં બાળ લગ્ન નથી, જેવાં કે કોળી, આહીર, રબારી, વસવાયાં, મેર * વગેરે. એ કોમોમાં ઘણું કરીને બાળ લગ્ન જણાતાં નથી. તો પણ તેઓનામાં દીકરીનો પૈસો લેવામાં આવે છે. ને જનાવરની માફક જે વધારે પૈસો આપનાર ઉભો થાય તેને દીકરી આપવામાં આવે છે. તેમાં દીકરીનો કંઇ પણ સ્વાર્થ જોવામાં આવતો નથી. જો પોતાનો જમાઇ ગરીબ હોય, અને પેટ બાળીને પૈસો એકઠો કર્યો હોય તો પણ તેની પાસેથી મન માન્યું ધન લઇ દીકરી પરણાવે છે. પછી ગમે તો તેને ભીખ માગવાની અવસ્થા આવે ! તો પણ પોતાનો હક જાણી પૈસા લેતાં દીકરીના હકમાં સારૂં થાય છે કે ખોટું ? દીકરી સુખી થશે કે દુ:ખી ? તેનો કંઇજ વિચાર તેમને આવતો નથા, એટલુંજ નહિ પણ જો દીકરી તેના ઘરમાં ખોરાક પોશાકથી દુ:ખી માલમ પડે, તો ઉલટાં તેનાં

---

*આ જાત ઘણું કરીને પોરબંદર સંસ્થાન અને તેની આસપાસ થોડાજ ભાગમાં છે. તેઓ પોતાને રજપુતમાંથી નીકળેલી જાત કહે છે, પણ તેમનામાં રજપુતને લગતો મ્હાલાજો, કે કંઇ નથી. માત્ર રજપુત સાથે એટલુંજ મળતાપણું છે, કે તેમનામાં વરરાજા પરણવા જતો નથી, પણ ખાંડુ જાય છે. ને તેમનામાં લગ્નનો નિયમ એટલો બધો કઢંગો અને ધિક્કાર પાત્ર છે, કે એક બાયડી દસથી પંદર વરને મુકી મુકીને બીજાને જાય ! તેમાં તેમનામાં નિચું જોવાનું કે કશી હીણપત લાગતી નથી. નહિ માબાપને કે નહિ બાયડીને !! વળી મુકી દીધેલી બાયડી બીજાના ઘરમાં બેઠી હોય, ત્યાં તેનો ધણી ખુશીથી મ્હેમાન તરીકે જાય ને વળી બેઉનું મન માને તો સામા ધણીએ જે પૈસા ભર્યા હોય, તે તેને ભરી દઇ પાછી પોતાના ઘરમાં લાવે ! આ મેરાણીનું પરણેતર તે ઢોર વેચ્યા લીધાં કરતાં પણ હલકું છે. લગ્નની કોઇ જાતની પવિત્રાઇ તેમના ખ્યાલમાંજ નથી. પૈસા લીધા ને દીધા એજ પરણેતર, પછી વધારે આપનાર કોઇ ઉભો થયો તો ધણીનું કશું જોર ચાલે નહિ. ને બાયડી ચાલી જાય !!

હદથી જ્યાદે વગોણું કરીને દીકરીને સાસરે મોકલતાં નથી. અને જ્યારે તેડવા આવે ત્યારે આણાના પૈસા, લૂગડાં ને ઘરેણાં બાબત અનેક વાંધા ઉઠાવે. આવી રીતે પૈસામાં અંધ થએલ માબાપ, દીકરીનો કંઇ પણ સ્વાર્થ ન જોતાં, તેને દુઃખના ખાડામાં ઝોંકે છે. વળી બિચારા પૈસાહીણ થએલા જમાઇના ઘરમાં છોડીને સુખ માની સંતોષથી હળીમળી ધંધો કરવાનું ન શીખવતાં, ઉલટું આમ શીખવે છે, કે "એના ઘરમાં પીટયાને ક્યાં ખાવા ધાન છે? ઘરમાં તો ભૂખ્ આંટો દે છે!" આવી આવી અનેક વાતો કરી, દીકરીના મનમાં સાસરીયાં પ્રતિ અભાવ ઉત્પન્ન કરે છે. છેવટે છોકરાં છૈયાં થતાં સાસરે રહેવું પડે, કાંતો એ ધમાલમાં લખાણું (ફારગતી) પણ થઇ જાય. ને મેર નામની જ્ઞાતિમાં તો દસ છોકરાં થાય તો પણ કૂબળો ઘરવાસ કહેવાય છે!! અને આવી રીતે જે ઘર સંસાર ચાલે, તેથી કરીને સ્ત્રીઓનાં મન પોતાના ઘરકાર્યમાં પરોવાતાં નથી. અને ઉંચા મનથી ન ચાલતાં કરેલાં કામમાં રિદ્ધિસિદ્ધિ પણ ક્યાંથીજ રહે? વળી જેઓ સાસરે સારી રીતે ટકી જાય છે, તેઓ પણ પતિ ભક્તિ શી ચીજ છે, તે બિલકૂલ સમજતીજ નથી! જેથી હમેશાં તેઓને સાસરીયાં તરફ તો અભાવજ રહે છે; કેમકે લગનનાં ગીતોથી, રમતમાં રાસડાથી, માવતરની વાતોથી, સહીઅરોની શિખામણથી, ને દેખાદેખીથી સાસરીયાંનો અભાવજ શીખે છે. તે એટલે સુધી, કે કોઇ એમને સાસરીયાંની હકીકત પૂછે, તો છોડી સીધો જવાબ ન આપતાં છણકીને બોલે "કે મૂઆં પીટયાં સાસરીયાં!! મ્હારે તો સાસરે નથી જવું." કદાપિ કોઇને સાસરૂં ગમતું હોય, તો પણ મ્હોંએથી તો એમ બોલ્યા વિના છુટકો નહિ. નહિ તો સરખી સમાણીઓ ને ડોશી ડગરીઓ બોલી ઉઠે, કે જોયું બાઇ! એને તો કાંઇ નવાઇનાંજ સાસરાં છે, તે સાસરાં સાસરાંજ ઝંખી રહી છે! આવી રીતે, પોતાનાં સગાં કુટુંબી, પડોશી, સહીઅરો કે માબાપ, કોઇ તરફથી પતિભક્તિને પુષ્ટિ મળવાને ઠેકાણે, તિરસ્કારજ મળે છે. અને છોકરીઓ, જાતે અભણ અને અજ્ઞાની બાળક અવસ્થામાં હોવાથી, એ વાતોની આબાદ છાપ તેમના કુમળા હૃદય ઉપર પડે છે. સાસરીયાં પ્રતિ આવો તિરસ્કાર માત્ર ઉપર બતાવી હલકી જ્ઞાતિમાંજ છે, એમ નથી. ગામડાઓમાં તેવા વર્ગના સહવાસમાં રહેતી બીજી કોમોની કન્યાઓ પણ દેખાદેખીથી એવું બોલવા શીખે છે, આવા

માઠા પરિણામનું કારણ બાળલગ્ન, અભણપણું, અજ્ઞાનતા ને પૈસાની લેવડ દેવડ છે. જેમ ઢોરને વેચતાં તેનું મૂલ્ય કરવામાં આવે છે, તેમજ દીકરીનું પણ મૂલ્ય કરવામાં આવે છે! પરંતુ તે ઇશ્વરી કાયદા વિરૂદ્ધ હોઇ, તેથી સુલેહનો ભંગ થાય છે. કેટલાક લોભી લોકો તો પૈસાની જે પરઠણ કરી હોય, તેના કરતાં વધારે લેવાને, બરાબર લગ્ન વખતે તકરાર લઇ બેસે છે. ને લગ્ન અટકાવે છે. ને ચોરીએ ચડવાનું મૂહુર્ત થાય તે વખતે પરઠણ કરતાં વધારે પૈસા માગે છે. એટલે સામસામા વહેવાઇઓને મ્હોટો કજીઓ થઇ જાય છે, તેમાં કેટલાએક પંચાતીયાનો ખપ પડે છે. જો સામાવાળા સમજુ અને પૈસાવાળા હોય, તો પાંચ રૂપિયા આમતેમ કરી વહેવાઇની સાથે સમાધાન કરે. પણ જો તેઓ ગરીબ કે હઠીલા હોય, તો તો મ્હોટો કજીયો ઉભો થાય. લગ્નનું તો મૂહુર્ત વહી જતું હોય, અને અહીંઆ તો નિર્લજ ને બિભત્સ ગાળો ભાંડતા હોય !! આવા ધિક્કાર જોગ દાખલા પણ જોવામાં આવે છે.

એક વખત હું રેલવેમાં મુસાફરી કરતી હતી. તેમાં એક વૃદ્ધ સ્ત્રી મ્હારી પાસે બેઠેલી હતી. તેને ઓછામાં ઓછાં પોણોસો વર્ષ થયેલાં હતાં, પણ શરીરમાં મજબૂત હતી, તેના માથાના વાળ તદન સફેદ થઇ ગયેલા હતા. તે જ્ઞાતે ભાટીયણ હતી, અને જ્યારથી તે બેઠી, ત્યારથી રડયાજ કરતી હતી. મ્હારી પાસે બેઠેલી કેટલીક બાઇઓએ તે ડોશીને પૂછ્યું, કે ડોશીમા કેમ રડો છો? ડોશી કહે, મ્હારો ભાઇ રાજકોટ પાસેના સરધાર ગામમાં રહેતો હતો તે મરી ગયો! અરે! મ્હારાં માબાપ પણ મરી ગયાં છે, અને ભાઇ પણ મરી ગયો. હવે આ દુનિયામાં મ્હારૂં કોઇ નથી. હું પુરી અભાગણી છું, મ્હારે પીયરમાં કોઇ રહ્યું નહિ! એ સાંભળી મેં તેને પૂછ્યું, ડોશીમા તમારા ભાઇની કેટલી ઉમ્મર હતી? તેણે કહ્યું, પંચાવન વર્ષની. ત્યારે મને સ્હેજ હસવું આવ્યું કે આ ડોશીને પોણોસો વર્ષ થવાં, તો પણ હજુ પોતાનાં માબાપોનો શોક કરી રડે છે! પોતાનો ભાઇ પણ યોગ્ય ઉમ્મરે થઇને મરી ગયો છે, ત્યારે મેં કહ્યું, ડોશીમા તમે આટલાં વૃદ્ધ થવાં, તમારાં માબાપ તે આજ સુધી ક્યાંથી હોય? તમારા ભાઇ પણ યોગ્ય ઉમ્મરે પહોંચીને ગુજર્યા છે, અને તમે પણ હવે કેટલુંક જીવવાનાં છો? દુનિયામાં જે જન્મ્યું તે તો મરવાનુંજ છે, જો કે તેને માટે આપણને

તેના ઉપરના પ્યારને લીધે દુ:ખ તો લાગે, પણ કંઇ અઘટતું કહેવાય નહિ. ડોશી બોલી, અરે, બાઇ! જો તમે મ્હારી હકિકત જાણત, તો તમે આમ ન કહેત. મેં કહ્યું કે ત્યારે કહો. તેણે પોતાનો હેવાલ શરૂ કીધો. "મ્હારૂં ગામ જુનાગઢ છે, તેમાં મ્હારાં માબાપ રહેતાં હતાં. મ્હારે પાંચ ભાઇ હતા, ને હું એકજ દીકરી હતી, તેથી મ્હારાં માબાપને ઘણીજ વહાલી હતી. મ્હારાં માબાપે મને દૂર સાસરે ન મોકલતાં ગામમાંજ એક સારે કુલીન ઘેર પરણાવી. મ્હારા સસરા પૈસાદાર હતા, તેથી મ્હારાં માબાપને છ હજાર રૂપીઆ આવ્યા. મ્હારા વરની ઉમ્મર પચીસ વરસની, ને મ્હારી દશ વરસની હતી. હું પરણીને સાસરે ગઇ, પણ પછી ગામમાં પીયર, ગામમાં સાસરૂં, ન્હાની ઉમ્મર, તેથી મ્હારી વય સોળ વર્ષની થઇ, ત્યાં સુધી તો મ્હારાં માબાપનેજ ઘેર રહેતી. વાર પર્વે સાસરે જમવા જતી તો તુરત જમીને પીયરમાં આવતી. મ્હારાં માબાપ સાસરે રહેવાનું કહેતાં, ત્યારે કુવે પડવાનો ડર દેખાડતી. મ્હારા સસરાને મ્હારો ધણી એકજ દીકરો હોવાથી મ્હારા ઉપર જુલમ ગુજારવાને બદલે અનેક રીતે સમજાવતાં, છતાં હું સમજતી નહિ. હવે મ્હારા જે પૈસા આવ્યા હતા, તેથી મ્હારાં માબાપે મ્હારા મોટા ભાઇને પરણાવ્યો. તેની ઉમ્મર ત્રીસ વર્ષની, ને મ્હારી ભાભીની નવ વર્ષની હતી! તે ગરીબ માબાપની હોવાથી અમે તેને ખવરાવી પીવરાવી વહેલી મ્હોટી કરીશું, એવા બ્હાનાથી તેને પીયર જવા દીધી નહિ, ને તે વહુ મ્હારી સાથે હળી ગઇ. પાંચ ભાઇમાં ચાર ભાઇ કુંવારા હતા, અને તેમને પરણાવવાની આશા પણ નહોતી, કારણ કે પૈસા ઘરમાં મળે નહિ; તેમ તેવી કમાણી પણ નહિ, તેથી અમે બધાં તે વહુને ઘણાં ચહાતાં હતાં. રહેતાં રહેતાં હું સાસરે રહેવા લાગી, પણ મ્હારો ધણી મને મુળથીજ ગમતો નહિ; માટે તો તેના હુકમ મ્હારા ઉપર થવાને બદલે, હું તેના ઉપર હુકમ બજાવતી હતી! મ્હારાં સાસુ સસરો પણ મરી ગયાં, તેથા ઘરનો બોજો તથા કારભાર સઘળો મ્હારા ઉપર આવ્યો. મ્હારી ઉમ્મર વીશ બાવીશ વર્ષની થયા છતાં મને અધરણી આવી નહોતી. મ્હારી ભોજાઇને ચૌદમે વર્ષે છોકરો આવ્યો, પણ કમનશીબે તે છોકરો તથા તેની મા છ દિવસની અંદરજ મરી ગયાં!

મ્હારાં માબાપ તથા અમે સર્વે ઘણાંજ દિલગીર થયાં. પાંચ પાંચ દીકરે વંશ જશે ! આવા વિચારથી ઝુરી ઝુરીને તેઓ મરી ગયાં ! થોડા દિવસ પછી કોલેરા આવતાં મ્હારા બે ભાઇઓ પણ મરી ગયા. હવે મ્હારા ત્રણ ભાઇઓ રહ્યા, તેઓ જુદે જુદે ગામ અધવારે જઇ રહ્યા. મ્હારા ધણીની ઉમ્મર પચાસ નજદીક આવી પહોંચી, અને મ્હારી પણ પાંત્રીશેકની થઇ, છતાં કંઇ બાળક ન હોવાથી અમોએ ભૂવા, જોશીઓને પુછતાં તેઓએ જે કહ્યું તે કરતાં ઘણા પૈસા ખરાબ કરી નાંખ્યા, પણ કંઇ ન વળ્યું! ત્યારે અમો કાશી, દ્વારકાં અને પ્રભાસપાટણ વગેરે ઠેકાણે જાત્રાઓ કરી, બ્રાહ્મણોને ઘણાં દાન દઇ, પિતૃઓને ખુશી કર્યા, તેથી પણ કાંઇ વળ્યું નહિ. અમો પાછાં આવ્યાં, ને મ્હારા ધણીને તાવ લાગુ પડવાથી તથા ધાસણીનું દરદ થવાથી, બાર મહિના ખાટલો સેવી મરી ગયો. પૈસો તો બધો જાત્રાઓ વિગેરેમાં ખર્ચી નાંખેલો, એટલે માત્ર એક મેડીનું ખોખું રહેલું તે ભાડે આપી હું મ્હારા ભાઇ ભેગી જઇ રહી. પણ ઇશ્વર ઇચ્છાથી બીનીયા વર્ષમાં મ્હારા બે ભાઇઓને તાવ આવવાથી તે બેઉ મરી ગયા! હવે મ્હારા દુઃખનો પાર રહ્યો નહિ. પાંચ ભાઇઓની બહેન ! પનોતા પીયરની ! તે ચાર ભાઇઓને નિર્વંશ ખોઇ, પોતાના ધણીને ખોઇ, રાંડીરાંડ, દુઃખીયારી, ને વાંઝણી થઇને બેઠી !! હવે મ્હારો એક ભાઇ જે સરધાર અધવારે જઇ રહેલો હતો, તેણે આવી મરનાર બે ભાઇઓની રળેલી જે પુંજી હતી, તેમાંથી તેનો દહાડો દપાડો કરી, બાકી રહેલી લઇ ગયો. મને પણ પોતાની સાથે સરધાર લઇ જવાને ઘણી તાણ કરી, પણ મેં ધાર્યું જે હુંજ નઠારાં પગલાંની છું, કે જ્યાં જાઉં છું ત્યાં ઓટલોજ વાળીને આવું છું. હવે તો મ્હારે એકજ ભાઇ છે તેનું ભગવાન ભલું કરો ; ને જીવતો રાખો, એમ કહીને મ્હારા ભાઇનો ઘણો આગ્રહ થવા છતાં, હું તેને ઘેર ન રહેતાં મ્હારા પોતાના ગામ જુનાગઢમાંજ એક ન્હાનું ઘર ભાડે લઇ રહી ; ને મ્હારા ઘરના ભાડામાંથી, તથા રેંટીઓ દળણું કરી ગુજરાન ચલાવવા લાગી. મ્હારા મરનાર ભાઇઓએ અધવારૂં કરી સારી કમાણી કરી હતી, તથા મ્હારા સરધાર વાળા ભાઇ પાસે પણ ઠીક પૈસાનો જમાવ થયો હતો. તે, તથા જુનાગઢમાં મ્હારા બાપનાં ઘર હતાં, તે વેચી રૂપીયા બાર હજાર આપી મુંબઇ વેવિશાળ કર્યું. ત્યાં ખોટું બોલવામાં આવ્યું કે વરની ઉમ્મર

પાંત્રીશ વર્ષની છે. કન્યા નવ વરસની હતી; ને રૂપીયા ઠીક ઉપજતા હતા; માટે વેવિશાળ નક્કી થયું; થોડા વખતમાં જાન લઇ પરણવા જવાનું થયું. મ્હારો ભાઇ આજથી દસ દિવસ ઉપર જાન લઇ મુંબઇ પરણવા ગએલો. તેના સસરાને ઘેર લગ્નની ધામધુમ મચી રહેલી હતી, પણ આ જમાઇ રાજને જુએ, ત્યાં પાંત્રીશને બદલે પંચાવન સાઠ નજદીક આવેલા જોઇ! કન્યાની મા કહે, કે જો રૂપિયા છ હજાર બીજા આપો તો હું પરણાવું! કારણ કે તમે અમારી સાથે ઠગાઇ કરી છે! જો આટલી ઉમ્મર જાણત તો અમે આટલે રૂપિયે માનત નહિ! માટે જો રૂપિયા અઢાર હજાર હોય તો પરણાવું. નહિ તો જે મોહે આવ્યા તે મોહે પાછા જાઓ!! મ્હારો ભાઇ તો બિચારો મહા મુશીબતે આટલા પૈસા એકઠા કરીને પરણવાની આશાએ ઉમંગ ભર્યો ગયો હતો, પણ હવે બીજા છ હજારની ખોટ તેને કોણ પુરી પાડે? અને જો ન આપે તો પરણ્યા વિના શું મોહો લઇને પાછો પોતાને ગામ આવે? આવી શરમીંદગીને લીધે તે રાત્રે રૂપિયા અર્ધાનું અફીણ ખાઇને સુઇ ગયો, અને મરણ પામ્યો!! આની કાણે હું અભાગણી સરધાર જાઉં છું!" આમ કહી માથું કુટવા, અને રડવા લાગી. અને મને કહેવા લાગી, કે કેમ બાઇ, મ્હારૂં દુ:ખ શું ઓછું છે? હું તો તેની હકીકત સાંભળીને સજ્જડજ થઇ ગઇ! અને વિચારતી હતી કે લગ્નના સંબંધમાં પૈસા લેવા દેવાથી, તથા ખોટા વહેમોમાં પૈસા નાંખી દેવાથી કેટલી ખરાબી થાય છે? તેના છેલ્લા મરનાર ભાઇની સાસુએ દીકરી દેવાની જે ના પાડી, તે માત્ર વધારે પૈસા લેવાની દાનતથીજ! જો તેની પાસે વધુ પૈસા હોત, તો તેઓ તેનું સુખ દુ:ખ ન જોતાં ખુશીથી મરણને કાંઠે પૂગેલાને દીકરી દેત! પછી ભલેને પરણીને તુરત જમાઇ મરી જાય! પણ પોતાના ઘરમાં પૈસાનો ઢગલો આવ્યો એટલે થયું!!

આવી રીતે પૈસાના લોભમાં પોતાની દીકરીઓને ઉંડી ખાડમાં ઝીંકી પોતે પૈસાવાળામાં ખપવાની ચાહના રાખી, કેટલા પ્રકારના દોષને પાત્ર થાય છે! એક તો પોતાને વગર પૈસે ઇશ્વરે આપેલું દાન વેચે છે! અને વળી તે પૈસાના લોભથી નિરંતર દુ:ખના ખાડામાં હોમે છે. કોઇ માણસ પોતાનું ઢોર વેચતાં એમ બોલે છે કે, પાંચ રૂપિયા ઓછા વત્તા આવે તેની ફીકર નહિ, પણ જો ઢોર સુખમાં પડે તો સારૂં; પણ દીકરીનાં એવાં

માબાપ એટલો પણ વિચાર કરતાં નથી. વળી તેઓને કોઇ કહે કે, દીકરીના પૈસા લેવા એ મહા કનિષ્ટ કામ છે, ત્યારે તે કહેશે કે શું મફત આપી દઇએ? અમે તેનો પૈસો રાખતા નથી. "બાઇનાં ફુલ બાઇનેજ ચ'ડાવીએ છીએ," એટલે નાતવરોને છોડીને ઘરેણાં લુગડાં વિગેરે કરીએ છીએ; પણ તેમાં શું થયું? પેલાને તો બિચારાને કોકના સવાયા દોઢા કરવા પડયા હોય, અને એ પૈસેથી આને નાતવરો કરી મ્હોટી આબરૂ મેળવવી હોય! એટલે આ કહેવત પ્રમાણે થયું કે "પીઉ નહિ પણ ઢોળી નાંખું." "પારકે પૈસે ધિનતાનાં!" પોતાના ઘરમાં ભલે ના રહે, પણ તેના ઘરમાંથી તો કઢાવું, ને નાત વરાનો જશ હું લઉં! એ કેટલી મૂર્ખાઇ!!

વળી લગ્નમાં જે ફટાણાં ગાવામાં આવેછે, તે પણ સુલેહનો ભંગ કરનારાં મર્યાદા મુકાવનારાં, અતિ બિભત્સ હોય છે, જેથી વ્હેવાઇઓની સાથે નવું સગપણ બાંધતાં સુલેહ અને સંપની વૃદ્ધિ થવાને બદલે, એક બીજાના મનમાં સરસાસરસીની ઉશ્કેરણી થાય છે. જે સારાં ગણાતાં ગીતો ગાવામાં આવે છે, તે પણ તદન જુઠાં હોય છે, એટલે ઘરમાં તો એક ટટ્ટુ સરખું પણ ન હોય, અને વરને તો હાથીની અંબાડીએ બેસાડી દેછે! તેમજ કન્યાને કન્યાપક્ષનાં ઉંચા મહેલ, અને ગઢ ઉપર ચ્હડાવીને બેસાડી દે છે! વિવાહમાં ખોટાં ગીતો અને ફટાણાં બોલતી વેળા જેમ શૂરવીર લડવૈયાને રણસંગ્રામમાં શૂર ચડે છે, તેમ વિવાહ વખતે માંડવીઓને અને જાનડીઓને શૂરાતન ચડે છે! દરેક પક્ષ એક-બીજાથી ચડીઆતો જવાને ચ્હાતાં, માબાપ, ભાઇ, મુરબ્બી વિગેરે કોઇને ન ગણતાં મહોમાં આવે તેમ બોલવા મંડી જાય છે. તે વખતે તેને પોતાના મલાજાનું, કે કુળનું કે ઇશ્વરને ગમતા અણગમતાનું કંઇ ભાન રહેતું નથી! આડે દહાડે સવા હાથનો ઘુંઘટો તાણી સસરાના કે જેઠના સાંભળતાં વાત પણ ન કરતી હોય, પણ તે વખતે તો બિભત્સ ફટાણાં બોલવામાં અગ્રેસર થઇને બેસે છે!! કહેવત છે કે, "વિવાહતી બાયડી, અને ડાંડારીયો બળદ!" તે વખતે તેને કાંઇ ભાન રહેતું નથી. પોતાનાં છોકરાંની સંભાળ તો શું, પણ કેટલીક અજ્ઞાની બાયડીઓ પોતાનાં છોકરાં સરખાંને પણ ભૂલી જાય છે. મ્હારી નજરે જોએલા એવા દાખલા આ ઠેકાણે ટાંકુ છું.

એક હજામની જાન પરણવા ગઇ હતી, ત્યાંથી પાછી વળતાં, અમારા ગામના પાદરમાં ભાતું ખાઇ, બધાં માણસો ગાડામાં બેસી રવાના થયાં. તેમાંની એક બાઇને ચાર વર્ષનો છોકરો, તથા એક ધાવણું બાળક હતું. ગાડાં જોડયાં, તે વખતે મ્હોટો છોકરો સડકના ગરનાળા નીચે રમતો હતો, તે કોઇના જોવામાં આવ્યો નહિ. અને ગીતની ધૂનમાં માને યાદ આવ્યો નહિ. અને ગાડાં હાંકી મૂકયાં. આશરે દોઢેક ગાઉ જઇને યાદ આવતાં, પુરૂષોના ગાડામાં છોકરાની તપાસ કરી, તો છોકરો મળ્યો નહિ. એટલે સૌ ગભરાયાં! કેમકે છોકરાના શરીર ઉપર સોએક રૂપિયાનો દાગીનો હતો. સુભાગ્યે એ છોકરો ગામના પગીના જોવામાં આવેલો, અને તેને તે ફોજદાર પાસે લઇ આવેલો, જેથી તેની યોગ્ય વ્યવસ્થા કરી તેનાં માબાપને સોંપવામાં આવ્યો. તેમજ ગુજરાતમાં એક મ્હોટા શ્રીમંત માણસને ત્યાં લગ્ન હતું, અને ઘણા કિંમતી દાગીના પહેરેલો પાંચ વર્ષનો છોકરો ગુમ થયેલો જણાયો. વિવાહ વિવાહને ઠેકાણે રહ્યો, ને રોકકળ થઇ પડી. તે ગામ સ્ટેશનની પાસે હતું, અને ઘણીક ટ્રેનો આવજા કરતી હતી, તેમાંની એક રાતની ટ્રેનમાં એક પઠાણ ગાડીમાં બેઠો હતો, તેને પડખે એક વૃદ્ધ વાણીયો પણ બેઠેલો હતો. પઠાણની પાસે એક કંતાનનું પાકીટ હતું. તે બેઠકની નીચે મૂકેલું હતું. જ્યારે ગાડી ઉભી રહે, ત્યારે એ પાકીટમાંથી કાંઇ શ્વાસોશ્વાસ જેવું વાણીયાના સાંભળવામાં આવે! તેથી તેને શક ગયો કે આ કોઇ જનાવરને આમાં પૂરીને મારી નાંખવા લઇ જાય છે. એ જાત જીવ દયા પ્રતિપાળ હોવાથી, તે પ્રાણીને મૂક્ત કરવામાં ધર્મ માની, તે માટે પ્રયત્ન કરવા નિશ્ચય કર્યો, ને એક સ્ટેશન આવતાં તેણે પોલીસને જાહેર કર્યું કે, આ પઠાણના પાકીટમાં મને કંઇ શક છે, માટે તપાસ કરો; જે પરથી તેને ઉતારવામાં આવ્યો, અને તેની ઘણી આનાકાની વચ્ચે તેનું પાકીટ તોડવામાં આવ્યું; તો તેમાંથી પેલો ગુમ થએલો છોકરો, કે જેને હજી સુધી મારી નાંખ્યો ન હતો, પણ એક મ્હોટો રબરનો દડો તેના મોઢામાં ખોસી દીધેલો હતો, કે જેથી છોકરો બોલી શકે નહિ; પોલીસે તે દડો કાપીને કાઢયો, ને તેનાં માબાપની બધી હકીકત તે છોકરાને પૂછતાં, તેના કહેવા પરથી તાર કરી તેઓને તેડાવ્યાં. અને છોકરો સોંપ્યો. ઇશ્વરકૃપાએ એ વાણીયા મારફતે તેને બચાવ્યો, નહિ તો કોણ જાણે તેના શા હાલ થાત!!

આવી લગ્નસમયની ઘેલછામાં કેટલીક સ્ત્રીઓ આજુબાજુની બધી ચીવટ ભુલે છે. તેમ ન કરતાં તમામ પ્રકારની સંભાળ રાખવી જોઇએ. એક ઈંદ્રિયજ્ઞાનથી ઘણા અણધાર્યા વિપરીત પરીણામો આવે છે. વળી એ જોવાનું છે, કે લગ્ન સમયે બઇરાંઓ ગમે એવાં હર્ષઘેલાં થાય છે, તો પણ તે હર્ષ માત્ર છોકરાં પરણાવી પોતાને દુનિયાનો લ્હાવ લેવામાં છે. પણ છોકરાંના ભવિષ્યમાં સારૂં અગર નરસું થશે, તેનો કંઇ વિચાર હોતો નથી. આપણા દેશમાં પોતાની ભુલ અને દોષને પોતાને માથેથી ઉતારી મુકવાનું "નસીબ" એ સારૂં સાધન છે; જેટલું ખોટું થાય તેટલો નસીબનો વાંક! ને સારાનો પોતાને જશ!

આપણે ઉપર જોઇ ગયાં કે ન્હાનપણમાં પરણાવે કે મ્હોટાં કરીને પરણાવે, પણ એકે જ્ઞાતિમાં છોકરાંનું હિત્ત સમાયેલું છે, એમ તો જોવામાં આવતુંજ નથી. ઝટ ઝટ દીકરાને પરણાવીએ! લગ્નનો લહાવો લઇએ! ઘરમાં વહુ આવે! સામટાં સગાંવાળાં થઇએ! નાત વરા કરીએ, નામ કાઢીએ, કાલ કોણે દીઠી છે? દુનિયામાં જે લ્હાવો લીધો તે ખરો! આવા વિચારોથી દીકરાદીકરીના ભવિષ્યનો વિચાર એક કોરે મુકી, આંખો મીંચીને કિસમત ઉપર હાથ મુકી, પોતાના અતૂલ્ય પ્યારાં બાળકોને જીંદગીભરના દુઃખના ખાડામાં ઝીકી દે છે, પછી વહુ ઘરમાં આવતી જતી થાય, એટલે રોણાં રડવા બેસે છે! અરે! બાઇ, દીકરાની વહુ તો આવી છે ને તેવી છે! દીકરીનાં સાસરીયાં કસાઇ જેવાં છે! કોઇ કહે પરણાવ્યા પ્હેલાં ખબર નહોતી? તો કહેશે કે, નારે બાઇ; ઘોડીયાનાં સગપણ હતાં એમાં શી ખબર પડે? જમાઇ લફંગો નીકળ્યો છે! ત્યારે મ્હારી બ્હેનો દુનિયામાં સઘળા સંબંધમાં લગ્નનો સંબંધ મ્હોટો છે, છતાં અવિચારી માબાપો બિચારાં છોકરાંનું હિત્ત વિસારી દઇ લગ્ન શું છે! તે સમજવા જેવડાં થવાની વાટ પણ ન જોતાં, તેમને ઉંડા ખાડામાં નાંખી દે છે; જેઓમાં જનાવરની જેમ એક મુકીને બીજું ને બીજું મુકીને ત્રીજું ઘર વસાવે છે; એવા નીચ કર્મીના ભઠવેડાની વાત અલગ રાખી, વિચારો, કે દુનિયાના દરેક સંબંધથી છૂટી શકાય છે, પણ લગ્નના સંબંધથી છૂટાતું નથી. નોકરને પોતાના ધણી સાથે અણબનાવ હોય, તો તે એકબીજાથી છૂટી શકે છે. ખેડુતને ખેતીમાં ઠીક ન પડે, તો ખેતી મૂકી બીજો રોજગાર લે. એમજ દરેક હુન્નરથી છૂટી,

સુખી થવાને બીજે ધંધે વળગાય છે. તેમજ પાડોશીની સાથે ન બને, તો ઘર બદલાય. રાજાની સાથે ન બને, તો ગામ છોડાય. દીકરાની સાથે ન બને, તો જુદો કરી શકાય. પણ ધણીધણીઆણીનો જે નિકટ સંબંધ તે તેમ તોડવાનો નથી. સ્ત્રીપુરૂષ સારાં, સમજુ, ડાહ્યાં, વિવેકી અને પ્રીતિવાન હોય, તો તેમનો જન્મારો સફળ થાય, નહિ તો દુનિયામાં ભાર વહેનાર જાનવર કરતાં પણ, દુઃખી સ્થિતિમાં જીંદગી કાઢવી પડે. કહેવત છે કે "જેનો રોટલો બગડયો તેનો દિવસ બગડયો. જેનું અથાણું બગડયું તેનું વર્ષ બગડયું. અને જેની સ્ત્રી બગડી તેનો જન્મારો બગડયો." આ કહેવતમાં એટલું ઉમેરવું જોઇએ કે "જેનો ધણી બગડયો તેનું મોત બગડયું" ખરેખર એમજ થાય છે. દુનિયામાં તેઓ દુઃખી અને નિંદાને પાત્ર થાય છે. કંકાસના વાસને લીધે ઈશ્વરભક્તિ થઇ શકતી નથી, અને આવા દુઃખોના કારણથી, કેટલાક પુરૂષો અને સ્ત્રીઓને ન્હાસી જતાં, કે આત્મહત્યા કરતાં, કે બાવા સાધુ થઇ જતાં આપણે જોયાં છે. આ બધી ભયંકરતા અને દુઃખ લગ્નની અઘટિત રીતના અંગમાં છે. બાળ-લગ્ન વિષે કવિ નવલરામ ભાઇ પોતાનો અનુભવ કેવો ચીતરે છે તે જુઓ.

## ગરબો—સપ્ત ચોકો.

હાંરે નામ બાળલગનનું તો બાળો !
બાળો કે ખાડમાં ઘાલો રે ! નામ બાળલગનનું. ટેક.

બાળલગનનું નામજ સુણતાં, આવે મને કંટાળો રે. નામ.
બાળલગનનાં દુઃખ દેખીને, દેશ થઇ ગયો કાળો રે. નામ.
બાળ બિચારૂં શું સમજે એમાં ! દાઠ શો માંડયો ઠાલો રે ! નામ.
દૈવ ઉપર શીદ દોષ મૂકો છો ! પ્રકૃતી વિરૂદ્ધજ ચાલો રે ! નામ.
બાળલગનની ભુંડી રૂઢી, આંખ ઉઘાડી ભાળો રે ! નામ.
ભુંડી રંડાએ સુકવી નાંખ્યો, સુંદર દેશ રસાળો રે ! નામ.
બાળલગને તો બાળક બળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યો રે. નામ.
ઉદ્યમ હોંસ પરાક્રમ આદિક, સહેજે બળી ગઇ ડાળો રે. નામ.
બાળલગને તો વિદ્યા વૃદ્ધિનો, મારગ મૂળથી ખાળ્યો રે. નામ.
ભટ "ભણ્યા" તો કે પરણ્યા છીએ, ધનમાં આ ઉભી ધાડો રે. નામ.
બાળલગને બળ બુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યો રે. નામ.

હુન્નરકળામાં પાછળ પાડી ! પૈસો વિલાતે વાળ્યો રે. નામ.
બાળલગનથી હોય કજોડાં, દુઃખ દુઃખ જેમાં હજારો રે. નામ.
બાળરાંડ બહુ એથીજ થાયે, એથીજ અતિ વ્યભિચારો રે. નામ.
બાળલગને હડહડતો આણ્યો, કળીયુગ કાળ કરાળો રે. નામ.
બાળકનાં માબાપ બને છે, બાર વરસનાં બાળો રે. નામ.
બાળલગને તો ઢીંગલા ઢીંગલી, સરખાં બન્યાં નરનારો રે. નામ.
ભર જોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણનો વારો રે. નામ.
બાળલગને બન્યો બળહીણુ, બિકણુ આપણો સઘળો રસાલો રે. નામ.
બાળલગને અરે, બાયલો કીધો, ભરતનો ખંડ વસાળો રે. નામ.
બાળલગન દુઃખ સકળનું મૂળજ, કળીજુગ એજ વિચારો રે. નામ.
બાળલગન તજી નવલ સ્વજન સહુ, દેશને ડુબતો તારો રે. નામ.

ખરેખર સઘળી હિંદુ કોમમાં લગ્નનો કોઇ પણ ધારો વખાણવા જેવો દેખાતો નથી. કોઇને દીકરીના પૈસા દેવા પડે છે, ને કોઇને દીકરાના પૈસા દેવા પડે છે. કોઇનામાં પેટમાંથી કે સુવાવડમાંથી પરણાવે છે, અને કોઇનામાં મોટાં થઇ પરણીને, કેળવણીના અભાવને લીધે ભાગ નાશ કરી, કુસંપમાં ને કુસંપમાં દિવસો નિર્ગમન કરે છે. કોઇનામાં પાંચ વરસની રાંડીરાંડ થઇને જન્મારો ધૂળ કરે છે! તો કોઇનામાં પાંચથી સાત ઘર (વર)* કરે છે. ત્યારે ઉપર લખ્યા રિવાજોમાં કોઇ પણ રિવાજ, વિદ્યા-વૃદ્ધિમાં કે સંપવૃદ્ધિમાં સાધનભૂત થતો નથી. બાળલગ્ન વિરૂદ્ધ ઘણો વખત થયાં હિંદના વિદ્વાન અને સુશિક્ષિત પુરૂષો ભાષણો તેમજ લખાણો કર્યાં કરે છે. અને ખુશીની વાત છે, કે તેમની મહેનત તદ્દન નિષ્ફળ ગઇ નથી; ઘણાં સુધરેલાં કુટુંબોમાં કન્યાઓને કેળવી મ્હોટી કરીને પરણાવે છે. તેમજ વડોદરા જેવાં સુધરેલાં સંસ્થાનોમાં ફરજીઆત કાયદા પણ પસાર થવા

* હિંદુ લો પ્રમાણે સ્ત્રીઓ એક કરતાં વધારે પુરૂષો પરણે છે, તે નીર તીહર અને તોત્યાર નાતોમાં છે. તેઓમાં એક સ્ત્રી એકથી દશ સુધી પુરૂષ પરણી શકે છે. એટલે એકની હયાતીમાં બીજો, બીજાની હયાતીમાં ત્રીજો, એમ અનુક્રમે પરણીને સાથે રાખે છે. આપણા દેશમાં કોળી, કણબી, કુંભાર વગેરે હલકી જાતોમાં એકને જીવતો મૂકી દઇ બીજાનું ઘર માંડે છે. તેમ તેઓ બધાને સાથે રાખે છે.

લાગ્યા છે. છતાં હજી જુના મતવાળાઓ તે રિવાજને પડતો મૂકવાને બિલકુલ ચાહતા નથી. એટલુંજ નહિ પણ કેટલાક તો તે સામે સખત ટક્કરો લેવાને પણ ઉભા થાય છે. પણ એ માથા ઉપર * રૂપેરી તાજ પહેરેલાં બુઢીયાં વિચારતાં નથી, કે એ વાદીના સામી નહિ, પણ, હમારા ને હમારી પુત્રીઓના સુખ સામી કુસ્તી કરીએ છીએ!! વળી કેટલાક જરા સમજુમાં ગણાતા લોકોને કહીએ છીએ, કે ભાઇ તમારી દીકરીને કે દીકરાને અત્યારથી પરણાવશો નહિ, પણ તેને ભણાવજો; ને ભક્તિ નીતિમાં કેળવજો. ત્યારે તેઓ એવો જવાબ આપે છે, કે બહેન શું કરીએ? અમારી તો ઘણીજ મરજી છે, પણ ઘરમાં બાયડીઓ માનતી નથી. અરે!! આ કેવી શરમની વાત છે? આપણા પ્રાચીન આર્ય લોકોમાં, જે જે સુધારા હતા અને હાલ અંગ્રેજોમાં છે, તેનું કારણ કેટલેક દરજ્જે બાયડીઓ નથી શું? એજ આર્ય વંશીઓમાં આજે બાયડીઓ અજ્ઞાન અને જીદ્દી મનાય છે! લગ્ન પ્રસંગે, અઘરણી પ્રસંગે અને મરણ પ્રસંગે વર્તવાના તમામ કાયદા, તો કેવળ સ્ત્રીઓનાં મગજનાંજ તાળા કુંચીમાં રહે છે! તેમાં પુરૂષો કંઇ સમજતા નથી, કેમકે તે બૈરાંના મગજમાંજ ગોઠવાયલા કાયદા હોય છે. તેને વિરૂદ્ધ પુરૂષથી જવાતું નથી, ને સર્વ અકેળવણીની બાબતમાં સ્ત્રીઓનુંજ નામ નિંદાય છે, અને પુરૂષોનું તેઓના ઉપર કંઇજ ચાલતું નથી. આનું કારણ ખરેખર બાળલગ્ન છે. જ્યારે તમારાં ના'ના ના'નાં બચ્ચાંઓને પરણાવો છો, ત્યારે તેઓને કંઇ સમજણ હોતી નથી. લગ્નનું ગાઢું બંધન, કે તેની પવિત્રતા, કે લગ્ન સાથે જે ફરજો પોતાને માથે આવી છે, તે કંઇ તે બીચારાં બચ્ચાં સમજતાં નથી. માત્ર ખાવું, પીવું, સાસરેથી આવેલાં ઘરેણાં પહેરવાં, ને એક બીજી ઉપર સરસાઇ કરવી, એજ શિખે છે. તેમાંજ ફુલાય છે કે નિરાશ થાય છે. અને જીંદગીના શ્રેયનું તેમને ભાન હોતું નથી. તેઓ પોતાની સમવયની સહીયરો સાથે વાત કરે છે, કે બાઇ, મ્હારે સાસરે તો આટલાં ઘરેણાં મોકલ્યાં, અને આવાં લુગડાં મોકલ્યાં. તારે તો કંઇ સારાં નથી! જો વરને જોયો હોય તો વરનાં વગોણાં કરે, કે બાઇ તારો વર તો તારાથી ઉંચો છે; કાંતો નીચો છે; કે ઘરડો છે! હું તો મ્હારા સસરાની આમ લાજ કાઢીશ, તને તો લાજ કહાડતાં

+ ધોળાં પળી આવેલાં.

પણ આવડતું નથી. આવી રીતે ન્હાનપણથી નજીવી ગુંથણીમાં ગુંથાય છે, અને પ્હેરવા, ઓઢવા, ખાવા, પીવા ને રૂપ રંગ જોવા ઉપરજ ચિત્ત રાખે છે. અંતર પ્રેમની સાથે તો પીછાન પણ હોતી નથી. તેઓ જો ઢીંગલીએ રમે, તો પણ ફટાણાં વગેરે ગાઇ, ઢીંગલીને પરણાવવાનીજ રમત રમે છે. ( સુધરેલા લોકો, દીકરીને ન્હાનપણમાં પરણવાની વાત પણ બનતાં સુધી સાંભળવા દેતાં નથી ). વળી દીકરીને પરણાવી એટલે માબાપનો હક ઉઠયો ગણાય છે. માટે જો તેને નિશાળે મોકલતાં હોય, તો પણ પરણાવ્યા પછી નિશાળે મોકલે, તો અજ્ઞાનપણાથી તે છોડીની સાસુજ ના કહેવરાવે, કે અમારી વહુને હવે નિશાળે મોકલશો નહિ; અમારે તેની મહેતાગિરી જોઇતી નથી !! આવી આવી અનેક રીતે, વિદ્યા અને સુનીતિ આડી પાળ બંધાય છે; ને કોઇ જાતના ઉંચ પ્રકારના વ્યવહાર તેમને આવડતા નથી; એટલે બઇરાં શાસ્ત્રને મજબુત પકડી રાખી પુરૂષોને કબજામાં લે છે. કેમકે તેઓની પાસે કંઇ અધિકાર હોય, તો તે બૈરાં શાસ્ત્ર છે ! ને તે અજ્ઞાન મગજમાં રચાયલું ! તેમાંથી શ્રેયકર બાબતોમાં સમ્મતી કયાંથી નીકળે ? શ્રેય અશ્રેયને પારખવા જેટલી શક્તિ કયાંથી લાવે ? ને એ બાબતમાં તેમનું ડોઢ ડાહાપણ અમલમાં મુકવામાં આવે, ત્યાં સુધારાની આશા કયાંથી રખાય ? ને માત્ર છોકરાંને અંગે આટલોજ અધિકાર તેમના હાથમાં આવે, તો તે બાબતમાં પુરૂષોને એમ કહેવું કે ભલે લોકો વાતો કરે, પણ આપણે તો દીકરીનું હિત્તાહિત્ત જોવું જોઇએ ! એવો જવાબ દેવાની ડઠુર થઇ ગયેલા મગજમાં કયાંથી તાકાદ હોય ?

વળી બાળલગ્ને કરીને અયોગ્ય ઉમ્મરમાં છોકરાં છૈયાં થાય, એટલે બાયડીને તેમની સંભાળની, ને પુરૂષને કમાવાની વ્યાધિ ગજા ઉપરાંત વધી પડે છે. અને સ્ત્રીપુરૂષોનાં શરીર નબળાં પડી જઇ, અનેક પ્રકારના શારીરિક તેમજ માનસિક વ્યાધિ પેદા થાય છે. વળી કેટલીક છોડીઓને તો બાર, કે ચાદ વર્ષની કાચી ઉમ્મરે છોકરાં થાય છે. તેથી તે છોકરાં પણ નિર્બળ અને નાકૌવત હોય છે. ને ઘણું કરીને એવાં છોકરાંનાં મૃત્યુ પણ વધારે નીપજે છે. ને બાયડીના શરીરનો ક્ષય થાય છે. વળી મૂઆ પાછળ રોવાનો ખોટો ચાલ ચલાવવામાં આવે છે. ખરી વાત છે, કે વ્હાલાના વિયોગ તો સૌ કોઇને સાલે, ને રોવું આવે. રોવું એ પ્રીતિનું પ્રમાણ,

અને કુદરતી ખેંચાણ છે. પણ આપણા દેશમાં તો રોવા કુટવાનું પ્રેમનું ખેંચાણજ માત્ર નહિ, પણ તેની સાથે રૂઢીનું રાંઢવું બહુ જબરૂં છે ! એટલે દરેક સ્ત્રીને જેમ ઘરનાં બીજાં કામ, અને વિવાહનાં ગીત શિખવાં પડે છે, તેમજ રોવા કુટવાની પણ ખાસ કવાયત શિખવી પડે છે! આ કવાયતમાં જે સ્ત્રી કાચી હોય, તેનાં વગોણાં થાય છે. તે ઉપરથી ખાસ કહેવત નીકળી છે, કે "રોણું, જોણું, ને વગોણું." * જેને ઘેર મરણ થયું હોય તેને ત્યાં કીડીઓની હારની જેમ બાયડીઓ ચાલી આવે છે, ને ખરી રીતે તો તેમ આવવુંજ જોઇએ, 'અને દુઃખીને દિલાસો દેવોજ જોઇએ.' પણ આ તો એથી ઉલટું કરે છે. રસ્તામાં વાતોના તડાકા મારતાં મારતાં ને દાંત કાઢતાં કાઢતાં આવ્યાં હોય, અને મરણવાળા ઘરની નજદીક આવતાં વેંત હાયપીટ ને કળાહોળ કરી મુકે છે. પણ તેઓના શોરબકોરનો સોળાંશ પણ વખતે ખરો હોય તો હોય!! એટલે ટોળામાં એકાદ બે લાગતાં વળગતાં હોય, તેમને ખરૂં રડવું આવે. બાકીની તો ખોટી ધડાપીટ કરી રોવાનો અને શોકનો કેવળ વેશ ભજવે છે! ને જે રડે છે, તે પોતાનાં મરી ગયેલાં સગાંવહાલાં ને યાદ કરી રડે છે, આ મરનારને રડતાં નથી. તે ઉપરથી એ કહેવત નીકળી છે, કે "આંગણું પારકું પણ દુઃખ પોતાનું." તો બહેનો, પોતાનું દુઃખ પોતાનાજ ઘરને ખુણે રડી લઇ, કારી ઘાથી રીબાતાં મરનારનાં અંગતુ સગાં પાસે જઇને, બળેલાંને વધારે બાળવા, ને ઘાએલને ઘોકાવવા ! ખોટો ડોળ કર્યા કરતાં, જો તેમને આશ્વાસન આપવામાં આવતું હોય ! તો કેવું સારૂં! કેવો પ્યાર ને મિત્રતાની કેવી સારી ફરજ અદા થાય! કેટલો દિલાસો મળે! પણ તેને બદલે આ રિવાજ તો દુઃખીયાંનું દુઃખ મટાડવાને બદલે વધારનારો, એટલુંજ નહિ પણ તેના શરીરને પણ ઇજા પહોંચાડનારો છે. કેમકે કાણે આવનાર દરેક ટોળું, કુટતું કુટતું આવે છે; ને દરેક ટોળા સામે ઘરની મુખ્ય સ્ત્રીને કુટવા ઉભું રહેવું પડે છે, અને તેવું ઘણા દિવસ સુધી ચાલે છે.+ તેમાં આવનાર કાણીયાં તો પરાયાં હોય, તેથી

---

* કોઇ ખરી દાઝથી રોવાને આવે, કોઇ તમાસો જોવા આવે, ને પછી બ્હાર જઇને વગોણું (નિંદા) કરે, કે જોયું બાઇ ફલાણીને તો રોતાં પણ આવડતું નથી.

+ અતિશે બાર દિવસ, પછી ઝીણું મોટું નવ કે અગિયાર મહિના સુધી એટલે વરસી વાળે ત્યાં લગી એમ ચાલે છે.

કુવાયતી કુટણું કુટે ! અને ઘરનાંને તો કારી ઘા લાગેલો હોવાથી, તે વખતે પોતાનો જીવ બાતલ થઇ જવાની પણ તેમને ધાસ્તી રહેતી નથી. છાતી કુટયા ઉપરાંત પછાડીઓ ખાવાનો રિવાજ પણ બહુ ભયંકર છે. ને તેમાં પણ બહારનાં અને ઘરનાંમાં બહુ ફેર પડે છે. બહારનાં જાળવીને પાણો પત્થરો તપાસીને પડતું મૂકે છે ! પણ ઘરનાં પોતાના પંડની ભાન વગર ગમે તેવી જગાએ ફસાઇ પડે છે, ને અવળું સવળું વાગી જવાથી ઘણા પ્રકારનાં નુકસાન થાય છે. આ ઉપરાંત અમુક કોમોમાં અમુક દિવસ લગી ઘી, દુધ, ગળપણ વગેરે તજી દઇ માત્ર જુવાર ને છાશ ખાવાનો રિવાજ છે. તેમજ માથામાં તેલ પણ નાંખતાં નથી, અને ખાટલે સુતાં પણ નથી. આવા આવા રિવાજોને લઇને મરનારના હકમાં તો કોઇ જાતનો ફાયદો કરી શકતાં નથી. તેમજ પાછળ રહેલાંઓને દિલાસો પણ દેવાતો નથી. કેવળ શરીરની હાની થાય છે, ને શોક ને દુઃખ ઘટવાને બદલે વધે છે. સુખીઆં માણસોએ કદી છાશ ને જુવાર ખાધાં ન હોય, તેમને કેટલાએક દિવસ લગી એજ ખોરાક ઉપર રહેવાનું થાય, એટલે અનેક પ્રકારના રોગ પ્રવેશ કરી શરીર ફુલીને નકામા જેવું થઇ જાય છે. ને જીંદગીભર કંઇ કંઇ વ્યાધીઓ ઉત્પન્ન થયા કરે છે. બીજાં સગાંનાં મરણ કરતાં પણ જ્યારે કોઇ સ્ત્રી બિચારી વિધવા થાય, ત્યારે તેને તો બેવડો માર ખમવો પડે છે. એક તો પોતાનું અર્ધાંગ કપાતાં મહા વેદનામાં પીડાતી હોય ! અને અનેક પ્રકારની રૂઢીને અનુસરતાં શરીરનો ઘાણજ નીકળી જાય છે. ને એમ કરવાથી કોઇ જાતનું ફળ નથી. હિંદુશાસ્ત્ર મૂઆ પાછળ રોવાની સાફ બંધી કરે છે ; ને તેના ઘણા અને ભયંકર ગેરફાયદા બતાવે છે. બીજી કોમોમાં પણ તેમજ છે. ત્યારે શું બૈરાંશાસ્ત્ર એટલું મ્હોટું ? કે " સો તેરી રામદુવાઇ ને એક મારૂં ઉંહુ " !! એમ શાસ્ત્રનો હુકમ ન ગણકારવો ! ડાહ્યા માણસોની વાતો ન માનવી ! અને પડતાને ઉઠાડવાની તજવીજ ન કરતાં પાટુએ માર્યા જેવું કર્યા કરવું ; એ કેવળ અજ્ઞાનતા નહિ તો બીજું શું ?

**માટે મ્હારી સુજ્ઞ બહેનો, મરણ વગરનું એકે દ્વાર નથી. સૌને ઘેર મરણના દિવસો તો નિર્માણ કરેલા છે. અને એ વખતનું દુઃખ એવું છે, કે તે કેવળ દુઃખીજ જાણે છે ! માટે દુઃખીના મનની લાગણીઓને સંકોરી,**

વધારે દુઃખી ન કરતાં, તેને દિલાસો આપો. અને તેના દુઃખથી ઘેરાએલા તનમનનું જતન કરો. કે જેથી દુઃખીને દિલાસો મળે; વળી મ્હોટી વાત એ છે, કે મરણનો મોકલનાર એકજ છે. ને તે પરમેશ્વરજ, જે કોપ કરવાને ધીમો અને દયા કરવાને સદા ઉતાવળો છે; ને જે જે રિદ્ધિસિદ્ધિ આપણને મળે છે, તે તેજ આપે છે. તો તેના તરફથી મંદવાડ, કે મરણ-રૂપી સોટી આવે, ત્યારે નિરાશ થઇ, તેના સામો બબડાટ કરી, હાયપીટ કરવી, તેમાં શું ઈશ્વર નારાજ ન થાય? માટે ડાહ્યાં તો તેજ ગણાય, કે સુખમાં તેનો આભાર માને, અને દુઃખમાં તેને આધીન થાય; તે આપણો ધણી, પાળક કે માળી છે, ને તેની ઇચ્છા પ્રમાણે કરવાની સર્વ સત્તા ને અધિકાર તેને છે, એટલુંજ નહિ પણ આપણી ટુંક દૃષ્ટિથી તેનાં કામ જો કે પિછાણી શકતાં નથી; તોપણ આપણને જે અતિ દુઃખદ જણાય, તે પણ આપણા શ્રેયને માટેજ હોય છે. સાધારણ દાખલો જુઓ, કે દાક્તરના હાથમાં નસ્તર જોઇ દરદી બાળક તેને દુશ્મન ધારે છે. પણ ખરી રીતે તે મિત્ર છે. ઇશ્વર ઉપરની ખરી પ્રીતિ અને આસ્થા એ જ્ઞાન પમાડે છે. જેથી ખરી શાંતિ અને દિલાસો મળે છે.

દુનિયાના સરખા ભાગ કરીએ તો ક્ષેત્રફળમાં ત્રીશ કે પાંત્રીશમો ભાગ આપણો હિન્દુસ્તાન છે, અને તેટલામાંજ જ્ઞાતિબંધન (જેને માટે હવે પછી બોલવામાં આવશે). તથા બાળલગ્નના અને રડવા કુટવાના નઠારા રિવાજ જોવામાં આવે છે. બધા દેશો કરતાં આપણો દેશ વિદ્યા તથા સ્વદેશાભિમાનમાં પછાત પડી, નિર્બળ, અંકુરરહિત થઇ ગએલો જણાય છે. માટે જેમ બને તેમ બાળલગ્નનો ત્યાગ કરો, કે જેથી વિદ્યાવૃદ્ધિ થશે, કુછંદ ઓછા થશે, સ્ત્રીઓ સુધરશે, કંકાશનું મૂળ કપાશે, સંતાનોની વૃદ્ધિ થશે, દેશ હુન્નર કળાથી ભરપુર થશે, અને આપણો દેશ જે સૌથી અતિ ઉત્તમ છે, તેનું ખરૂં રૂપ ખીલી, ને સર્વ પ્રકારની સમૃદ્ધિથી ભરપુર નિકળશે. પરમેશ્વરે આપણને બુદ્ધિ આપેલી છે, તેનો ખરો ઉપયોગ કરી, સત્યને પરખાશે. આમાં કંઇ આર્યરીતિ વિરૂદ્ધ કરવાનું નથી. પ્રાચીન આર્યોમાં કંઇ બાળલગ્ન હતાં નહિ. તેઓનામાં સ્વયંવર થતા, કન્યા પોતાની ખુશીથી લગ્ન કરતી. વરને પારખવા જેટલી કન્યાની ઉમ્મર થવા દેતા, ને તેઓ રાજી ખુશીથી એક બીજાની સાથે લગ્ન કરતાં હતાં. જેથી

વરકન્યાને કેટલો પ્રેમ રહેતો, તે સાવિત્રીના દૃષ્ટાંતથી, દમ્યંતીના દૃષ્ટાંતથી અને તેવી ઘણી પ્રાચિન સ્ત્રીરત્નોના દાખલાથી જણાય છે. અને તેથીજ તે વખતના લોકો બળવાન, પરાક્રમી, ભક્તિવાન, એક વચની, અને શિયળ-વ્રત પાળનારા હતા. હાલ તેજ સમયની સ્ત્રીઓનાં ઉદાહરણો આપણે જ્યાં ત્યાં લઇએ તથા દઇએ છીએ. પણ અર્વાચીનકાળમાં તો તેવી થોડીજ મળી આવશે, કે જેનાં ઉદાહરણો આપણે લઇ શકીએ, પણ પશ્ચિમના દેશોમાં જ્યાં બાળલગ્ન નથી ત્યાંથી જેટલા જોઇએ તેટલા દાખલા હાલ પણ મળી શકે છે. ત્યારે મ્હારી આર્ય બ્હેનો, અંગ્રેજ લોકો જેઓ જંગલી હતા, તથા ચામડાનાં વસ્ત્ર પહેરતા, તેઓએ આજ આવી ઉત્તમ કેળવણી પામી, માન અને યશ સંપાદન કર્યાં છે, ત્યારે આપણે તો કંઇ નવું કરવાનું નથી, ભૂલ્યાં ત્યાંથી માત્ર પાછાં ફરવાનું છે! આપણા પૂર્વજોના સીધા ને સરળ દાખલાઓ આપણી નજર આગળ છે. છતાં આપણે આમ તદ્દન પછાત કેમ પડીશું? નહિ, નહિ, મ્હારી બ્હેનો, હજી આપણને વખત છે. ઇરાન-ના રાજા રૂસ્તમે પોતાના દીકરા ફ્રામરોજને શિખામણ દેતાં કહ્યું હતું, કે "અંધારામાં ઉઠીને ઉલટું લુગડું પહેરીએ, તે સવાર થતાં સવળું કરીને પહે-રવું જોઇએ." તો દરેક કુટુંબે "અમે એકલાં શું કરીએ"? એમ ન બોલતાં "જાગ્યાં ત્યાંથી સવાર" ગણીને, જે સારૂં છે, તે કરવા માંડવું. અને જેઓએ ઉંડી તપાસ કરી સુધારો કરવા માંડયો છે, તેઓને ન નિંદતાં શુદ્ધ વિચારથી તેમની વાતોનો તોલ કરો; તો તે નક્કી ભારે અને કિંમતી જણાશેજ. સૃષ્ટિની શરૂઆતથી દરેક બાબતમાં પ્હેલ કરનાર ઘણા નહિ જણાશે; પણ માત્ર એકજ દેખાશે. ને તે સઘળા પ્હેલ કરનારાએ, નિંદા ખમી, માર ખમ્યા, હાની ખમી; પણ આખરે તેમના પગલામાં ઘણાંએ પગ મુકયા; ને સુખી થયાં છે. ને પ્હેલ કરી દુઃખ ખમનારાં, પોતાનાં અમ્મર અને યશસ્વિ નામ દુનિયા પર મૂકી ગયાં છે. માટે હિમ્મતવાન થાઓ, ને સૌ પોતાના ઘરમાં સુધારો કરવા માંડો. અને સુખી થાઓ. પ્રાચીન કાળની યશસ્વિ ભગિનિઓનાં નામ લીધે, ને છાતી કાઢયે વળવાનું નથી! તેમના પગલામાં પગ મુકો. એજ મ્હારાં સુજ્ઞ સ્વદેશી બંધુબ્હેનો પ્રત્યે મ્હારી જીજ્ઞાસા, અને લાગણી છે.

---

# પ્રકરણ ૮ મું.

## વિધવા વિચાર.

### દોહરા.

વિધવાને નવ વેડશો, નવ દેશો રજ ત્રાસ;
પ્રેમેથી સંભાળજો, લેજો આશિષ ખાસ.

જોઈમો મૂકી વેગળા, જો જો શાસ્ત્રો માંય;
પુત્રી રત્ન પ્રજાળવા, ફરમાવ્યું છે ક્યાંય?

બાળ લગ્ન તો છે ખરે, બાળાઓનો કાળ;
તેમાં ઝીંકો રાંડવા!! પછી કરો બે હાલ!

એ શોભે નહિ સુજ્ઞ ને, નહિ ધર્મિ કહેવાય!
બાળાઓની હાયથી, દેશજ ડુબતો જાય!

સત્ય ન રૂચે ત્યાં લગી, પડતીનું એંધાણ!
રૂચે ત્યારે જાણવું. સુખનો ઉગ્યો ભાણ.

---

આપણે આગળ જોયું તેમ આપણા હિન્દુસ્તાનમાં બાળલગ્ને પ્રવેશ કર્યો, તેને લીધે સ્ત્રીઓની કેળવણી ઉપર પુરતું ધ્યાન આપવાનું દુર્લભ જેવું થઇ પડયું. સ્ત્રીઓ અજ્ઞાન રહી પોતાનો ઘરસંસાર યોગ્ય રીતે ચલાવવામાં, ને પોતાનાં બાળકોને ઉછેરવા સંભાળવામાં તથા કેળવવામાં તદન પછાત પડી ગઇ છે, તેમજ બાળલગ્નથી બીજને એક કેર વર્તાઇ રહ્યો છે. એટલે એ બચ્ચાંઓને માથે ઘણા ભયંકર રોગોનો ઉપદ્રવ હોવાને લીધે ઘણી હિન્દુસ્ત્રીઓ બિચારી બાળરાંડ થઇ બેઠેલી છે, પણ એમાંથી એક પણ સરલ ઉપાય લેવાનો હિન્દુભાઇઓ વિચાર કરતા નથી. આ ઘણુંજ તાજુબી ભરેલું છે. જો કન્યા મ્હોટી થાય તો પણ કન્યાનો બાપ મહા દોષનો ભોગ થઇ પડે. એટલે તે જેટલાં પગલાં ભરે તેટલી

બ્રહ્મહત્યાનું પાપ તેને લાગે, ને જો વિધવાને પુનર્લગ્ન કરાવે તો પણ તે દોષિત ઠરે. આવા ખોટા વ્હેમને વશ થઇ, બિચારી નિર્દોષ કન્યાઓને મહા દુઃખના ખાડમાં ઝોકી એક કસાઇ કરતાં પણ નિર્દય કામ કરતાં જરા પણ વિચાર કરતાં નથી. જો બરોબર વિચારી જોશો તો સાફ જણાઇ આવશે, કે સ્ત્રીજાતિના ઉપર એ કેવી નિર્દયતા ? ને કેટલો અન્યાય છે !! ખુનીને પણ ફાંસીની શિક્ષા સરકારે કેટલો લાંબો વિચાર કરીને ઠરાવેલી છે ? પહેલાં ખુનીને શિક્ષા કરવાને માટે એક ત્રિકોણ લાકડા ઉપર જડવામાં આવતા, જેને વધસ્તંભ કહે છે. જેના ઉપર બે હાથ અને પગોને ખીલા મારી જડી દઇ પછી તે લાકડું ઉભું કરવામાં આવતું, ને તે ઉપર મનુષ્ય મહા પીડા ભોગવી ભોગવીને પાંચ સાત દિવસે મરતું હતું. જો તેમ ન મરે, તો તેના ટાંટીયા ભાંગવામાં આવતા. આવું નિર્દય કામ આગળ ચાલતાં સુધરીને સુળીની શિક્ષા થઇ, તેમાં પણ માણસોનો જીવ એકદમ જતો નહિ. માટે કેટલાએકે તેને તોપને ગોળે ઉડાડવાનો રીવાજ કર્યો. પણ આપણી દયાળુ સરકારે ઘણા ડહાપણથી કોઇ પણ રીતે મનુષ્યને ઝાઝી પીડા ન થતાં તેનો જીવ જલ્દી મુક્ત થઇ શકે, એવી યુક્તિ શોધી કહાડી ( અજમાવી ) ને ફાંસીની સજા ઠરાવી. ત્યારે વિચારો, કે જેણે સામા માણસનું મહા નિર્દયપણે ખૂન કીધેલું, તેના ઉપર પણ સરકારે એટલી દયા કરી છે. ત્યારે મ્હારા પ્રિય હિન્દુભાઇઓ અને બહેનો, તમોને તમારી પ્રિય પુત્રીઓ ઉપર જરા પણ દયા આવતી નથી ? કે તેઓને ન્હાનપણમાં પરણાવી, જાણે કે "પોતાને માથેથી ઉતરતી સગા બાપને હજો." એમ ઝુંસરી ઉતારી નાંખી અને પછી બિચારી બાળકીના જે હાલ થાય, તે મુંગે મોહે, એટલુંજ નહિ પણ ઉલટાં "પગ પાંખોને પકડી તોડે રાજી થઇ જોવાને દોડે" તેમ અનેક પ્રકારના વિધવાના નિયમની બંધણીઓની સખતાઇ કરીને જોઇ રહો છો ! એ શું તમે કસાઇ કરતાં ઓછું નિર્દયપણું કરો છો ? બાળકીઓ બિચારી ન પરણવામાં સમજતી હોય, ન રાંડવામાં સમજતી હોય, ત્યાં તેને પરણાવી દો છો, અને રાંડે છે ત્યારે અમથો શોક કરી મૂકો છો. કોઇ કહેશે કે અમથો તે શેનો ? શું દીકરી રાંડે તે સારૂં લાગતું હશે ? પણ વિચારો, કે એક નિર્દોષ બાળકને કુવામાં ફેંકી ને પાછા ઉપર પત્થરા નાંખી, તેનાં

માબાપ જારએજારીથી કાંદા ઉપર રડયા કરે, તે શું અમથું ન કહેવાય? જો કોઇ માણસ પોતાના આંગણામાં હરરોજ ખાડા કરતો હોય, અને કોઇ વેળા તેમાં પડી જાય, તો માણસો તેની નિંદા કરશે, કે તેની દયા ખાશે? કેટલાએક કે જેની કોમોમાં બાળલગ્નનો રીવાજ છે, તેઓ કેટલીએક વખત એમ બોલે છે, કે અમારામાં તો બાળલગ્નનો રીવાજજ છે. અમે સઘળાં બાળપણામાં પરણેલાં છીએ. છતાં જેના નસીબમાં હોય, એનુંજ આમ થાય છે (રાંડે છે). માટે નશીબની વાત છે. નહિ નહિ, એનો ખરો ખુલાસો એ નથી. જો એનું સાચાપણું જોવું હોય તો, મ્હોટાં થઇને લગ્ન કરનાર કોમોનાં સો કુટુંબો લ્યો, અને બાળલગ્ન વાળામાંથી તેટલાંજ લ્યો, અને તેઓની સરખામણી કરી જુઓ, કે કોનામાં વધુ વિધવાઓ થયેલી માલમ પડે છે? તો ખચિત બાળલગ્નમાં વધુ વિધવાઓ થયેલી માલમ પડશે; અને જો બીજી કોમોમાં વિધવા થયેલીઓ માલમ પડશે, તોપણ કોઇ દુઃખી માલમ નહિ પડશે. કારણ કે તેઓમાંની કેટલીએક ફરી લગ્ન કરી પુત્રપરિવારથી સુખી થયેલી હશે. કેટલીએકને જો કે માત્ર બે ચાર વર્ષજ ઘરવાસ ચાલેલો હોય, તો પણ તેટલી મુદતમાં ઈશ્વરે તેને એક બે બાળકો આપેલાં હશે; અને તેમની સંભાળમાં પોતે નીતિ અને લાજ મર્યાદાથી ધંધો કરી, તેઓનાં લાલનપાલનમાં દિવસો ગાળવા ખુશી બતાવતી હશે. કેટલીએક કોઇ સારૂં ઠેકાણું મળવાની આશામાં પોતાના દુઃખી દહાડા પૂરા કરતી હશે, કોઇ પોતાના પ્રિય પતિના નિર્મળ પ્રેમની બરાબરી એક ઈશ્વર શિવાય કોઇને ન માનીને, પોતાની જીંદગી સર્વ શક્તિવાન પરમેશ્વરને અર્પણ કરીને પરોપકાર ને પરમાર્થમાં સંતોષી જીંદગી ગુજારતી હશે. ગણુ કોઇ નિરાશાથી દુઃખના પોકાર મારતી! પોતાના મરનાર પતિને લહેણુદાર કહેતી! કોઇ પોતાના માબાપને વૈરીની ઉપમા આપતી! કોઇ નશીબ ઉપર હાથ પછાડતી માલમ નહિ પડશે. પણુ જેઓનામાં વિધવા રાખવાનો ને ફરી લગ્ન ન કરાવવાનો પ્રતિબંધ છે, તેઓનામાં કોઇકજ સ્ત્રી એવી મળે કે, જે ખુશીથી રંડાપો ગાળતી હોય, કારણુ કે તેઓને પોતાની ખુશી ઉપર કશો આધાર હોતો નથી, તેમ પતિપ્યારની કશી ખૂબી બાલ્યાવસ્થાને લીધે તેના ધ્યાનમાં હોતી નથી. માત્ર જ્ઞાતિ તરફથી તથા સગાં તરફથી તેઓને વૈધવ્ય

પાળવાની ફરજ પડે છે, તેથી તેઓ એમ જાણે છે કે, હાય હાય! અમારા તો ભોગજ ફરી વળ્યા! હવે અમે તો દુનિયા ત્યાગ કરી બેઠાં!! છોકરાં હોય તો પણ કહેશે કે, બાઇ, બળ્યો અમારો અવતાર! મ્હારા ઘરમાં મરનાર કંઇ મૂકી ગયો નથી. લેહેણદાર લેહેણું લઇ છુટયો! ને મ્હારે માથે આ ભરકુચનું ભરણપોષણ નાંખી ગયો!! કેટલીએક કહેશે બાઇ, મ્હારે કોઇનો આશરો નથી, અને હું જુવાન છું તેથી મ્હારે માથે ખોટું આળ આવશે. એવી રીતની બૂમેબૂમ ચોતરફ સંભળાય છે. ખરેખર, બિચારી ભરજુવાન! હોય ને તેને પરણ્યા ન પરણ્યાની ખબર પણ ન હોય, તેવે ટાણે તેને પરણાવેલી હોય, વળી આજુબાજુની વિધવાઓના બુરા હાલ પોતાની નજરે જોતી હોય, ત્યારે તેમને દુનિયાના સુખોનો ખ્યાલ આવ્યા વિના કેમ રહે? પોતાની આડોશણોપાડોશણો, બહેનપણીઓ, સહીઅરોને સંસારિક સુખમાં નિમગ્ન થતાં, પેહેરતાં, ઓઢતાં, જુએ. ત્યારે શું તેમના મનમાં કુદરતી ઉમળકો ન આવે? પણ બિચારીઓને જેમ કેદીને પોતાની સઘળી અગત્યો મુંગે મ્હોડે સહન કરવી પડે છે, તેમ કર્યા વિના છુટકો નહિ! તેમજ. કેટલાંએક આબરૂદાર કુટુંબો તો તેની નીતિ સાચવવાને માટે તેના ઉપર એક કેદી જેટલી ચોકશી રાખે છે. કેટલાંએક તેને ગીતાનો પાઠ વાંચી સંભળાવવા બ્રાહ્મણોને બોલાવે છે, કે અમારી દીકરીનું દિલ ભક્તિભાવમાં ઉતરે, ને સંસારી વાનાં ભૂલી જાય; પણ તેમ કેમ થઇ શકે? એક જોશમાં વહેતા ઝરા આડી કોણ પાળ બાંધી શકે? ઉગતા સૂર્યને કોણ ઢાંકી શકે? જેમ ઝરા આડી પાળ બાંધતાં પાણી અવળું ફેલાઇને નીકળી જાય છે, તેમજ તેના મન આડી બીજાંથી પાળ બંધાતી નથી, પણ તેને પુનર્લગ્ન ન કરાવી એક પૂણ્યને મેળવતાં, બીજાં ઘણાં પાપોના ભોગ તેઓ થાય છે. એટલે ગમે તે રીતે તે સ્ત્રી બહાર પગલું ભર્યા વિના રહેતી નથી, અને તે પ્રસિદ્ધ ન થાય માટે માબાપથી છુપી રીતે કુકર્મ કરવા શીખે છે! બીજું કુકર્મ પ્રગટ ન થાય, તે માટે બિચારાં નિર્દોષ બાળકોની નિર્દય રીતે હત્યા કરે છે. અને જો તેમ કરવામાં પણ ફાવી ન શકે; અને લોકોમાં જાણો વાણો થઇ જાય, તો માબાપોને પોતાનેજ દીકરીને ઝેર ખવરાવવાની કે ફાંસો ખવરાવી મારી નાંખવાની ફરજ પડે છે; અથવા તો જાત્રાનું બહાનું કહાડી

દૂર દેશ મોકલાવી દે છે. અથવા પોતે તેડીને જાય છે, પછી આવેલા બાળકની કોઇ પણ રીતે ત્યાં વ્યવસ્થા કરી આવી, તીર્થ ગયાના મહા પુણ્યનું માન મેળવે છે, પણ ખરેખરૂં જોતાં તો પુણ્યને બદલે મહાપાપ કરીને આવે છે ! ! વળી એમ અનર્થ કરતાં કેટલીએક સ્ત્રીઓના જાન પણ બાતલ થઇ જાય છે. ત્યારે કોઇ ખોટા રોગનું બ્હાનું લોકો આગળ રજુ કરવામાં આવે છે. આવા ગમે તેટલા ઉપાયો કરતાં પણ તે છાનું રહી શકતું નથી. "પાપ પીપળે ચ'ડી પોકારે છે." સર્વે લોકો છાનાં છાનાં નિંદા કરે છે, પણ ઉઘાડું કોઇ કહી શકતું નથી. કારણ કે દરેકના ઘરમાં દીકરી કે વહુ, માશી કે ફોઇ, કાકી કે મામી કોઇ પણ વિધવા બેઠેલી હોય, અને કોઇને નહિ તો કોઇને પણ એવું લાંચ્છન લાગેલું હોયજ. એટલે કોઇ ઉઘાડું પડીને કહેવા છાતી ચલાવી શકતું નથી. સૌ છાંદણાં છાંદવામાંજ રાજી હોય છે. વિધવાઓને પોતાને પણ આથી પુષ્ટિ મળે છે, કે ફલાણાની દીકરી, કે વહુ ક્યાં ચોખ્ખી છે ? કયું ઘર ચોખ્ખું છે ? કે તે મને કહેવા આવે છે ? આમ એક બીજાનાં છિદ્રો જોવામાં સહુ સહુના મનમાં મગરૂબ રહે છે. વળી જો એવી વંઠેલ વિધવાઓ ઉપર ઝાઝો તકાજો કરવામાં આવે, તો તેઓ પરજ્ઞાતિમાં વટલી જઇ પોતાના બાપનું નામ બોળે છે. ત્યારે પછી માબાપને પાણો લઇ કુટવાનો વખત આવે છે, પણ "હાથનાં કર્યાં હૈયામાં વાગ્યાં." એમ માબાપોનીજ અજ્ઞાનતા, તેઓનાંજ દુ:ખનું મૂળ થઇ ચુકે છે. તેમાં વિધવાઓનો વાંક શેનો કહાડીએ ? કારણ તેઓ કંઇ જાણી બુઝીને એવાં કુકર્મો કરવાને વૈધવ્ય પાળતી નથી, તેઓ કંઇ દેહદમન કરવા ચાહીને વૈધવ્ય પાળતી નથી, તેઓ પોતાના પતિપ્યારને લીધે, કે ભક્તિ-ભાવને લીધે વૈધવ્ય પાળતી નથી, પણ માત્ર જ્ઞાતિની બેડી ( બંધન ) ને લીધેજ, જેમ કેદી કેદખાનું ભોગવે તેમ વૈધવ્ય પાળે છે. તેઓના મનમાં કાંઇ ધર્મનું ધ્યાન હોતુંજ નથી. કેટલીએક તો માત્ર માબાપની બ્હિકે, આબરૂની બ્હિકે, ને ન્યાતની બ્હિકે એવો ધર્મઢોંગ લઇ બેસે છે કે, જાણે આ તો ખરીજ પવિત્ર વિધવા છે. જાતે જુવાન છતાં, વૃદ્ધતાનો ડોળ ધારણ કરે છે, પરંતુ તેઓના અંદરખાનેના ગુણો તો એવા હોય છે કે, આ ઠેકાણે લખવાને મ્હારી કલમ ચાલી શકતી નથી, તો પણ આ વાત કંઇ ખોટી નથી. આપણા હિન્દુસ્તાનની ૧૮૮૧ ની સાલની ગણત્રી થઇ

ત્યારે હિન્દુસ્તાનની હિન્દુ વિધવાઓની સંખ્યા ૧૬૦૦૦૦૦૦ એક કરોડ ને સાઠ લાખની હતી, જેઓ માંહેલી ૭૯૦૦૦ ઓગણાએંશી હજાર તો નવ વરસની અંદરની; અને ૨૦૭૦૦૦ બે લાખ ને સાત હજાર તો દશ અને પંદર વરસની અંદરની, અને ૩૯૩૦૦૦ ત્રણ લાખ ત્રાણું હજાર પંદરથી ઓગણીશ વરસની અંદરની. ૭૫૨૦૦૦ સાત લાખ બાવન હજાર તો વીશ અને પચીશ વરસની અંદરની, એટલે કુલ અયોગ્ય વખતની રંડાએલીઓ ૧૪૩૧૦૦૦ ચૌદ લાખ ને એકત્રીસ હજાર થઇ. તેમાંથી પણ જો આપણે પચીશ અને ઓગણીશ વરસની બાદ કરીએ, તો પણ બે લાખને છયાશી હજાર તો માત્ર સાત આઠથી તે ચૌદ ને પંદર સુધીની બાળ વિધવાઓ હતી. હવે ઇશ્વીસન ૧૯૦૧ ની વસ્તી ગણત્રીમાં વિધવાઓની સંખ્યાનો જે આંકડો મળી શકયો છે, તે જોઇને જે સંતોષની આશા હતી તે ભંગ થઇ છે. કેમકે વચલાં વીસ વરસોથી તો જ્યાં જોઇયે ત્યાં સુધારાનુંજ નામ ગવાઇ રહ્યું છે; એથી કરીને એવી આશા રહેતી, કે અગાઉના કરતાં હાલ આ દુઃખી અબળાઓની સંખ્યામાં ઘણો ઘટાડો હશે. પણ આ તો “ઉપરકી અચ્છી બની, ભિતરકી ભગવાન જાને,” આ કહેવત અહિં તો બંધ બેસતી આવી ગઇ! ને હાલો ધડોજ ગાજતો જણાયો! કેમકે વિદ્યા વધી, ભાષણો અને નિબંધો વધ્યા, વર્તમાન પત્રો વધ્યાં, ચોપાનીયાં વધ્યાં, પુસ્તકો વધ્યાં, ટાપટીપ ને ફેસન વધી, પણ રંક બાળાઓનું સુખ તો કંઇ વધ્યું નહિ. ને દુઃખ ટળ્યું નહિ!! ત્યારે એ સુધારે શું કર્યું? એક ગામડીયો કવિ પણ કહે છે કે— “કરમાં પ્હેરી કડાં, કર માથે કર દીધા નહિ, માણસ નહિ એ મડાં; સાચું સોરઠીયો ભણે,” ૧૯૦૧ ની ગણત્રીમાં ૫૯૮૬ પાંચ હજાર નવસો ને છયાસી માત્ર પાંચજ વરસની અંદરની વિધવા છે. ૩૬૯૬૩ છત્રીસ હજાર નવસો ને ત્રેસઠ પાંચથી દશ વરસની અંદરની, ૧૧૨૭૨૨ એક લાખ બાર હજાર સાતસોને બાવીસ દશથી પંદર વરસની અંદરની, ૨૦૬૪૬૪ બે લાખ છ હજાર ચારસોનેચોસઠ પંદર ને વીસની અંદરની છે, તે ઉપરાંત વીસ અને ચાળીસ વરસની વચ્ચેની ઉમ્મરવાળીની સંખ્યા તો જબરદસ્ત છે, એટલે ચોવીસ લાખ ચૌદ હજાર ચારસો ને બાવીસ છે! તો આ સંખ્યામાં કેટલીક ફરી લગ્ન કરનારી હશે ખરી, તો પણ તેમાંથી ત્રીજા કે ચોથા ભાગની બાળપણમાં રંડાઇને મ્હોટી

થએલી નહિ હશે શું? ને તેઓની હાલત તદન બાળક કરતાં પણ વધારે કઠણ ન ગણાય શું? તો પણ અપવાદને ખાતર તેમની વાત એક બાજુ ઉપર મુકી, ઉપરની બિચારી તદન અબોળ ગભુની સંખ્યા તરફજ જોતાં, ને તેમનાં ભવિષ્ય વિચારતાં કેટલો કમકમાટ છુટે છે? તો તેમને જન્મ આપનાર માબાપોને એવાં ગભુને પરણાવતાં ને તેમને રાંડેલી ગણતાં તેમના ભવિષ્યનો કંઇ વિચાર થતો નહિ હોય? શું રૂઢીનું રાંઢવું એટલું બધું જોરાવર છે? કે તે પોતાનાં નિર્દોષ બચ્ચાંને રીબાવી રીબાવી મારવા અને તેમને ભયંકર પાપમાં દોરવવાને ખેંચી જાય છે? શું રૂઢીમાં કંઇ જીવ છે? તે આપણી બાંધેલી હોવી જોઇ કે આપણે તેનાં બાંધેલાં હોવાં જોઇયે? મ્હારી વ્હાલી બ્હેનો રૂઢીમાં તો કંઇ જીવ પણ નથી ને જોર પણ નથી, પણ જ્યારે આપણે નબળાં હોઇએ ત્યારે રૂઢી બળવાન જણાય, પણ જો આપણે બળવાન થઇએ, તો રૂઢીનું જેવું રૂપ કરવા ચાહીયે તેવું થાય; મતલબમાં રૂઢી આપણા કબજામાં છે, આપણે રૂઢીના કબજામાં નથી; છતાં આપણી નબળાઇનો લાભ લઇને રૂઢી એટલી તો જોરાવર થઇ ગઇ છે, કે માબાપ માબાપને ઠેકાણે રહે, ને છોડી તો બિચારી ઘોડીયામાં 'હુવા' 'હુવા' કરી ધાવવાનું માગતી હોય, ને પરગામ બેઠેલાં દાદી કે કાકી કે ફઇ સગાઇ કરી વાળે!! ને તે માબાપને પસંદ હો કે ન હો, પણ તેમના માનને ખાતર માન્ય રાખવી પડે; પછી લગ્ન કરવાની ઉતાવળ પણ સગાં વ્હાલાંની મુનસફી ઉપરજ રહે. ને તેમાં કજોડું થાય કે વરાધ વાવળી કે ઓરી ઉટાંટીયાથી જમાઇરાજ મરી જાય કે વૃદ્ધ હોઇ ને બગાસુ આવતાં ઢળી પડે!! ત્યારે ડાહ્યાં અને મ્હોટેરાં થનારાં બે ઘડી લાંબા રાગડા તાણી રોઇને, અને પાંચ પછાડીઓ ખાઇને પરવારે!! ને છોડીને બિચારીને સમજણ ન આવી હોય ત્યાં લગી, હરણીયાની જેમ કુદી ઠેકીને અને ઢીંગલે પોતીએ રમીને જે આનંદ ભોગવે તેજ. પછી તો આખી જીંદગી ભર તેને માથે જેટલાં વીતકણાં વીતે તેટલાં થોડાં!! આ બધો પ્રતાપ કેવળ રૂઢીનો છે. રૂઢી વગર કયું શાસ્ત્ર એવું છે કે જે ધાવતી બાળાને પરણાવવાનું ને તેવીને રંડાપો ગળાવવાનું કહે છે? જો કોઇ કહે કે હમે તો હમારાં શાસ્ત્ર પ્રમાણે ચાલીએ છીયે, તો તેમને માટે પ્રશ્ન છે કે કોણ શાસ્ત્ર તપાસે છે? કોણ વાંચે છે? કોણ વિચારે છે? શાસ્ત્રનું બ્હાનું

કાઢનારાં ઋગ્વેદમાં જુએ કે જે સૌથી પ્હેલો લખાયો; અર્થવેદમાં જુએ કે જે ચાર વેદોમાં છેલ્લો લખાયો. મહાભારતમાં જુએ, સ્મૃતીઓમાં જુએ, નારદનું વેણુ સાંભળે, મનુ કે જેણે પહેલી સ્મૃતી લખી તેનું વેણ સાંભળે, મહાઋષી કાત્યાયનનું અને પારાસરનું સાંભળે, કે જેણે છેલ્લી સ્મૃતી લખી, ત્યારે ના કોણ પાડે છે? પ્રથમ વેદથી માંડીને છેલ્લી સ્મૃતી સુધીમાં તો હા છે! જો તપાસ કરશો તો સાફ જણાશે, કે કેવળ એકલી વિધવાનેજ નહિ, પણ અનેક ખાસ કારણોએ પતિ વિખુટી પડેલી સ્ત્રીને પુનર્લગ્ન કરાવવાની એ શાસ્ત્રોમાં છુટ આપેલી છે. વળી ગીતાજી જેવા મ્હત્વવંતા હિંદુ શાસ્ત્રના લેખક અર્જુને પોતે વિધવાની સાથે લગ્ન કરેલાં હતાં, ને તે વિધવાને પેટે ઇરાવન નામે એક પરાક્રમી પુત્ર પણ થયો હતો. એવા પુનર્લગ્નના દાખલાઓ હિંદુ શાસ્ત્રમાં આબાદ મળી આવે છે; તે બધા લેવાનો તો આપણને વખત નથી ને જરૂર પણ નથી. જો એકજ દાખલો કે એકજ હુકમ હોય તો પણ બસ છે; કેમકે કોઇએ આપણા ઉપર એક મ્હોટો કાગળ લખ્યો હોય, તેમાંની તમામ બાબત એકેક વારજ લખેલી હોય છે. વળી બહુ આગ્રહથી લખવું હોય તો બે વાર લખે છે, પણ કંઇ પાને પાને એકજ વાત લખાતી નથી. તો તેટલા માટે તે વાતને આપણે ન ગણકારવી શું? તો હિંદુ શાસ્ત્રો, પુરાણો, ને શ્રૃતિ સ્મૃતિઓનો પાર નથી, તો તે બધાંમાં કદાપી એ વાત ન હોય પણ પ્રથમ વેદમાં છે, છેલ્લા વેદમાં છે; પ્રથમ સ્મૃતીમાં છે, છેલ્લીમાં છે, મ્હાભારતમાં છે, રામાયણમાં છે, ત્યારે શું પાને પાને એકજ વાત હોવી જોઇયે? કે "સો તેરી રામ દુવાઇ ને એક મેરા ઉહું." એમ મનની માનેલી જે દુઃખકર્તા રીત તે પકડી રાખવી? જો એમ હોય, કે અમૂક લેખ માંહેલી એક વાત ન મનાય, તો એ લેખની બીજી વાતો પણ કેમ મનાય? તો તો એ લેખજ સમૂળગો બાતલ ગણાવો જોઇયે, ને જો લેખ બાતલ ન ગણાય, તો તેમાંની તમામ વાતનો અમલ થવો જોઇએ. કેમકે પાનાં જુદાં જુદાં છે, પણ લેખક એક છે. પણ મૂળ મુદ્દે વાત બેદરકારીની છે. એટલે ધર્મ શાસ્ત્રનું તો માત્ર બ્હાનું છે. અને એ બ્હાનું કોમળ કન્યાઓના દૈહિક અને આત્મિક બન્ને જીવન સુખોનું નિકંદન કાઢનારૂં છે? ઘરમાં દસ કે વીસ વરસની વિધવા દીકરી બેઠી હોય, ને બાપ રાંડે, તો ઘબ લઇને રાતો વાઘો પ્હેરીને દસ વરસની કન્યા પરણી

લાવે. અને દીકરીને કે દીકરાની વહુને બોધ આપે, કે સંસાર ખોટો છે; બેટા, કથા વાર્તામાં ચીત રાખો!!! અરેરે! આથી કયું એકલપેટાપણું ને નિર્દયપણું બીજું હોય!!

વળી એ પણ વિચારવાનું છે કે આખી પૃથ્વીની સપાટી ઉપર ક્રોડો માણુસની વસ્તી છે. અને અનેક જુદા જુદા ધર્મો અને પંથો ચાલે છે. તેમજ આપણા પોતાના દેશ હિંદમાંજ, મુસલમાન પારસીઓ અને ખ્રીસ્તીઓ તથા બે ચાર કોમ શિવાયનાં તમામ હિંદુઓમાં શાસ્ત્રાનુસાર પુનર્લગ્ન થાય છે. તો શું હિંદુ માંહેલી બે ચાર કોમને માટે કંઈ જુદું શાસ્ત્ર કે જુદા નિયમ છે? ના, ના, એવું કાંઇ નથી. કેવળ તેઓએ એમાં મિથ્યા મ્હોટાઇ માની છે એટલુંજ છે; અને એ મ્હોટાઇ મેળવવા કેટલાક મુસલમાનો કે જેમના શાસ્ત્રમાં પુનર્લગ્નનો ખાસ હુકમ ફરમાવેલો છે. ને કાબુલ વગેરે દેશોમાં એટલે સુધી તેનો અમલ થાય છે, કે કોઇ સ્ત્રીનો ધણી મરી જાય તો તેનું ચાળીસું વીતે કે તુરત તેનાં સાસરીયાંજ તે બાઇને કહે, કે બાઇ હવે તું ખુશીથી લગ્ન કર. પણ જો તે બાઇ ના પાડે તો તેને અતિ આગ્રહથી સમજાવે, તેમ છતાં પણ તે બીજું લગ્ન કરવાની ના પાડે, તો તેને કહેવામાં આવે કે જો તું પવિત્રાઇથી રહેશે તો તું હમારા ભાઇ કે દીકરા કે માતુશ્રી તુલ્ય મનાશે. ને જીંદગી ભર તેને તેઓ એવાજ માન અને પ્રેમથી પાળે છે. ને તે બાઇ પણ માનવંતી જીંદગી ગુજારે છે. ને તેમાં નવાઇ નથી, કેમકે જ્યાં બંધી નથી ત્યાં મુંઝવણ નથી ને મુંઝવણ નથી, ત્યાં બગાડ પણ નથી, ને દુ:ખ ને હાય અફસોસ પણ નથી. હવે એજ શાસ્ત્રને અને એજ પેગંબરને માનનારા મુસલમાનો, અને પુનર્લગ્નની છુટવાળા કેટલાક હિન્દુઓ, પૈસાદાર ને આબરૂદાર હોય તો ખોટી લાજમાં લેવાઇને બિચારી છોડીઓને પરાણે બેસાડી મૂકે છે; આ વિશેષ દુ:ખદાયક વાત છે. કેમકે બકરી કાઢવા જતાં આતો વળી ઉંટ પેઠા જેવું થાય છે!!

હિન્દુ સમાજનો મ્હોટો ભાગ રામચંદ્રજીના વૃતાંતથી જાણીતો છે તો રામચંદ્રજીએ પોતેજ વાળીને મારી નાંખીને તેની સ્ત્રી તારામતીને સુગ્રીવ સાથે, ને રાવણને મારીને તેની સ્ત્રીને વિભીષણ સાથે પરણાવી ન્હોતી શું? છતાં તેઓની ગણત્રી સતીઓની હારમાંથી નીકળી ગઇ છે શું? ત્યારે

પોતાની નિર્દોષ અભોળ બાળકીઓને પરણવાની સમજ આવ્યા અગાઉ પરણાવવી, અને રાંડવાની સમજ આવ્યા અગાઉ રંડાપલીને, દુનિયાની હારમાંથી રદ કરવાની પરવાનગી મ્હારાં સ્વદેશી ભાંડુઓ તમને કોણે આપી છે? બીજાના શાસ્ત્રોમાં મનાઇ નથી, પોતાનાં શાસ્ત્રોમાં નથી, ત્યારે એ મનસ્વિ શાસ્ત્ર નહિ ત્યારે બીજું શું? અને મનસ્વિ વર્તનથી જ્યારે આટલું દુઃખ થાય છે, ત્યારે શા માટે તે રદ કરવું ન જોઇએ? સમજ વગરના બાળકથી તેને પોતાને હાથે ખુન થઇ જાય તો પણ સરકાર દરબાર તેને ફાંસીએ દેતા નથી, તો આમાં તો બાળકીને ખબરજ નથી હોતી કે પરણવું એટલે શું અને રાંડવું એટલે શું! એ તો બિચારી કાકના લગ્નનો ઢોલ વાગતો સાંભળે ને સૈયરોને સાસરાંના ઘરનાં લુગડાં ઘરેણાં પ્હેરતી દેખે, ત્યારે દોડતી જઇને માના ખોળામાં ગુડણીયે પડી તેને ગાલે બે હાથ દાબી હોંસથી પુછે કે, "મા મને કેદી પરણાવીશ?" "મ્હારી સગાઇ કરી છે?" "મ્હારાં ઘરેણાં કેદી આવશે?" ત્યારે માતુશ્રી નિશ્વાસ નાંખવા માંડે, ને માથે હાથ ફેરવી બે ચાર આંસુડાં પાડી કહે કે, "બેટા ત્હારાં તો કિસ્મત ફુટી ગયાં છે!!"—અવળાં કામનું તહોમત મુકવાને માટે કિસ્મત ઠીક અબોલ સાધન છે! ગમે તેટલા દોષ તેને માથે મુકે પણ તેની કંઇ હૈયાતી છે? કે સામો જવાબ આપે! સિદ્ધે માર્ગે ચાલનાર હમેશાં પોતાના કામમાં ખામી શોધે છે, ને તે સુધારે છે; પણ અવળે માર્ગે ચાલનાર વખતે કંઇક સુખ દેખે ત્યારે પોતાની સરસાઇ દેખાડે છે; ને દુઃખ આવે ત્યારે નસીબને નિંદે છે, અને પોતાને નિર્દોષ અને ડાહ્યાં માને છે, ત્યારે એવાંની ભૂલ કેમ સુધરે? અને તેજ કારણને લઇને ૧૮૮૧ ની સંખ્યા સાથે ૧૯૦૧ ની સંખ્યા સરખાવતાં આનંદને બદલે વધારે ખેદ થાય છે; કેમકે જો આ સુધરેલા વખતમાં એવાં ભેજાંવાળાં માણસોના વિચારો જો બદલાયા હોત, ને તેમની આંખો ઉઘડી હોત તો વીસ વરસ પછીની સંખ્યામાં ઘણો ઘટાડો જણાત, પણ આ તો વીસ વરસ ઉપરની વિધવાની સંખ્યા મુકી દઇયે તો પણ ૭૬,૧૩૫ છોંતેર હજાર એકસો ને પાંત્રીસની સંખ્યાનો વધારો આવે છે:— આ તે શું ઓછો કે'ર કહેવાય! વળી કોઇ કહેશે કે એમાં તો કેટલીએક ફરી લગ્ન થાય એવી કોમની હશે, પણ જે કોમમાં ફરી લગ્ન થાય છે, તેઓમાં એવાં બાળલગ્ન થોડે ભાગેજ થાય છે, માટે તેઓમાંનો ઘણો

ભાગ તો બિચારીઓનો દુઃખમાંજ જીંદગી પૂરી કરનારો હશે. એટલુંજ નહિ પણ વિચારો કે તેઓમાંની સઘળી તો સદ્દગુણી નહિ હશે? અને જ્યારે નહિ હશે, ત્યારે તેમનાથી દુનિયામાં કેટલો બગાડ થતો હશે? એવી રીતે સ્ત્રીઓની સંખ્યામાં જ્યારે બગાડનું મૂળ પેસે છે, ત્યારે દુષ્ટ પુરૂષોને પોતાની દુષ્ટ ઇચ્છાઓમાં ફાવવું કેટલું સુગમ પડે છે? કેટલો ટેકો મળે છે? વળી એમ જ્યારે એક સંખ્યામાં એટલીજ કે એથી પણ વિશેષ બીજી સંખ્યા પાપ કરવામાં ઉમેરાય છે, ત્યારે કેટલી બાળ હત્યાઓ થતી હશે? અને તે સઘળા કુકર્મનું મહાપાપ કોને લાગતું હશે? કોઇ કહેશે કે "કરે તે ભરે" બેશક, કરે તે ભરે. પણ મનુષ્યને જે કુદરતી ઇચ્છાઓ ઇશ્વરે આપેલી છે, જેમકે અન્ન, જળ, મળ, ઉંઘ, અને કસરત વગેરે કુદરતી ઇચ્છાઓ છે. અને તેમાં કોઇ અટકાવ કરવા ચાહી તેના ઉપર સખતાઇ કરવા જાય, તો તે કેમ રોકાઇ શકે? શું ભૂખ્યાને ગમે તેવા માર છતાં, ગમે તેવી ચોકી છતાં, જો કોઇ ખાવાનું આપે તો શું તે નહિ લેશે? ને નહિ ખાશે? તેમજ તરસ્યાને પાણી, ઉંઘ રહિતને ઉંઘ, એ કુદરતી નિયમો પોતાનો રસ્તો શોધ્યા શિવાય કેમ રહે? ત્યારે મનુષ્ય માત્રમાં એટલુંજ નહિ પણ પ્રાણી માત્રમાં જે પરમેશ્વરે એક બીજાનું હિત ઇચ્છી-નેજ ને એક બીજાના સુખદુઃખમાં ભાગ લેવાનેજ નરનારીનું જોડું બનાવ્યું છે. તેના આડાં મનુષ્ય વિઘ્નો મૂકી કુદરતની વિરૂદ્ધ કરવા જાય, એ કેમ થઇ શકે? અને જો તે અમલમાં લાવવાને યત્ન કરે, તો પણ કુદરત પોતાનો રસ્તો શોધ્યા વિના રહેતી નથી, પણ જેમ ભૂખ, તૃષા વગેરે કુદરતી હાજતો કોઇની અટકાવી અટકતી નથી; તો પણ તે પોતાના અટકાવી અટકી શકે છે, જેમ યોગી પુરૂષો એકેક માસ સુધી અન, જળ, ઇત્યાદિ કુદરતી હાજતો તજી દઇ સમાધીમાં બેશી રહે છે, કેટલાએક એક માસથી પણ વધારે ઉપવાસ પુણ્ય મેળવવાને કરે છે. તેમજ જો કે કેટલીએક વિધવાઓ પોતાની રાજી ખુશીથી ઇશ્વરભક્તિ કરવા ચાહીનેજ વૈધવ્ય પાળે છે, તે શુદ્ધ રહી શકે છે, ને એ ઘણુંજ સારૂં કરે છે. પણ સઘળી તેમ કરતી નથી. અને જેઓ એમ કરતી નથી, અને જેના મનમાં ભક્તિભાવ નથી, તેઓને જેમ બંધીવાનને ગમે તેટલા અટકાવ છતાં કુદરતી નિયમો અટકી શકતા નથી, તેમજ તેઓ (વિધવાઓ) પારકાના અટકા-

વવાથી અટકી શકતી નથી. કારણ કે તેમનું ચિત્ત સર્વદા સંસારી વાનાંમાં લાગ્યું રહે છે. તેઓના મનમાં ભક્તિભાવની અસર હોતી નથી. તેથી ગમે તેવી રીતે કુકર્મ કરતાં તેઓ પાછી હઠતી નથી. વળી કેટલીક સર્વ પ્રકારે સારી ચાલની હોય, પણ સ્વભાવની જોરાવર હોય, તો ભોજાઇઓને પાંદડે પાણી પાય છે! એટલે ભાઇની આગળ દરેક બાબતમાં વ્હાલી થાય, રંધાવે ભોજાઇ પાસે ને પીરસે પોતે! ન્હાવાનું પાણી તૈયાર કરાવે ભોજાઇ પાસે, ને કાઢી આપે પોતે! એવી રીતે ભાઇના ને લોકના જોવામાં આવે તેવાં કામ પોતે આગળ આગળ કરે, ને ભોજાઇને અક્કલહિણ, આળસુ ને બેદરકાર બતાવવાને યત્ન કરી, પોતે ઘરની કારભારણ બને. કોઇ આવે જાય, તો આવકાર દેવામાં ને પાસે બેસવામાં પોતે મૂખ્ય થાય, ને તેવે ઠેકાણે ભોજાઇને આગળ પડતો ભાગજ લેવા દે નહિ; જ્યાં એવું હોય, ત્યાં બિચારી ભોજાઇઓના અવતાર બગડે છે. સાસરવાસણી નણંદ એવી હોય તો તે સાસરે જાય તે ભેગા સંતાપ ટળે. પણ આ તો "ઘેર ઘડી ને ઉમ્મર જડી"! વળી જે બિચારી ઇશ્વરનો ડર રાખી પોતાની સ્થિતિમાં સબુરી પકડનારી ભલી વિધવાઓ છે, તેઓને પણ દુષ્ટ સ્ત્રીઓના અનેક પ્રપંચ તથા ફાંસલાઓમાંથી, તથા નિચ માણસોની કુયુક્તિ તથા નિંદાથી બચવું બહુ મુશ્કેલ પડે છે. તેને તેની જુવાની ઓળંગવી તે ફાડી ખાનાર ઘાતકી પશુઓના સમૂહ વચ્ચે થઇને નીકળવા જેવી અઘરી થઇ પડે છે. બીજાં તો બોલતાં બોલે, તે પ્હેલાં તો મા પોતેજ જેની તેની પાસે નિશ્વાસા નાંખતી બોલે, કે બાઇ જુવાન દીકરી વિધવા બેઠી છે, તે અમારા તો પેટમાં શ્વાસ નથી!! નહિ ને અફરૂં તફરૂં થાય, તો જગતને શું મ્હો બતાવીયે! એવી રીતે દયા ખાવા જતાં મા પોતેજ તેના મનમાં બુરી પ્રેરણા કરે છે. કેટલીક નાતોમાં રાંડયા પછી સાસરેજ રહેવાનો રીવાજ છે, ત્યાં દેરાણી જેઠાણીના ગોલાપા કરી પેટ ભરવું પડે છે. ને કેટલીક નાતોમાં (ઘણે ભાગે ઔદીચ સહસ્ત્ર બ્રાહ્મણોમાં) તો ધણી મૂઓ એટલે આઠ દશ મહિને વરસી વાળે, ત્યાં સુધી સાસરીયાં મુશ્કેલીથી વહુને રાખે; ને પછી બિચારીને નિધણીયા ઢોરની જેમ પીયર તગડી મૂકે છે. ત્યાં જો માબાપ હૈયાત હોય, ને રોટલે સુખી હોય, તો તો ઠીક, નહિ તો ભાઇ ભોજાઇઓનો ઓશીયાળો રોટલો ખાવો પડે. ને તે

પણ ન હોય, તો ઇતરાઇ પિત્રાઇ ભેગું, કે કોઇને ત્યાં રસોયણ તરીકે રહેવું પડે! ને એ બિચારી દીકે માર્ગે જતી આવતી હોય, તો પણ તેના સામું જોનાર હલકી નજરથી તેના સામું જુએ છે, વળી અધુરામાં પુરૂં જો ઇશ્વરે તેને સુંદર રૂપ આપ્યું હોય, તો તે તેને બિચારીને અધિક દુઃખદેણ થઇ પડે છે. જ્યારે કુંવારકા કે સુવાસણ પોતાના રૂપને ખીલવવાના યત્ન કરે છે, ત્યારે બિચારી પવિત્ર વિધવાને તે સંતાડવાના યત્ન કરવા પડે છે! ને તમામ જાતની નિર્દોષ રમત ગમત અને વસ્ત્રાલંકારની સ્ફુરતી ઉર્મીઓને મારી મચરડીને વૃદ્ધાવસ્થાના આચારમાં આણવી પડે છે. છતાં અપાર નિંદા અને બ્હિક, અને ઘરમાં મ્હેણાં ટાણાં ખમવાં પડે છે, ને તેની મુંઝવણનાં આંસુડાં તેના પોતાના હૃદયમાંજ પાછાં રેડવાં પડે છે, કેમકે તેને દાદ દેનાર કોઇ હોતું નથી!! તેની ફરીયાદને કોણ કાન દે? તેની દાઝ કોના અંતરમાં લાગે? તેના વિરોધી સામે ટક્કર લેવાને કોણ ઉભું રહે? અરેરે! તે માંદી થાય તો કોને દુઃખ! ને મરે તો કોને ખોટ? કેમકે સૌ તેને તો ઓલ્યા ભવની લેણદાર લેખે છે! વળી જ્યારે વિવાહ વગેરે શુભ પ્રસંગોમાં પોતાની હેડીની બ્હેનપણીઓ મૂખ્ય થઇને મ્હાલતી હોય, ત્યારે કોઇને સામી મળીશ તો અપશુકન થઇ જશે! અને કોક ટોકશે! એવી બ્હિકથી તેને ખુણે ખાંચે પેસવું પડે છે. અને તેવા પ્રસંગનાં ભારે કામો તેને ઘરમાં રહીને કરવાં પડે છે. વળી દક્ષણી ઉંચા બ્રાહ્મણોમાં તો વિધવાને દિવસમાં માત્ર એકજ વાર ખાવાનું આપે છે, એકજ વસ્ત્ર પ્હેરાવે છે, કેશ મુંડાવે છે, અને ભોંય પથારીએ સુવાડે છે. તે માંદી થાય તો ઓસડ વેસડની કોઇ કાળજી રાખતું નથી, તે શિવાય ઝીણા મ્હોટા અનેક કરપીણ નિયમો, બળેલીને બાળવા, અને મરેલીને મારવા માટે બાંધી દીધેલા છે! કે જ્યાં તેમનું જીવદયા પ્રતિપાળપણું પોથીનાં રીંગણાંની જેમ પોથીમાંજ સમાય છે. એવાંઓ ઉંટને ગળી જાય છે, ને મચ્છરને ગાળી કાઢે છે, એમ કહેવામાં શું ખોટું છે? કહે છે કે,—

"સજ્જન એસો જુગતમેં, કો જાને પર પીડ;
કાં જાને દિલ આપનું, કાં જાને જગ પીર!"

તો જેમ રોટલો બેઉ બાજુ ફેરવવામાં આવે છે, તેમ ગરીબડી બાળાઓ, જે દાઝીને બળી જાય છે, તેમનો વૈધવ્ય પાળવાનો વારો ઉતારીને તે નિયમ

પુરૂષોને માટે નિમવામાં આવે, તો તેઓ ખમવાને શક્તિવાન છે, છતાં માથે આવ્યા પછી જણાશે કે, અબળાઓને કેટલું સોસવું પડે છે! તો શા માટે એવો ફેરફાર કરી દુઃખની અજમાયશ ન લેવી? એકલી છોકરીઓએ શો ગુન્હો કર્યો છે? કે તેમને વગર વાંકે મ્હો બાંધીને મારવી? શું ઇશ્વર આગળ સ્ત્રી પુરૂષની કિમ્મત વધતી ઓછી છે? કે બેહુના નિયમમાં આટલો બધો ફેર હોય! પચાસ વરસના ડોસાની વહુ મરે, તો કહેશે "ગોળા ઢાંકણું ફુટયું"!! "શીર સલામત તો પઘડીવાં બ્હોત"!! એવી એવી કહેવતો બોલાય. ને સ્મશાનમાંજ કે દહાડામાં બીજી સગાઇના ચાંદલા થાય!! ને બાળકી ઘોડીઆમાં ઉંઘતી રાંડી તે રાંડી!! આનું કારણ શું? કેવળ મનની માનેલી મ્હોટાઇ! અને સ્ત્રીઓ પ્રત્યેની બેદરકારી.

તો મિથ્યા મ્હોટાઇનો ફાંકો રાખનારાં મ્હારાં વ્હાલાં ભાઇઓ ને બ્હેનો! આ વાત કંઇ ન્હાની સુની નથી. પણ ઘણી ગંભીર બાબત છે. ઇશ્વરે પુત્રીરૂપી અમૂલ્ય રત્ન જે તમારા હાથમાં આપ્યું છે, તેની જવાબદારીમાંથી તમે મૂક્ત છો, એમ ન ધારશો; ઇશ્વરે આપેલી તમામ બક્ષીસ યોગ્ય રીતે સંભાળવાની છે. આ વાત જ્યારે ભૂલી જવામાં આવે, ત્યારે દુઃખ પણ આવે, એમાં નવાઇ શી? શું વિધવાઓને પુનર્લગ્નનો પ્રતિબંધ કરવાથી તમે પોતે ખરી સુખી જીંદગી ભોગવી શકો છો? તે ગરીબ હોય તો પણ દુઃખ, કે લાંઠ હોય તો પણ દુઃખ, ને નિર્લજ થાય તેના દુઃખનો તો પારજ નહિ. આ પ્રતિબંધે કરીને કેટલા પ્રકારનાં દુઃખ તમારે પોતાને પણ વેઠવાં પડે છે, તેનો વિચાર કરો? એક તો જો તમારી કન્યા બગડે, તો તેનો દોષ તમારે શીર બેસે છે, કારણ કે તમારીજ તરફથી તેઓને વૈધવ્ય પાળવાની ફરજ પાડવામાં આવે છે. બીજું જ્યારે કોઇનું કુકર્મ છતું થાય, ત્યારે જીભ કરડી મરવા જેવો વખત પણ માબાપો તથા ભાઇઓને આવે છે. વળી જે જ્ઞાતિમાં એવો ધારો હોય છે, ત્યાં કન્યાની પણ અછત હોય છે. કેમકે ઘણી કન્યાઓ બિચારી નામનીજ પરણી ફરી પરણવાને નાલાયક (બાતલ) થઇ પડે છે. એટલે કેટલાકને તો બાળલગ્નમાંના ભાટીયાના દાખલા જેમ, કુંવારા ને કુંવારા સ્મશાનને સ્વાધીન થવું પડે છે. અને જેને મળે છે, તેને પણ પહેલાં ઘર ખાલી કરી બાવા બની, પછી વહુનું મ્હો જોવું, એવી રીતે બને છે. તેઓનો બિચારાઓનો આખો અવતાર "હાય

પૈસા ઓવ પૈસા " માંજ જાય છે. કારણ કે યોગ્ય ઉમ્મરે તો જો માબાપ પૈસાપાત્ર હોય, તોજ કન્યા મળે, નહિ તો ત્રીશ, ચાળીશ કે પચાશ સુધી પણ વર્ષો થઇ જાય. ને એ બધો વખત પૈસા મેળવી પરણવાની ફીકરમાંજ બિચારાને પેટે પાટા બાંધીને રળવું. ને જો બાયડી મળે તો તેની ઉમ્મર તો કદી મ્હોટી હોવી દુર્લભજ, એટલે ચાર પાંચ વર્ષે ઘર સંભાળનારી થાય. પછી બાળબચ્ચાં થાય, તેનો વિચાર પણ જન્મે ત્યાંથી કરવો પડે. માટે બિચારા એવી કોમોના માણસોને જીંદગીભર ચિંતા ને ચિંતા ; અને તે વળી કંઇ છોકરાં સુધારવાની કે કેળવવાની કે નીતિ માર્ગમાં બહાર પડવાની તો નહિ, પણ માત્ર પૈસો ને પરણવું, એ બેજ બાબતોમાં ગુંથાઇ રહેવું પડે. અને વળી પૈસાના લોભના અંગમાં ઠગાઇ, લુચ્ચાઇ, લાંચ જુઠાઇ, વગેરે કેટલાએક અવગુણોનો સમાવેશ રહેલો છે, અને મ્હોટી ઉમ્મર સુધી કન્યા ન મળવાથી કેટલાએક પુરૂષો કુમાર્ગે ચ્હડી, પૈસા ખરાબ કરી, આબરૂ ગુમાવી, ચોરટા, જુગારીયા ને વ્યસની પણ થઇ જાય છે. એટલે બધી વાતની તંગી અને દુઃખ વિધવાઓને ફરી લગ્ન ન કરાવવાથી આવી પડે છે. વિચાર કરી જુઓ, કે જે જ્ઞાતિમાં વિધવાઓ પુનર્લગ્ન કરી શકે છે, તેવી જ્ઞાતિમાં એવી રીતે કન્યાઓની ખોટ માલમ નહિ પડશે. કેમકે ઇશ્વરી નિયમ સૃષ્ટિના આરંભથી એવો માલમ પડે છે કે, તેણે નરનારીની સંખ્યા સરેરાસ પૃથ્વી ઉપર સરખી મુકેલી છે. અને જ્યારે આરંભમાં પરમેશ્વરે મનુષ્ય ઉત્પન્ન કીધું, ત્યારે પણ એક પુરૂષ ને એકજ સ્ત્રી બનાવ્યાં, પણ એક પુરૂષ ને બે સ્ત્રી, કે બે પુરૂષ ને એક સ્ત્રી એમ બનાવ્યાં નહોતાં, અને એ ઉપરથીજ સાફ માલમ પડી આવે છે, કે તેની ઇચ્છા એકજ પુરૂષ ને એકજ સ્ત્રીનું જોડું બાંધવાની હતી, અને મરણ જીવન એ તો અનાદી નિયમ છે, ને અસલથી જોડાં ટુટતાં ને બંધાતાં આવ્યાં છે. તો ઇશ્વરી કાયદા વિરૂદ્ધ મનુષ્ય જેટલું કરવા જાય, તેટલું મનુષ્યને પોતાનેજ દુઃખકર્ત્તા થઇ પડે, કારણ કે તેના વિચારો ઘણા અગાધ અને ઉંડા છે. તે સર્વ શક્તિમાને જેમ શરીરનાં અવયવો નિયમસર ગોઠવેલાં છે, કે જેમાંના એક વગર મનુષ્યને ચાલતું નથી, તેમ એકની પણ વધારે જરૂર પડતી નથી, અને તેજ નિયમને અનુસરીને તથા મહા ઉંડો વિચાર કરીનેજ તેણે સર્વ

કંઇ કર્યું છે. ત્યારે મનુષ્ય કોણ ! કે તેના નિયમો તોડી શકે ? અને તોડે, તો તેનું દુઃખ, સંતાપ, અને દોષ મનુષ્યને માથેજ આવે છે ; અને એમાં કંઇ દૈવનો કે નસીબનો વાંક કાઢવાનું નથી.

અરે, મ્હારા પ્રિય બંધુઓ તથા વહાલી બ્હેનો, તમે તમારી અપાર વહાલી દિકરીઓનાં તથા બહેનોનાં અખૂટ દુઃખોનો વિચાર કરો, અને તેથી થતા ગેરફાયદા ઉપર સારી પેઠે ધ્યાન આપો. બિચારી અનાથ વિધવાઓનાં દુઃખો તથા તેના અંગમાં સમાએલા ગેરફાયદા ઉપર સારી પેઠે લક્ષ આપો, અને જે ખરૂં પાપ ને દુષ્ટ કર્મ છે, તેનેજ પાપ ગણો, અને જેની અંદર કંઇ પાપ નથી, તેને પાપ જાણી અમથું દુઃખ શું કરવા સહન કરો છો ? આ બાબત વિષે ઘણાં લખાણો થએલાં છે, ઘણા નિબંધો રચાયા છે, ઘણી સભાઓ મળેલી છે, ઘણાં ભાષણો અપાયાં છે, વળી ના. ગાયકવાડ સરકાર બ્હાદુરે તો પોતાના બ્હોળા રાજ્યમાં બાળલગ્ન અટકાવવાને, અને વિધવાઓનાં દુઃખો ઘટાડવાને ઉપકારભરી અસાધારણ ગોઠવણ કરી છે. તેમજ વિદ્યા ઉપર પણ અધિક લક્ષ આપી જેમ શહેરમાં તેમજ ગામડામાં નિશાળો અને લાયબ્રેરીઓ વિગેરેની ગોઠવણ કરી આપી છે ; કે મ્હારો દેશ શિખે, સમજે ને સુખી થાય. પ્રજાપાળની આવી આવી પ્રીતિની કરી આપેલી અનેક સગવડો ખાતે તેઓ નામદારને ખરેખરો ધન્યવાદ ઘટે છે, પણ અફસોસ એ થાય છે, કે તો પણ હજી કોઇની આંખ ઉઘડતી નથી ; આ તો ખરેખર અજાયબ થવા જેવું છે. ગાયો ન મારવાને માટે "ગૌરક્ષક" સભાઓ મળે છે, તે ન થવા દેવાને કેટલા કેટલા યત્નો થાય છે, કેટલા પૈસા ખરચવાને હિંદુ ભાઇઓ તૈયાર છે. ત્યારે મ્હારા ભાઇઓ અને સુજ્ઞ બ્હેનો, આ પુનર્લગ્ન કરાવવામાં તમને કંઇ પૈસા બેસવાના નથી. ધર્મનો બાધ પણ નડવાનો નથી. કારણ કે જો પરમેશ્વરે મનુષ્યને એવોજ નિયમ આપ્યો હોત, કે પુરૂષ ગમે તેટલી સ્ત્રીઓ કરવાને છુટો છે, પણ સ્ત્રી તો નામના માત્ર ચાર ફેરા ફરી એટલેજ થઇ રહ્યું ! તો તેને માટે કંઇ બીજીજ યોજના તેણે યોજેલી હોત. સ્ત્રી અને પુરૂષની પ્રકૃતિમાં કંઇ ફેર કર્યો હોત, પણ તેવું કંઇજ નથી ત્યારે શું સ્ત્રીઓ વિધવા રહી બળાત્કારે દેહદમન કરે કે કુકર્મ કરે, કે બાળહત્યા કરે, તે પરમેશ્વરને ગમતું હશે ? શું તેમાં પાપ ગણેલું

નહિ હશે? ને જો તે પાપજ છે, તો બિચારી વિધવાઓના ઉપર જુલમ શા માટે કરવો જોઇએ? તેઓને છૂટ આપો. જો તેઓની મરજી હોય તો ખુશીથી પુનર્લગ્ન કરે; ને નહિ તો ઇશ્વરભક્તિમાં જો તે પોતાના દિવસો નિર્ગમન કરવા ઇચ્છા રાખતી હોય, તો ઘણી ખુશીની સાથે તેઓને બનતી સહાય આપવી. તેઓને કોઇ પણ પ્રકારે નીચ કે અભાગણી ગણી તુચ્છ કરવી નહિ; તેઓના ઉપર જોર જુલમથી વૈધવ્યની નિશાની, જેવી કે, કેશ વપન કરાવવા, ન્યાતમાં જમવા જવાય નહિ, કંઇ પણ સુકાર્ય કરવા જતાં તેનાં શુકન લેવાય નહિ, કે સુકાર્યમાં તેનાથી ભાગ લેવાય નહિ, એવા એવા જે અનેક જુલમો વિધવાઓને માટે ઠરાવેલા છે, તેવા જુલમો તે બિચારી નિર્દોષ અબળાઓ ઉપર ગુજારવા નહિ. જેમ બને તેમ કુટુંબીઓએ તેની સાથે પ્રીતિથી વર્તવાને યત્ન કરવો, તેને બનતી સહાય કરવી, તેઓના દુઃખમાં ભાગ લેવો, અને એવાં સર્વ કાર્યથી જુઓ, કે હિંદુ કોમ કેટલી સુખી અને સંતોષી રહે છે! કુટુંબમાં કેવી વૃદ્ધિ થાય છે! કુકર્મોનો નાશ થાય છે! કેવું મહાત્મ્ય જળવાય છે! માટે ભાઇઓ અને બહેનો, "હું એકલો શું કરૂં." એવું ન બોલતાં, ખોટા વેહેમોને વશ ન થતાં ખોટી દેખાદેખી ન કરતાં, સત્વર બહાર પડી, જે સારૂં છે તે કરવા માંડો, અને તમે તથા તમારી પ્રિય પુત્રીઓ, તથા આખું કુટુંબ સુખી થાઓ. અનીતિ ને કુકર્મનાં મૂળ જડ મૂળમાંથી ઉખેડવાને પ્રયત્ન કરો. હા, જેમ ખેતરમાં ઉગેલાં નાનાં નીદણનો ખરપડી કે દાતરડાથી નાશ થાય છે, તેમ ખેતરમાંનાં બોરડી વગેરે ઉંડાં ને જાડાં મુળીયાંવાળાં જાળાંનો નાશ એવાં હથિયારોથી થઇ શકતો નથી, પણ તેને માટે કોદાળી કે કોશની જરૂર પડે છે. પણ જ્યારે તેવી જમીન ઉપર ખેડુત ઉનાળામાં સખત મહેનત લે છે, ત્યારે મોસમમાં તે સારાં ફળ ચાખે છે. અને આખું વરસ તેને તંગી પડતી નથી. પણ જે ખેડુત ઉનાળામાં હાથ પગ જોડીને બેસી રહે છે, તેને હમેશાં દુઃખ ને દુઃખ રહે છે; અને દુઃખનું કારણ તે પોતેજ છે. તેમજ જો તમે તમારી ન્યાતના અગ્રેસર છો, જો તમે વિદ્વાન કહેવાઓ છો, મ્હોટી મ્હોટી સભાઓમાં ભાગ લ્યો છો, અનેક પ્રકારોનાં ભાષણો આપો છો, પણ જ્યાં લગી તમારા પોતાનાજ ખેતરમાં કાંટા અને જાળાંની ગીચ ઝાડી ઉભી છે, અને

બીજા છોડવા તેનાથી ગુંથાઇને મહા પીડા ભોગવે છે, ત્યાં લગી તમારી વિદ્વતા, તમારૂં અગ્રેસરપણું, કંઇ કામનું નથી, માટે બીજાને કહેવા જતાં પેહેલાં પોતામાં સુધારો કરવો એજ ડાહ્યા માણસનું કર્તવ્ય કર્મ છે. આપણે જાણીએ છીએ કે મ્હોટાની ભૂલનું અનુકરણ ઘણા કરે છે. તો તેમના સુધારાનું અનુકરણ કરનારા થોડા પણ નહિ નિકળે? બોલીને ન કરનારા કરતાં છાનો રહેનારને ડાહ્યો ગણવો; પણ જો બોલવું તો તે પ્રમાણે પોતે કરીને નમુનો આપવો જોઇયે. મ્હોટી વાત તો એ છે કે, સ્ત્રીઓને વૈધવ્યની અધિક ભયંકરતા લાગવાનાં બે મુખ્ય કારણ છે. એક તો લગ્ન તેમની સંમતી વગર થયેલાં હોય છે. ને બીજું કે ફરજીયાત વૈધવ્ય પળાવે છે. જે જ્ઞાતીમાં કન્યાની સંમતીથી લગ્ન થાય છે અને પુનર્લગ્નની છુટી છે, તેઓનામાં અનેક વિધવાઓ ખુશીથી, સંતોષથી અતિ પ્રસંશિત વૈધવ્ય પાળે છે. પણ ઉપરનાં બે કારણો, વિધવાઓનાં દુઃખ પાણીમાં પલળેલા ગોદડા જેવાં ભારે કરી મૂકે છે. ને જેમ પરાણે વૈધવ્ય પળાવ્યાથી ઉંચ કોમની વિધવાઓનો ગભરાટ વધે છે, ને તેઓને એવી રીતે વૈધવ્ય પાળવું અઘરૂં લાગે છે, તેમજ રબારી વગેરે કેટલીક ઘરઘરણીયા (નાતરીયા) જ્ઞાતિમાં વિધવાની બીલકુલ ખુશી ન હોય, ને ગમે તેટલાં જુવાન દીકરા દીકરીઓ હોય, ને તેના સસરાના કુળમાં પાંચ વરસનોજ છોકરો કુંવારો હોય, કે ભલે મ્હોટો ને બાયડીવાળો પણ દિયર થતો હોય, તો તેની મરજી વિરૂદ્ધ તેને દિયરવટું વળાવે છે. તેઓ પણ બિચારીઓ તેટલીજ દુઃખી થાય છે, મતલબ કુદરતી દુઃખ માણસ સહન કરી શકે છે. કારણ કે કર્તા હરતા જે પરમ કૃપાળુ પરમેશ્વર તેના તરફથી તે આવે છે પણ માણસોએ સ્વેચ્છાથી આણેલું દુઃખ સહન થતું નથી, એ સાધારણ નિયમ છે. કેમકે હરેક પ્રકારનું બંધન દુઃખદાયક છે.

હવે મ્હારે આ ઠેકાણે કહેવું જોઇયે કે ઘણી જાતના બ્રાહ્મણોમાં ને નાગરોમાં ભાટીયામાં ને વાણીયામાં અને રજપુતોમાં પુનર્લગ્નનો પ્રતિબંધ માને છે; તેમાં રજપુત તથા કાઠીયાવાડના વાણીયામાં બાળલગ્નની સંખ્યા ઘણીજ ઓછી થઇ ગયેલી છે. તેમજ નાગરોમાં પણ દિન પર દિન સુધારો થતો જણાય છે, પણ બ્રાહ્મણો ને ભાટીયામાં એ બાબતનો સુધારો ઘણો પછાત છે. એ થાય નહિ, ત્યાં લગી બાળ વિધવાઓની સંખ્યા ઘટે નહિ—

માટે હવે તો ઘણું થયું, ઉઠો, ઉભા થાઓ, તમારા કાન દો ને સાંભળો, કેટલી વિધવાઓ બૂમે બૂમ પાડે છે! ને તેઓની બૂમે આખો હિંદુસ્તાન ગજવી મૂક્યો છે! તેઓને સહાય થાઓ, નિર્દયપણું મૂકી દો, નામર્દાઇ છોડી દો, તમારાં હથિયાર લો, ને દુષ્ટ બંધનોથી પીડિત અબળાઓનાં બંધનો ઝટ કાપી નાંખી તેમને મુક્ત કરો.



## પ્રકરણ ૯ મું.

### સાસરીયાંના ક્લેશ તથા એકથી વધારે સ્ત્રીઓથી થતા સંતાપ.

**ચોપાઇ.**

માતપિતામહ મ્હોટું નામ, તે શોભાવા રાખો હામ;
એ પામો નહિ ખરચ્યે દામ, કેવળ ઇશ્વરનું ઈનામ. ૧

એ સમજીને રાખો હેત, વહુઅરનું માં હરશો ચેત.
પૂત્રવધૂને પુત્રી તૂલ્ય, રાખ્યામાં ના કરશો ભૂલ. ૨

તેમજ વહુઓ ચિતવો એમ, સાસુને સંતોષું કેમ ?
તે છે વૃદ્ધ, ને યુવા આપ, સેવ કરી ટાળો સંતાપ. ૩

એ કર્તવ્ય તમારૂં ખાસ, પગ મૂકો જ્યાં સાસરવાસ;
સેવ કરી સંતોષો એમ, ઉભરે ઉરથી આશિષ તેમ. ૪

તેથી ઉલટો દ્યો જો ત્રાસ, સમજો અળગો ઇશ્વરવાસ;
રાખો ઈશ્વર આશિષ ભાવ, સેવ કરો ને પામો લ્હાવ. ૫

---

પરણેલ માણસને ચાર માબાપ ગણેલાં છે. એ પોતાનાં અને એ વહુનાં, અગર વરનાં; આ વાત ઘણી વિચારવા જેવી છે. જેમ સ્ત્રીને પુરૂષે (આપણા દેશમાં) એક બીજાને કદી જોએલાં ન હોય, નામ પણ જાણતાં ન હોય, તેઓ માબાપોના ઠરાવથી જોડાય, ને મરણ સુધીનાં સંગાતી એક અંગ બને, અને તે સંબંધને લઇને બંને પક્ષનાં માબાપો પણ એકબીજાને (સ્ત્રી પુરૂષને) માવિત્રતુલ્ય મુરબ્બી ગણાય. તેમાં પુરૂષને સ્ત્રીનાં માબાપ સાથે ક્વચિતજ સંબંધમાં આવવું પડે, પણ સ્ત્રીને તો અવશ્ય, પરણે ત્યારથી

તેમના સંબંધમાં જોડાઇ, તેમની આજ્ઞાને અનુસરવુંજ જોઇએ; એવો સાધારણ નિયમ છે. હવે આવા સંબંધમાં સોમાં પચાસ ઠેકાણે સાસુ વહુના અને દેરાણી જેઠાણીના કજીયા જાણવામાં આવે છે; પચાસ તો શું પણ પોણોસો કહીએ તો પણ ખોટું નથી! એનું કારણ બીજું કાંઇ નહિ; પણ પરસ્પરની અજ્ઞાનતા અને અપ્રીતિ છે. તેથી સૌ પોતપોતાની ફરજ ભૂલે છે, એટલે મામલો બગડે છે. માબાપના લાડમાંથી તુરતની વીખુટી પડેલી બાળકી, હસતી ને રમતી, કુદતી ને ફરતી, માબાપ પાસે વિધવિધ લાડ કરતી કન્યા, પરણવા બેઠી, એટલે એના મુખ પર ઘુંઘટ પડે છે, તે સાથે મન ઉપર પણ શરમ અને બી'કનો ઘુંઘટ પડે છે! કેમકે ચારે તરફના નજરે જોએલ દાખલાથી, તથા સખીઓની વાતોથી, તેના મનમાં ગભરાટનો ગંભીર જખમ લાગે છે. કે જેથી લગ્નનો લ્હાવ, અને ભવિષ્યમાં ભોગવવાનાં સુખનો, કશો ખ્યાલ તેને આવતો નથી. ખરૂં જોતાં ભવિષ્યનું સુખ કેવું થશે, તે ધારીજ શકાતું નથી. હવે આવા સંજોગોમાં ધ્રુજતી બાળા, પોતાના સદાના સાથી જોડે લગ્નની પવિત્ર ગાંઠે બંધાય છે. ને લગ્ન સમયે સ્ત્રી પુરૂષ બેઉને શિખવાના ને પાળવાના શાસ્ત્રયુક્ત શ્લોકો, બ્રાહ્મણો, કાજીઓ, કે મોબેદો પરભાષામાં બોલે છે. અને પ્રતિજ્ઞાઓ લેવરાવે છે. એટલે માબાપો અને વરકન્યા પાસે જવ તલ અગ્નિમાં હોમાવે, પાણીની અંજળીઓ મૂકાવે, વગેરે અનેક પ્રકારના વિધિ પળાવે; પણ તે વિધિ શું છે? શી બાબતની પ્રતિજ્ઞા લઇ જળ મૂકે છે! કઇ કઇ ફરજો સૌને વહેંચી આપવામાં આવે છે? તે પરણનાર જોડું, કે પરણાવનાર માબાપ, કે ઘણા ગોરો પોતે પણ સમજતા નથી. એ ઉપરથી લોકો લગ્નક્રિયાની ગમ્મત કરે છે. કે "ખજુરીનો ઘેરો ને ફર છોકરડી ફેરો." એવું બ્રાહ્મણ બોલે છે! તો એવી પરભાષામાં ક્રિયા થવાથી * શો ફાયદો?

---

*પ્રાચીન કાળમાં સ્ત્રીપુરૂષો મ્હોટી ઉમ્મરનાં થયા પછી લગ્ન કરવાનો રિવાજ હતો તેથી તેઓ ઘણે ભાગે સંસ્કૃત ભાષા ભણેલાં હતાં. કેમકે તે વખતે તે ભાષાનો પ્રસાર વધારે હતો તેથી એ શ્લોકો સમજીને પ્રતિજ્ઞા લેતાં. અને જે દેવતા સમક્ષ એ પ્રતિજ્ઞા લીધી હોય, તે દેવતા એ જોડીની હયાતી લગી ઓલવાવા દેતા નહિ, કે જેથી કરીને પતિપત્ની અને સાસરીયાં વગેરેની સાથેના વર્તનની લીધેલી પ્રતિજ્ઞા યાદ રહે. પણ હવે તો તેથી ઉલટુંજ જોવામાં આવે છે, કે પ્રેમના સાક્ષી તરીકે અગ્નિને ઓલવી દઇ; કંકાસને ક્લેશનો અગ્નિ અનેક ઠેકાણે સળગતો જણાય છે!

એક અપરાધી જે ભાષા સમજતો નથી, તે ભાષામાં તેને ગુન્હેગાર ઠરાવવામાં આવે; અગર તેને તાકીદ આપવામાં આવે કે, તારે અમુક નિયમે વર્તવું, છતાં તે બોલેલી ભાષા સમજે નહિ; જેથી આજ્ઞાનુસાર વર્તાય નહિ. તો શું આજ્ઞાભંગનો દોષ તેના ઉપર લવાય? ના તે કદી દોષિત ન કહેવાય. પણ તેને પરભાષામાં કહેનાર પોતેજ દોષિત ઠરે. ત્યારે હિયાં તો પરભાષામાં લગ્નના નિયમો કહી સંભળાવનારનો કશો દોષ ન લેવાતાં, બાયડીઓનેજ બધી ભુંડપ આપવામાં આવે છે! કોઇ કહેશે સાસુનો વાંક, તો કોઇ કહે વહુનો. એમજ દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઇ વગેરેના કજીયા ચાલ્યાજ કરે, એનું કારણ કેળવણીની ખામી; અને બીજું ઉપર દર્શાવ્યા પ્રમાણે લગ્નના નિયમોથી પરસ્પરનો સંબંધ જાણ્યા વિના, ગાડરવત ગતી ચાલી આવે છે. તેથી સાસરીયાંને ને વહુને તો બનેજ નહિ! એવું ઘેરે ઘેર હોય છે! તે પ્રમાણે આપણે પણ હોય! ને એમજ સાસરીયાંની સાથે જુદાઇથીજ વરતાય, એમ વહુવારૂઓની માન્યતા બંધાઇ ગયેલી હોય છે. ને ઘણે ભાગે તે વ્હેક ખરીજ છે. કારણ કે સાસુઓ પણ પોતાના બાળક દીકરાની વતી, વહુ ઉપર પ્રીતિ રહિત ધણીપણું બજાવવાનો પોતાનો હકજ સમજે છે! આથી ઘણી કહેવતો નીકળી છે કે, "સાસરે સાકર ન હોય" "સાસરે સુખ ક્યાંથી?" વગેરે વગેરે રીતે નાનપણમાંથીજ છોડીઓના મનમાં ઠસી ગયું હોય કે, સાસરે સુખ હોયજ નહિ. ને સાસરીયાંનો પ્રેમ પણ સાચો હોયજ નહિ. કેટલાએક ગરબા પણ સાસરીયાંના દુઃખનું વર્ણન કરનારા અને તેમના પ્રત્યે તિરસ્કાર બતાવનારા ગવાય છે. માઓ અને પાડપાડોશણો પણ એજ વાત કરે છે. કે આ છોડી બિચારી ગરીબ છે, તેનું સાસરે શું થશે? કેટલાંક તો જાણી જોઇને સામું બોલતાં ને લઢતાં પણ શિખવે છે કે સાસુ જેઠાણી વગેરેને પહોંચી શકે! વખતે વહુ ડાહી, પ્રેમી અને ઘર રખી હોય તો પણ સાસુને ભરોસો પડે નહિ! ને તેના હાથમાં કશો કારભાર સોંપે નહિ. તેનાં પેટનાં છોકરાંને પણ તે સંભાળશે, એવો ભરોસો ન રાખતાં ઘણી સાસુઓ એમ બોલે છે કે, "હું છું તેથી છોકરાં ઉછરે છે નહિ તો ક્યારનાં મારી નાંખ્યાં હોય?" આવા બધા અંધેર ધારાને લઇને સાસરીયાં ને વહુના કજીયા નિરંતર સળગ્યાં કરે છે. જેથી ખરો સંબંધ ને પ્રીતિભાવ ચૂકી

જાય છે. સાસુ વહુને ગુલામ જેવી લેખે, અને વહુ સાસુને વાઘ જેવી દેખે! વળી જે હાલ સાસુ પદ ભોગવે છે; તેણે પણ ન્હાનપણમાં પોતાની સાસુનું અથાગ દુઃખ વેઠ્યું હોય, તેથી ત્રાસ પામી, પોતાના દીકરાની વહુ પર હેત રાખવાને બદલે, પોતે વહુને જે દુઃખ દે તે પોતે વેઠેલા દુઃખ સાથે સરખાવતાં તેને નજીવા જેવું લાગે છે!! વળી કોઇક વહુને વરનો પક્ષ હોય, તો વહુ અમર્યાદ બને. વળી સાસુ વહુ પર કાબુ ચલાવે. તેમ વહુને સાસુ થવાનો વખત આવ્યા અગાઉ જેઠાણી થવાનો વારો આવે, એટલે દેરાણીના ભોગ ફરી વળે! જાણે કે સાસુ વહુના સંબંધનો એ એક નિયમજ થઇ ગયો હોય! વળી સાસુઓ વહુને તદ્દન કેદીવત્ લેખે છે. એટલે તેમના આપ્યા વગર ખવાય નહિ, તેમના તેડી ગયા વગર ક્યાંય જવાય નહિ, અને તેમના હુકમ વગર કોઇની સાથે બોલાય પણ નહિ. વહુઓને દળવા કે પાણી ભરવા બહાર જવું પડે, તો તેની સાથે નાની નણંદ કે દીયરને તેની ચોકી કરવા મોકલે. જેથી નણંદ, પોતાની બાલ્યાવસ્થામાંજ ભોજાઇ ઉપર સખ્તાઇ રાખતાં શિખે; પણ તે બાઇ સાસરે જાય, ત્યારે ત્યાં તેમને માટે તેમની નણંદ, સાસુ, જેઠાણી, કાકીજી, દાદીજી વગેરે તેને તેજ પ્રમાણે કાયદામાં રાખવાને તૈયારજ બેઠાં હોય!! આમ વંશપરંપરા ચાલ્યું આવવાથી ઘણાં નુકસાન થાય છે. ને સ્ત્રીઓનો અવતાર બગડે છે. ને સંસારસાગર ડોળાઇ જઇ સુખ સંપત્તિ ને વૃદ્ધિનો ક્ષય થાય છે. આનું કારણ કેળવણીની ગેરહાજરી ઉપરાંત બાળલગ્ન પણ છે. હિંદુ સંસારમાં પરણતી વેળાએ પુરૂષ કેવળ છોકરો હોય છે, ને સ્ત્રી બાળક કે મુગ્ધા હોય છે. જેથી તેઓ ઘરસંસારને લાયક થયેલાં ન હોવાથી, પતિના હક સાસુજી ભોગવ છે!! ને વહુને જેમ કળની પુતળીને ફેરવે તેમ ફેરવે છે. તેમજ તેનો વર કહ્યું ન કરે એટલે તેને પણ વહુના દેખતાં ગાળો દે ને મારે છે, તેથી પુરૂષો શૌર્યહીણ ને નિર્માલ્ય બને છે. હવે એક રીતે સ્ત્રીઓ સત્તા વગરની ગણાય છે; ત્યારે બીજી રીતે તે સત્તાવાળી બને છે. કે જે સત્તાથી કેવળ ક્લેશ કંકાસનીજ વૃદ્ધિ થાય છે. કેમકે જ્યારે સ્ત્રીઓને સમર્યાદ પણ બોલવા ચાલવાની છૂટ આપવામાં આવતી નથી, ત્યારે તે લઢવા ઝઘડવામાં, કૂડ કપટ કરવામાં, જાદુમંત્ર સાધવામાં અવળી છૂટ લે છે. જ્યારે તેની અગત્યની ચીજ તેને આપવાને આનાકાની અને તિરસ્કાર કરવામાં

આવે છે, ત્યારે તે બાબત મેળવવા તે છૂપી તજવીજ કરે છે; ને ચોરીથી મેળવે છે. પાણી સેરડેથી કે પડોસમાંથી કોઇ લુચ્ચી બ્હેનપણીઓ તેને મળે છે, તેમની શિખવણીથી ને મદદથી ઘણીક, ઘણાક પ્રકારના અવળા માર્ગ પર ઉતરી પડે છે, આબરૂ ખુવે છે ને ઘર ગુમાવે છે. આવી રીતે વહુઓને કાયદામાં રાખવા જતાં મામલો ઉલટો બગડે છે. લગ્નના વિધિઓ પરભાષામાં બોલાતા હોવાથી સ્ત્રી કે પુરૂષ બેમાંથી કોઇ પોતાના કર્તવ્યથી જાણીતાં તો ન હોય; તો તે પાળવાનો વિચાર પણ તેમના મનમાં ક્યાંથીજ આવે? જેથી મનમાં આવે તેવી રીતે અને દેખે તેવી રીતે વર્ત્તે તેમાં નવાઇ નથી. અંગ્રેજ લોકોમાં ઘણે ભાગે ઘરમાં સંપ સલાહ રહે છે, તેનાં બે કારણ છે. (૧) પોતાની સ્વભાષામાં લખેલા ધર્મશાસ્ત્રમાંથી પતિપત્નિના ધર્મનું રહસ્ય જે તેઓ ન્હાનપણથી વાંચતાં હોય, ને માબાપોને તેનું અનુકરણ કરતાં જોતાં હોય, તે તેમને લગ્નવખતે વાંચી સમજાવવામાં આવે છે. એટલુંજ નહિ પણ સભા અને ઈશ્વર સમક્ષ અરસપરસની ફરજ અદા કરવાની પ્રતિજ્ઞાઓ લેવરાવવામાં આવે છે; ને બીજું કે, તે પ્રતિજ્ઞાનું રહસ્ય તથા પ્રેમનું બંધન સમજવા જેવડી ને ગૃહવ્યવહાર ચલાવવા જેવડી, તેમની ઉંમર થએલી હોય છે. એટલુંજ નહિ પણ પૂરતી કેળવણી લેવાને તેમને વખત અને સંજોગો બન્ને મળેલા હોય છે. તેઓમાં તથા પારસી અને ખ્રીસ્તી લોકોમાં જ્યાં સુધી છોકરો કમાવા શિખે નહિ, ત્યાં લગી ઘણે ભાગે લગ્ન કરતાંજ નથી. જેથી કોઇને બોજારૂપ ન થતાં પોતાનો મોભો જળવાય છે. બાળલગ્નના માઠા રીવાજથી આપણા હિંદુસ્તાનમાં કેળવણી, સલાહ, સંપ, અને શૌર્ય એ ઉત્તમ ગુણો પોતાનું મહત્વ દેખાડવાને અશક્ત થઇ પડ્યા છે; માટે બચ્ચાંને પુખ્ત ઉંમરે પરણાવવાની ખાસ જરૂર છે. બીજી વાત એ કે જ્યારે વહુ બાળક છે, ત્યારે તેનું ગજું તપાસી સાસુએ તેની સાથે પ્રેમથી વર્ત્તવું જોઇએ, એવી રીતે કે તમે જેવું પોતાને માટે ચાહો તેવું તેઓને માટે કરો. તેને થાક લાગે, ઉંઘ આવે, વાતચિત કરવાનું મન થાય, તેની ઉમ્મર પ્રમાણે રમવાનું મન પણ થાય, એ તેની શુદ્ધ મનોવૃત્તિઓને તમે દબાવી રાખી તેમના ઉપર જુલમ કરો, એ કેટલું ગેરવ્યાજબી? તમે દીકરા પરણાવ્યા તે તમારા પોતાના

ગધાવૈતરા સારૂ? કે ચાકરની ખોટ પુરવા સારૂ? કે દીકરા વહુનો સુખી સંસાર જોઇ આંખ ઠારવા સારૂ?

ના, ના, સાસુઓ ને જેઠાણીઓ, ને મુરબ્બીઓ, જેમ પોતાની દીકરીને તેમ વહુઓને રાખો. જેમ દીકરીને કામકાજ શિખવો છો, તેમ તેને પણ પ્રેમથી શિખવો. જેમ દીકરીને પહેરાવી ઓઢાડી રાજી થાઓ છો, તેમ તેને પણ હસતી રમતી દેખીને રાજી થાઓ. તેના દોષો ન તપાસો. તેના પીયરને ને કુળને નિંદી નકામાં મ્હેણાં ન મારો. તમારી પદવી માબાપતુલ્ય છે, તો માબાપતુલ્ય વાત્સલ્ય દર્શાવો. જેમ બને તેમ ધણીધણીઆણીના જીવ મળે તેમ કરો. દીકરામાં કે વહુમાં મૂર્ખાઇ હોય, તો તેમને પ્રેમથી ઠપકો દેવો એ તમારૂં કામ છે. પણ દીકરા પાસે ચાડીઓ કરી વહુને અકારી કરવી, એમાં તમારી હલકાઇ છે. તમારો પોતાનો મોભો જાળવો. તમે મ્હોટાં છો તે બાળક છે; માટે તેની ભૂલોને મ્હોટું રૂપ આપી, ધાંધલ ન કરતાં, પ્રીતિથી તેને સુમાર્ગે ચલાવો. ખાવાપીવામાં જુદાઇ ન રાખો. મ્હેણાં ટાણાં ન બોલો. જેની તેની પાસે તેનાં વગોણાં ન કરો. જો તમારામાં પ્રીતિ હશે, તો તેના હજાર અપરાધ તે ઢાંકી દેશે; કેમકે પ્રીતિ ભૂલોનો સંગ્રહ કરતી નથી. માબાપ છોકરાં ઉપર પ્રીતિ કરે છે તો પણ તેઓ અનેક પ્રકારે દુઃખ દે છે, ને મા તેમને સજા કરે છે. પણ થોડી વાર પછી તેના કરેલા ગુન્હાની કોઇ માણસ યાદી માગે, તો સંભારતાં પણ તે તેના સ્મરણમાં આવે નહિ. અને જે દોષો દેખાય, તેના ઉપર પ્રીતિની રેલ ફરી વળે છે. જેથી તેના સામું મ્હોં કસાણું ન કરતાં, તેને ખોળામાં લઇ ચૂમી લે છે! તેમ છોકરાં પણ માબાપ પર મારકૂટ કર્યાનો કશો રોષ ન રાખતાં, દોડીને કોટે વળગે છે! "દિલપર દિલ છે." અન્યોઅન્ય જેવાં ચહાશો તેવાં ચહાવાશો. સુંદર ને સુશોભિત ફળ તેજ વેલાનું મહત્વ છે; તેમ સુગુણી ને સુખી ફરજંદ તેજ માબાપનું ગૌરવ છે. માટે જેમ તેઓ સુખીને સદ્‌ગુણી થાય, તેવા પ્રયત્ન કરો. દીકરા દીકરીઓ ખાય, પીયે, રમે અને વહુ ચીમળાયલા ગુલાબ જેવી, એક ખુણામાં ભરાઇ રહે તેમાં શું તમે શોભા માનો છો?

એજ રીતે વહુઓએ મૂર્ખ સહીઅરોની વાતો ઉપર લક્ષ ન રાખતાં, સાસરીઆંને માવિત્રતુલ્ય માનવાં જોઇએ. જેમ તમારાં માબાપે તમને,

તેમજ તમારા પતિને તેનાં માબાપે લોહીનું પાણી કરીને ઉછેરેલ છે. તેમને દીકરાની સુગુણી વહુ જોવાની અથાગ ખંત હતી, તો માબાપ પ્રત્યેની ખરી ફરજ સમજીને, તેઓને જરા પણ દુ:ખ ન થાય, એવી રીતે બંને ધણી ધણીઆણી તન મન ને ધનથી, અને પૂરા પ્રેમથી તેમની સેવા કરો. તેમણે તમારા સુખ અર્થે વાપરતાં કંઇ પણ પાછું રાખ્યું નથી, તો હવે તમને પાંખો આવી છે, એકમાંથી બે થયાં છો, તો તેમનો યોગ્ય બદલો વાળવાની અમૂલ્ય તક મળેલી સમજીને, તેનો સદુપયોગ કરો. કદીક સાસુ સસરો જુના વિચારનાં ને જીદ્દી હોય, તોપણ તે માબાપ છે. કોઇ વાતમાં તેમના કરતાં ડાહ્યાં ગણાવવાની, કે તેમને પાછાં પાડવાની પેરવી નજ કરો. પણ પ્રેમથી તેમની સેવા કરો, ને ઈશ્વરી કૃપાનો અખૂટ લાભ પ્રાપ્ત કરો. જો તમે પોતાનાં માવતર પ્રત્યે પ્રેમી અને વિશ્વાસુ નહિ જણાઓ, તો બીજા કોઇના પર પ્રેમ કરો છો, એ કેમ મનાય? દેરીયાં જેઠીયાંના કજીયા પણ આપણા દેશમાં ઘેર ઘેર જોવામાં આવે છે, તેમાં કંઇ નવાઇ નથી; ભાઇઓ એકજ બાપના દીકરાઓ હોય છે, છતાં તેમના સ્વભાવમાં પણ અસ્માન જમીનનો ફેર પડી જાય છે, તો વહુઓ તો નિર નિરાળા કુળની, તથા હલકા ભારે ખાનદાનની હોય; ને તેઓ જો સાથે રહે, તો તેમનામાં ઐક્યતા રહેવી બહુ મુશ્કેલ છે. આપણા દેશમાં ભાઇઓ એકઠા રહે તે મહત્વની વાત ગણી છે, પણ તેમાં ક્લેશ વગર બીજો પરિણામ જણાતો નથી; કેમકે પ્રીતિ નથી. માટે જો પ્રીતિ હોય, તોજ ભેગાં રહેવું, નહિતો વીખવાદને જગ્યા ન આપતાં, જુદાં થઇ એક બીજાને મદદ આપવી એ શ્રેષ્ઠ છે.

બીજું કેટલાંક માબાપ ગરીબ સ્થિતિનાં હોવા છતાં પોતાનાં છોકરાંને ઉચ્ચી કેળવણી આપવાને ખંતી હોય છે. તેથી પેટે પાટા બાંધી, ભિક્ષાવૃત્તિ કરી દીકરાને કેળવે છે. જેથી કોઇ બી. એ., એમ. એ., કે એલ. એલ. બી. કે બારીસ્ટર બને છે. તેઓ એ ડીગ્રી પ્રાપ્ત કરે, તેટલા વખતમાં માવતર તો બિચારાં તેમના ભણાવવાના ખરચ ભરી ભરીને બેહાલ થઇ ગએલાં હોય. ને વખતે ઘર પણ ઘરેણે મુકાઇ ગયેલાં ને દેવાદાર થએલાં હોય છે, છતાં દીકરો પાસ થઇ મ્હોટો હોદ્દેદાર થયો એ જોઇ તેમની આંખો ઠરે છે, ખુશીખુશી થઇ અહીંતહીં દોડે છે, સૌને કહે છે કે મ્હારા

દીકરાને ફલાણી જગ્યા મળી! ને પોતે વેઠેલી તકલીફનો બદલો મળ્યો સમજે છે. પણ થાય છે શું! કે બાપ તો બિચારો એક પાંચ હાથની કાછડી પહેરતો હોય, ને મા વણકરના જાડા સાડલા પહેરતી હોય. તેઓ અમારા સુખાર્થે આવી સ્થિતિમાં આવ્યાં છે, માટે હવે મ્હારી પુરતી કમાણીમાંથી તેમણે વેઠેલા દુઃખનો બદલો તેમને કેમ આપવો, તેનો વિચાર તે દીકરા કે વહુ બેમાંથી એકેને આવતો નથી. પણ પોતે બંને ધણી ધણીઆણી પોતાના હોદ્દાને લાયક, બૂટસ્ટોકીંગ, કોટપાટલૂન અને ફેન્સી સાડીઓ તથા પોલકાં, પહેરવા મંડી જાય છે. તે ભલે પહેરે, તે બિચારાં જોઇને તો માબાપ વધારે ખુશી થાય. પણ તેઓ શું કરે છે કે, બિચારાં માબાપના પોશાક પ્રમાણે તેમનો દરજ્જો પણ તેટલોજ હલકો ગણી કાઢે છે! પોતાના શિખવ્યા ભણાવ્યાનો બદલો તેમને આપી, ચઢીયાતી સ્થિતિમાં લાવવાને બદલે, તેમની પાસે નોકરની જેમ કામ કરાવે છે! ને બાઇસાહેબ ને ભાઇસાહેબ બે ઘોડાની ગાડીમાં હવા ખાવા પધારે, ત્યારે બિચારી ગરીબડી મા ચૂલા પાસે ધુમાડો ફૂકતી હોય!! વળી કોઇ પોતાના દરજ્જાનાં બૈરાં બેસવા આવે, ત્યારે બાઇસાહેબ મુલાકાત લે, ને સાસુજીને તો પડખે ફરકવા પણ દે નહિ. કેમકે તેમને જુની ફેસનમાં જોઇને પોતાને શરમ લાગે છે! વળી કોઇ આવવા દે, તો તેમની કિંમત નોકર જેટલી ગણીને!! પણ આમ કરવાથી અમારી કિંમત કેટલી થાય છે, તે અભિમાની આંખે સુઝતું નથી!

એક શહેરમાં એક અમલદાર હતો, તેનાં માબાપ ઉપર લખ્યા પ્રમાણે ગરીબ સ્થિતિનાં હતાં, તેને ત્યાં કોઇ બૈરાં બેસવા આવે, તો વહુ ખાસી ગાદી ઉપર ચઢીને બેસે, અને વૃદ્ધ સાસુને હાંક મારે, કે બાઇજી, પાનની પેટી લાવો! તે લાવીને આપે. તો કહેશે કે લો, આ પાનનું કપડું ભીંજવી લાવો, ને ચૂનામાં જરા પાણી નાંખી લાવો. મેં તમને સવારે કહ્યું હતું કે એમાં પાણી નાંખી મૂકજો; પણ તમે યાદજ ક્યાં રાખો છો? આટલું છતાં મા, તે મા! તે બિચારી હસતે મ્હોંએ કહે, બેટા, હું તો ભૂલી ગઇ. વળી કહેશે કે લો, આ કુંચી ને મારી કબાટમાં ઇસ્કોતરામાં એલચી છે તે કાઢી લાવો. ને આ સોપારી રામલાને આપો કે ચૂરો કરે!! આવા એક નહિ પણ અનેક બનાવો નજરે જોવામાં આવે છે, ને કમકમાટ

છટે છે. અરેરે! જે માએ પોતાના બધા શોખ અને સ્વાદ તજી દઇને, જુવાર ને છાશ ખાઇ દીકરાને ભણાવ્યો, તે આવું સુખ ભોગવવા માટે!! અરે, તમે ભણ્યાં પણ ગણ્યાં કેમ નહિ? માવતરને આવી ગરીબ સ્થિતિમાં મૂકનાર તમે હતાં કે બીજું કોઇ? અને તમને આવી ઉંચ સ્થિતિમાં લાવનાર એ માયાળુ માબાપજ હતાં કે બીજું કોઇ હતું? શું આટલું ભણ્યા છતાં એ ભણતર તમારા ભણવામાં ન આવ્યું, કે "જે માબાપની સેવા કરે છે તે પોતાના આયુષ્યની વૃદ્ધિ કરે છે?" તો તમે તેમનું તો તેમનું, પણ તમારૂંએ હિત્ત ભૂલ્યાં?

ના બેનો, ના! આવી વર્ત્તણુક કોઇ પણ કદી ચલાવશો નહિ, ને જે ચલાવતાં હોય તેમની સોબત પણ કરશો નહિ. પણ તેમની આગળ માતપિતાની ભક્તિનો અમૂલ્ય નમુનો મુકજો, કે તેઓ પ્રેમથી નહિ તો શરમાઇને પણ સુધરે! શુદ્ધ કેળવણી પામેલાં ઘરોમાં એવો તો સંપ અને પ્રેમ જોવામાં આવે છે, કે આ સાસુ ને વહુ છે કે મા દીકરી છે. એ કોઇને પૂછ્યા વિના કળાતુંજ નથી; એવી ઐકયતા ને પ્રેમ જોવામાં આવે છે. તેમના ઘરનાં કામકાજ સંચાની જેમ થાય છે. સૌના મુખ ઉપર ઉલ્લાસ ને આનંદ જણાય છે. રિદ્ધિ સિદ્ધિ ને મોભો વધતાં જાય છે. એવા સુધરેલા સંસાર માટે વધારે વિવેચન કરવાપણું રહેતું નથી. માત્ર અંતઃકરણમાંથી એમને હજારો ધન્યવાદ અપાય છે. ઈશ્વર તેમના ઉપર રાજી રહે છે, ને તેમની ભરપૂરતા ખૂટતી નથી. માટે દરેક સાસુ અને વહુઓ, ડહાપણ ને પ્રીતિથી વર્ત્તી પોતાની પ્રજાને, પોતાના કુટુંબને, અને દેશને આબાદ કરે તો તેમાં પોતાનું કલ્યાણ છે, જગતમાં વખાણ છે; ને ખરી શાંતિ પણ એમાંજ છે. કરડાકરડીમાં તો દુઃખ, અશાંતિ અને ફજેતી વગર બીજો લાભ નથી.

ઉપરિ બતાવ્યા સાસરીયાંના ક્લેશ ઉપરાંત, બીજો એક પ્રકારનો ભયંકર ને અસાધ્ય ક્લેશ આપણા દેશમાં ચાલે છે. પણ જો માણસ ઈશ્વરી કાયદાને માન આપી આધીન થાય, તો એ ક્લેશનું સમૂળગું મૂળ ઉખડી જાય તેમ છે. આ ક્લેશ તે શોક્યોના ખારથી ઉત્પન્ન થાય છે. એટલે કેટલીક કોમોમાં એકથી વધારે સ્ત્રીઓ કરવાનો રિવાજ ચાલે છે, એનાં ઘણાં કારણો છે. કેટલીક નાતોમાં સ્ત્રીઓ ગજવે રૂપિયા લાવે છે, તે લોભે

પુરૂષો વધારે સ્ત્રીઓ કરે છે. કેટલાકને સ્ત્રી સાથે અણબનાવ થયાથી બીજી સ્ત્રી કરે છે. કેટલાંક છોકરાંની ખોટે કરે છે. ને કેટલાક માત્ર શોખથી વધારે સ્ત્રીઓ કરે છે. ગમે તેવી રીતે એકથી વધારે સ્ત્રી કરવામાં આવે, પણ સુખ શાંતિ ને આનંદ તો એકે પ્રકારમાં મળતો નથી. કેમકે સ્ત્રીપુરૂષની જોડી કહેવાય છે. તો જોડીનો તો એજ નિયન છે કે, એક જોડીમાં માત્ર બેજ હોય, તેથી અધિક એ ત્રેખડ થઇ અડચણરૂપ થાય તેમાં નવાઇ નહિ. બે સ્ત્રીના વરની એટલી બધી દયામણી હાલત ગણાય છે, કે બહારવટીઆ સરખા ખુની પણ તેને મારવાને હાથ ઉપાડતા નથી. કેમકે મુડદા ઉપર તરવાર મારવામાં જેટલી બહાદુરી દેખાય, તેટલી તેને મારવામાં સમજે છે. કેમકે તે કંકાશનો માર્યો મુડદાતુલ્ય ગણાય છે. તો જો પુરૂષની હાલત એટલી બધી દુઃખી છે, તો સ્ત્રીઓ જે નબળી, કોમળાંગી ને પરાધીન, તેમને કેટલું દુઃખ હશે, અને છે. તે અનેકે જોયું ને અનુભવ્યું હશે.

ગરીબ સંસારમાં એકથી વધારે સ્ત્રીઓ રાખવાથી કંકાસની સાથે ભૂખે મરવાનો પણ વારો આવે છે, કેમકે સંપસંપીને કામ થતું નથી, કેમકે તે સ્ત્રીઓના મનમાં તો એક બીજીને મારવા પછાડવાને હલકી પાડવાનાજ વિચારો પ્રધાનપણે હોય છે. ને કજીયા રાતદિવસ સળગ્યાજ કરે છે. કદીક એમાંની એક કેળવાએલી હોય, તોપણ તેની કેળવણી પ્રકાશમાન થવા પામતી નથી. પણ ક્લેશની મારી ઉલટી ઝંખાઇ જાય છે, ને એમ થાય તેમાં નવાઇ નથી, કેમકે જેમ એક મ્યાનમાં બે તરવાર સમાતી નથી, તેમ એક પુરૂષને બે સ્ત્રી કરવી લાયક નથી. જેમ ગરીબોને તેથી દુઃખ છે, તેમ રાજ્યમાં પણ એ રીવાજ મ્હોટી ખટપટો ને મ્હોટા ભય ઉત્પન્ન કરે છે. રાજા, રાણીઓ અને રાજકુંવરો હમેશાં દગાની ધાસ્તીમાં રહે છે. ને તે ધાસ્તી ઘણીવાર ખરી પણ પડે છે, ને ભયંકર પરિણામો આવે છે. કેમકે શોક્યો તરફથી કામણ ડુમણ ટુચકા ટુચકી નિરંતર ચાલ્યાં કરે છે, ને તેના અંગમાં અનેક મ્લેચ્છ તથા ઝેરી વસ્તુઓ પુરૂષને વશ કરવા માટે અજ્ઞાન સ્ત્રીઓ ખવરાવે પાવરાવે છે. એવી કેટલીક વસ્તુઓ જોવા ને જાણવામાં આવી છે, કે, તે અહિં લખી શકાય તો નહિ, પણ મનમાં યાદ કરતાં પણ સુગ અને કમકમાટ છુટે છે. વળી રાજાને જે પ્રકારનું વ્યસન હોય તેમાં વિશેષ ઉમેરો

ફરી, અગર નવું વ્યસન કરાવી, કોઇ કોઇ રાણીઓ રાજાને પોતા તરફ આકર્ષે છે, તેમાં પોતાના પતિનું હિત્તાહિત્ત ન તપાસતાં, માત્ર શોક્યનું બળ ભાંગવા તરફજ દૃષ્ટિ રાખે છે. જેથી કોઇ ભયંકર રોગના ભોગ થઇ રાજાઓની જીંદગી બાતલ થાય છે. ત્યારે જે સદ્‌ગુણી ને સુશીલ કુળવંત રાણી હોય, તે પતિ વિરહથી પીડાતાં જીંદગી ભર દુઃખી થઇ જાય છે. પણ અદેખી અને અપ્રેમી સ્ત્રી પોતાના વૈધવ્ય દુઃખને ન ગણકારતાં, પોતાની શોક્ય ઉપર પોતાને ફાવેલી માની સંતોષિત થાય છે. એટલે ઇસપનીતિમાં અદેખાનો દાખલો છે તેમ; કે એક અદેખાએ મહાદેવ પાસે વરદાન માગ્યું, તો મહાદેવે વરદાન આપ્યું કે તને મળશે તેથી બમણું તારાં પડોશીને મળશે, ત્યારે તેણે કોઇ પણ પ્રકારની સમૃદ્ધિ કે સુખ ન માગતાં, પોતાની એક આંખ ફોડી નાંખવાનું માગ્યું. તે એટલા માટે કે મ્હારી એક આંખ ફૂટી કાણો થઇશ તો થઇશ, પણ મ્હારો પડોશી તો બેઉ આંખ ફૂટવાથી આંધળો થશે!! એવી રીતે જ્યાં એકથી વધારે સ્ત્રીઓ છે ત્યાં અદેખાઇની રાજધાની હોય છે. ને જ્યાં અદેખાઇ છે ત્યાં કોઇ પ્રકારે સુખશાંતિ રહેતી નથી. આવાં પરિણામો જોઇ ઘણા સુજ્ઞ માણસોએ એ રિવાજને ધિક્કારવા માંડયો છે. અને રાજમાં પણ કેટલેક ઠેકાણે એ સુધારો દાખલ થયો છે. ને જ્યાં એ સુધારો દાખલ થયો છે, ત્યાં તેઓ રાજ્ય સાથે જે ખરૂં સુખ પતિપત્નીનો નિખાલસ પ્રેમ, તે અનુભવે છે. આ ઘણી ખુશીની વાત છે. કેમકે રાજના સુધારાની અસર રૈયત ઉપર થાય એ સ્વાભાવિક છે. માબાપ કરે તે બધું સારૂંજ હોય, એમ બાળક માને છે! ને મ્હોટાં કરે તે બધું સારૂંજ હોય, એમ કાચી બુદ્ધિનાં માણસો માને છે. માટે હરેક મ્હોટાં કે જેમના તરફ ઘણાં જુએ છે, તેમણે બહુ વિચારીને પગલાં ભરવાનાં છે. કેમકે ખોટું કરવા કરતાં ખોટો નમૂનો આપવો બહુ ભયંકર છે.

બાળ બચ્ચાંની વૃદ્ધિ માટે બીજી સ્ત્રી કરનારે નક્કી જાણવું કે બાળ બચ્ચાંની વૃદ્ધિ કંઇ વધારે સ્ત્રીઓના અંગમાં નથી. એ તો ઈશ્વરી ઇચ્છાનુરૂપ દાન છે, એવું અનેક દાખલાઓથી સિદ્ધ થયેલ છે. કેમકે અનેક સ્ત્રીઓવાળાને આપણે વાંઝીયા જોયા છે, ને એક સ્ત્રીવાળાની પાછળ છોકરાંનો ઘેરો દોડતો પણ જોયો છે. કોઇપણ ઈશ્વરી દાન

માણસ પોતાની ચતુરાઇથી મેળવવા જાય તે ફોગટ છે. કેટલીક સ્ત્રીઓ છોકરાંની ખોટને લીધે, પોતે પોતાના પતિની સગાઇ કરી "છાણે ચડાવી વીંછી લાવે છે" પણ આખરે પસ્તાય છે. નવી જ્યારે પરણીને આવે, ત્યારે થોડા દિવસ જુનીનું માન રાખે, ને પછી તેના ઉપર સ્વારી કરવા માંડે, એટલે જુની ઘેર ઘેર આંસુ પાડતી ફરે ; ને તે આખો જનમારો ખુટે નહિ. માટે તેવી મુર્ખાઇ કોઇએ કરવી ન જોઇએ. તેમાં પસ્તાવા વગર બીજું પરિણામ નથી. કેટલીક સ્ત્રીઓ ઉપર નિરૂપાયે શોક્ય આવે છે, તે તો બિચારી લાચાર. પણ શોક્ય ઉપર દીકરી દેનારાં માબાપ, જો પોતાની દીકરીનું શ્રેય ચહાતાં હોય, તો તેમણે કદી એ પ્રમાણે કરવું નહિ. કેમકે એ ઈશ્વરી નિયમ અને પ્રકૃતિ વિરૂદ્ધ મનુષ્યની સ્વેચ્છાનો નિયમ છે. તો તેમાં સુખ શોધવું વ્યર્થ છે. રાજ્યમાં કન્યા દેવાથી રાજપાટની સમૃદ્ધિ મળે ખરી, પણ ખરૂં સુખ, જે પતિપ્રેમ તે વહેંચાયલો હોય, એટલે બાહ્ય સુખ તે માત્ર લોકોને જોવાનું. બાકી સ્ત્રીને ભોગવવાનું તો કેવળ દુઃખજ ! તેના કરતાં સાધારણ સ્થિતિનું પ્રેમી જોડું ખરૂં ને વધારે સુખ ભોગવે છે. કેમકે તે ઇશ્વરી નિયમ ને અનુસાર છે. આ દુનિયામાં કેટલાંક ખરાં ને કેટલાંક માની લીધેલાં કે વહોરી લીધેલાં દુઃખો છે. તેમાંનું આ ખાસ વહોરી લીધેલું દુઃખ છે, માટે શાણા ભાઇ-ઓએ તેનાથી મુક્ત રહેવા નિશ્ચય કરવો. અને એ દુઃખકારક રિવાજ બંધ કરી, સર્વ સ્થિતિમાં ઈશ્વર ઉપર આસ્થાવાન અને સંતોષી થવું જોઇએ, અને જે બ્હેનો એવા પ્રસંગમાં હોય, તેઓએ ધૈર્યવાન થઇ જેમ તેમ કરીને સંપીને ચાલવું, ને શોક્યને હરાવવા કરતાં, પતિના દુઃખને હરાવવા, પતિની આબરૂ તથા તંદુરસ્તી જાળવવા ઉપર, વધારે લક્ષ રાખવું ; ને કોઇ કુયુક્તિએ નહિ, પણ સદ્ગુણે કરીને પતિપ્રેમ જીતવા પ્રયત્ન કરવો. એથી સારો રસ્તો બીજો જણાતો નથી. હરેક જે પોતાના બળે સુખ કે સંપતિ વહોરી લાવવાનાં ફાંફાં મારે છે, તે જો આ એક સુભક્તના કાવ્યની એકજ લીટી યાદ રાખે, તો તેને એમ કરવાનું મન નહિ થશે.

"માનવમાં નહિ સુખનાં મૂળો,
સુખ તો છે કર્તાનું દાન".

જ. વ. સ. ટેલર.

# પ્રકરણ ૧૦ મું.

## ઓરમાન અને અનાથ બચ્ચાં પ્રતિ ફરજો.

### ચોપાયા છંદ.

બાળપણે ના, માતા મરજો, કહું છું ઈશ્વર જાચી;
જેના દુઃખનું વર્ણન કરવા, બુદ્ધિ મ્હારી કાચી! ટેક.

માતા સમ સુખ આપે એવું, જગમાં કોક જવલ્લું!
બાપ મરે તો મા સુખ આપે, વેચીને નિજ પલ્લું. બાળપણે. ૧

દુઃખ વેઠી પરકામ કરીને, બાળક લાડ લડાવે!
બાપ થકી નહિ એવું થાએ, ધન જો ખુબ ઉડાવે. બાળપણે. ૨

બાળક સુખને માટે લાવે, નારી પરણી પોતે;
પણ એ બાળક વેરી હોએ, એવું ધારે જોતે!! બાળપણે. ૩

ખાય પિએ ને ખેલ કરે તે, તેને દુઃખજ શાનું?
મળ મુત્રને જેહ કંટાળે, સુખ શોધે મનમાન્યું! બાળપણે. ૪

કૈંક વડેરૂં બાળ હોએ, તો તો કામ કરાવે;
ટુંક શક્તિથી નહિ થાએ તો, ક્રુરપણે ધમકાવે. બાળપણે. ૫

જન વચ્ચે 'બેટા' કહી બોલે, ઘરમાં ધુસ્તા મારે!
સારૂં ભોજન આપ આરોગે, આપે એઠું ખારે. બાળપણે. ૬

માંદું સાજું થાએ ત્યારે, ઢોંગીલું દર્શાવે!
મ્હેણાં ટાણાં કારી બોલી, દિલ અતિશે દુઃખાવે. બાળપણે. ૭

હરતાં ફરતાં દુઃખ દિધામાં, સઘળું શ્રેયજ જાણે;
ના ડર ઈશ્વરનો રજ આણે, મોજમઝા બહુ માણે. બાળપણે. ૮

દુખિયાં બાળક એવાં દેખી, અત્યંત ઉર કંપાયે;
પણ જોનારાં મનમાં સમજે, રજ ના શિખ અપાએ. બાળપણે. ૯

જો શિખ દે તો શ્વાન સમી તે, સામી થઇને બોલે;
અહંકારે તે અંધ બનીને, કાંકીડા જયમ ડોલે!! બાળપણે. ૧૦

હે! ઓરમાનો બ્હિકજ આણો, ઈશ્વર એ સૌ જાણે;
આ કૃત જોઈ નાશ કરે પણ, રે'મી રે'મજ આણે. બાળપણે. ૧૧

સમજી દીલમાં દૂર કરો ને, આવી ખોટી ટેવો;
નિરાધારોને દૂભીને, મૂકો લેવો લ્હાવો. બાળપણે. ૧૨

બાળક ઈશ્વરને બહુ વ્હાલાં, તેને દુઃખી દેખી;
નક્કી બદલો માગી લેશે, મનમાં લેજો લેખી. બાળપણે. ૧૩

એ માટે પ્રીતિથી વર્તો, પેટ સમાન ગણીને;
બાળક પણ તમને સુખ દેશે, માત ખરીજ ગણીને. બાળપણે. ૧૪

---

દુનિયામાં ઘણા પ્રકારનાં દુઃખી માણસો નજરે પડે છે, તેમાં નમાયાં છોકરાં બીજા બધા પ્રકારનાં સુખોથી ભરપૂર હોવા છતાં, પ્યારી માતાની સંભાળ, કાળજી ને મિઠાં વચનોનાં આશ્વાસન વગર, નીમણાં અને દુઃખી હોય છે. કારણ કે, બાળકને માતાનો માયાળુ ખોળો, તે બધાં સુખોની પરિસીમા છે! તેનો પ્યાર ભરેલો આવકાર, તેના મનને શીતળ જળ જેવો લાગે છે. તેની માયાળુ વાણી તેનાં બધાં દુઃખો વિસરાવી દે છે. તેનો ઠપકો જગતના માર્ગ પર અજવાળું પાડે છે. તેની શિખામણો તેની જીંદગીભર મશાલની માફક આગળ ચાલે છે. તેની ક્ષમા પ્રભુની ક્ષમા બરાબર લાગે છે. તેનો ગુસ્સો તે તેનાં દુષ્ટ કામોથી ફેરવી લેનાર સુકાન જેવો હોય છે. આહા!! આવી માયાળુ માતાનો જરા તરા, કે મુદ્દલજ લાવ ભોગવ્યા પહેલાંજ કેટલાંક બાળકોની માતાઓ, કુદરતિ ક્રમમાં અલોપ થઇ જાય છે, ત્યારે તેઓ પોતપોતાની સમજણ પ્રમાણે કેટલાં દુઃખી થાય છે! કેટલાં પીડાય છે! કેટલી જાતની વિટંબનાઓ તેમના પર તરાપ મારવાને તત્પર થાય છે!! આનું વર્ણન કોણ કરી શકે? ડગલે ને પગલે પોતાની માયાળુ માતાની ખોટ આવીને ઉભી રહે છે. માનો પ્રેમથી કોણ અજાણ છે! કે તેનું વર્ણન કરવું પડે. કયો પુરૂષ કે સ્ત્રી, બાળક કે બાળકી, વિદ્વાન કે અભણ, મજુર કે ભિખારી એવો હશે; કે જેણે માનો

પ્રેમ ચાખ્યો નથી? અરે! એક ભિખારીનું છોકરૂં પોતાની માના ખોળામાં, તેમજ એક રાજાનું છોકરૂં તેની રાજ્યમાતાના ખોળામાં, એ બેઉના સુખમાં કંઇ ન્યૂનાધિકતા હોતી નથી; ને તેમજ પોતાની વહાલી માનો વિયોગ પણ તે બેઉને અસહ્ય થઇ પડે છે. જથાબંધ નોકરો જેનું રક્ષણ કરનાર હોય, તે બાળક પણ પોતાની માતાને જોઇ હાથ પગ જોસમાં હલાવી, હસતું હસતું કે રડતું રડતું માના ખોળા તરફ ઢળે છે! ને માતાનો પ્રેમ ઉભરાઇ જાય છે, બાળકને ખોળામાં લેતાં તે ગાંડી ઘેલી જેવી બની તેને હેતથી પંપાળે છે, ને તેનું આશ્વાસન કરે છે. રાત-દિવસ પોતાના હજાર કામકાજમાં, ભયંકર મંદવાડમાં, અતિ ધાસ્તીમાં, ગમે તે સ્થિતિમાં માતા હોય; તો પણ પોતાનાં રોતાં બચ્ચાંને 'ખમા મ્હારા બાપ' કહી પાલવે આંસુડાં લૂઇ છાનાં રાખે છે. એવી રીતે રંક અને રાયનાં બાળકો ઉપર માતાની સરખી પ્રીતિ હોય છે.

એવી માયાળુ માતાનું મરણ થતાં, બચ્ચાંઓને સંભાળવા અને તેઓને સુખી કરવા માટે પુરૂષ બીજી સ્ત્રી પરણે છે. પણ અફસોસ! કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ પોતાનાં ઓરમાન છોકરાંને દુશ્મન જેવાં ગણે છે. તેને સુખ આપવાને બદલે અનેક પ્રકારે પીડે છે. પ્યારના બદલામાં દુશ્મનાઇ રાખે છે. કેળવણીના બદલામાં મ્હેણાં મારે છે. લાડ કરાવવાને બદલે ગાળ આપે છે. તેઓને જોઇતી વસ્તુ આપતી નથી; અને આપે તો "માથામાં ઠુંબો ને હાથમાં રોટલો." એવી રીતે અનેક છણકા કરીને, ને તે પણ તેની જરૂરીઆત કરતાં અધું પધું! છોકરાંનો થોડો વાંક હોય, તે પોતાના ધણી પાસે બમણો વર્ણવી છોકરાંને માર ખવરાવે. આડોશીપાડોશી આગળ છોકરાંનાં વગોણાં કરે. ગુપ્ત રીતે નિશાની ન દેખાય, તેવા માર મારે. એવી રીતે અનેક પ્રકારે તેઓને દુઃખી કરે છે; તેથી બિચારાં એવાં છોકરાં હેરાન હેરાન થઇ જાય છે. છતાં "ગળે ગાંઠ ને મ્હોએ ડુચા" જેમ તેમને તે દુઃખ શોષવું પડે છે; કારણ કે બાપને કહેવાતું નથી, ને માનું સહેવાતું નથી. જેમ સગી માના અંતઃકરણમાં બચ્ચાંની રમત ગમત ને તંદુરસ્તી જોઇ તેમને પહેરાવી, ઓઢાડી, રમાડી, ખેલાવી, લા'વ લેવાના ઉમળકા રમ્યાં કરે છે, તેમ ઓરમાનના મનમાં તેમના વાંક શોધવાના ને તેમને અકારાં કરવાના

નીચ વિચારો ભમ્યા કરે છે! જેથી આડોશીપાડોશીના મનમાં વાતો વાતમાં તેમના અવગુણ ઠસાવી દે છે; એટલુંજ નહિ, પણ પોતાના ધણીને પણ આડું અવળું સમજાવી પોતાના પક્ષમાં લઇ તેમને શિક્ષા અપાવવાની કોશિશ કરે છે. ડાહ્યા પુરૂષો તો એ વિષે ખુબ વિચાર કરે છે. પણ ભોળા કે અજ્ઞાન બાપનાં છોકરાંઓના તો બિચારાંના ભોગ ફરી વળે છે. આનું કારણ બીજું કાંઇ નહિ, પણ કેવળ અપ્રીતિને લીધેજ ઓરમાનોને એ સુંદર રમતાં જમતાં બાળકો આનંદરૂપ નહિ, પણ અડચણરૂપ લાગે છે!

વિશેષે કરીને એવી ઓરમાન માના પંજામાં પડેલ છોકરાઓ કરતાં બિચારી ગરીબડી છોડીઓ, કે જેમને આખો દિવસ તેમનાજ હાથમાં રહી કામ કરવાનું છે, તેઓને તો તેઓના તરફથી અતિશે વેઠવું પડે છે. આ દયાજનક દેખાવ જોતાં અતિ ત્રાસ ઉપજે છે.

માટે મ્હારી પ્રિય બ્હેનો, જેને ઓરમાન છોકરાં હોય તેઓએ વિચારવું જોઇએ; કે જે પતિની સાથે પોતે પરણેલાં છો, તે તમારૂં અંગ છે; ને તે બચ્ચાં તે તેનું લોહી છે! તો શું તે તમારૂં પણ લોહી ન ગણાય? જે તેનું છે તે સર્વ તમારૂં છે, એવો હક તમે છાતી ઠોકીને કરો છો; ને તેનો પૈસો, તેનું ઘર, તેનું રાચ રચીલું, તેનાં ઢોર, બધું તમને બહુ પ્યારૂં લાગે છે! તેમાંથી કંઇ પણ બગડે નહિ, કંઇ પણ નુકસાન થાય નહિ, તેની પૂરી કાળજી રાખો છો! તમે ગમે તેવાં ગરીબ માબાપનાં દિકરી હો, ને તમારો ધણી મ્હોટી પદવીનો હોય; તો તેની આબરૂના પ્રમાણમાં માન મળવામાં જરા પણ ખામી આવે, તો તે ખામી ગણો છો, મતલબ તમામ માલ મિલકત ને ઇજત આબરૂ વગેરે જે તમારા પતિની માલીકીનું છે, તે બધું તમારૂં ગણો છો, એટલુંજ નહિ પણ તે બધું તમને પ્યારૂં લાગે છે; તો તેની તમામ મિલકતમાંની કિમતી મિલકત, જે પ્રાણાધિક પ્યારાં બચ્ચાંઓ! જેને માટે માણસ પોતાની જીંદગી પણ અર્પણ કરતાં પાછું વાળી જોતું નથી, જે લાખો કરોડો રૂપિયા ખરચ્યે, કે દેશ પરદેશ ભોગવ્યે, કે કોઇ ઉપાયે મળતી નથી. પણ ઈશ્વરી અમૂલ્ય બક્ષિસથીજ મળે છે; એવા ઈશ્વરી ખાસ કૃપાદાનને તમે ધિક્કારો, ક્રુર દૃષ્ટિથી જુઓ, ખોટા ખોટા આરોપો મુકી હેરાન કરો, તો તેમાં તમારૂં પતિવ્રત્ત ક્યાં? તેમાં તમારા સદ્‌ગુણ

ક્યાં? એમાં ઈશ્વરના ડરનો સમાવેશ ક્યાં રહ્યો? નિર્દોષ અને નિરાધાર બાળકોને દેખીને વજ્ર હૃદય પણ પીગળી જાય, ચોરને પણ દયા આવે, ઘાતકી પણ ઘડીવાર વિચારમાં પડે, એવાં બિચારાં નમાવાં બાળકો, ને વળી તમારાં શરણાગત થએલાં! અરેરે! તેને દૂભવાથી તમે શો લાભ માનો છો!! શું શ્રેય! શી મ્હોટાઇ! શેનું સુખ! ના, ના બ્હેનો, એવી કુટેવ છોડી દો; એ બચ્ચાંને પેટ સમાન ગણો. ને ઈશ્વરના આશીર્વાદ લો. સદ્દગુણી નામ મેળવો. કેળવણીનો પ્રકાશ પડવા દો. તમે બચ્ચાંઓને તદ્દન ભાન વગરનાં, શક્તિ વગરનાં એવાં લેખી દુભો છો, પણ તેમાં તમે મ્હોટી ભૂલ કરો છો; તેઓ પ્રેમને બરાબર ઓળખે છે, ને જ્યારે બચ્ચાંઓને પોતાની જનેતાના પ્યાર કરતાં કશું ઓછાપણું જણાશે નહિ, ત્યારે તેઓ તમને અંતઃકરણથી ચ્હાશે. કહેવત છે કે, "મ્હોટું જાણે કહ્યું, અને નાનું જાણે હૈયું." પ્રેક્ષક તમને પ્રેમી કહેશે, પરમેશ્વર પાસેથી તેનો રૂડો બદલો મળશે. તમારો પતિ તમારા ઉપર અંતઃકરણથી પ્રીતિ રાખશે. મતલબમાં સર્વ પ્રકારે શાંતિ, સુખ અને સમૃદ્ધિ વધશે; ને પ્રભુના આશીર્વાદથી તમો ઘણાં સુંદર બાળકોની માતા થશો; ને જો તેમ નહિ થાય, તોપણ પેટનાં છોકરાંની અપેક્ષા તમને રહેશે નહિ. કેમકે પેટનાં બચ્ચાંના તમામ લ્હાવ આ બાળકો તમને પૂરા કરશે. ને તેઓને ઉછેરતાં જે તમને સંકટ પડશે, તેનો બદલો તમને પરમ કૃપાળુ તરફથી જરૂર મળશે. પરંતુ કેવળ સ્વાર્થી આશાથી નહિ; પણ છોકરાં કેવી રીતે સુખી થાય, કેવી રીતે સુધરે, કેવી રીતે તેમનાં તનમન કેળવાય, શેની શેની તેઓને અગવડ છે, શેની તેઓને જરૂર છે, કઇ બાબતની તેઓમાં હઠીલાઇ છે, ને તે કેવી રીતે સુધારવી છે, કઇ બાબતમાં તેઓ બાહોશ છે, ને કેવાં કેવાં સાધનો આપી ઉત્તેજીત કરવાની જરૂર છે, વગેરે બાબતોનો હમેશાં વિચાર કરો. આવી બધી કાળજી શીખવા તમને કોણ શિખવશે? બીજું કોઇ નહિ, પણ બાળક પ્રત્યેનો ને ઈશ્વર પ્રત્યેનો તમારો નિખાલસ પ્રેમ તમને બધું શિખવશે. હા, બ્હેનો, જરૂર શિખવશે.

તમારાં ધણીનાં છોકરાં તે તમારાંજ છે. જે તમારાં વારસ છે, તમારાં કુળદીપક છે, તમારાં સહવાસી ને તમારાં અભિલાષી છે, તે તમારા પ્રેમનાં ને તમારા ઉત્તમ ગુણનાં આભારી કેમ નહિ થાય? જો

તમે તેમને ચીઢવ્યાં નથી, તો એમને ચીઢવવાનો વિચાર પણ ક્યાંથી આવશે? જો તમે તેઓને ધિક્કાર્યાં નથી, તો તેઓ તમને કેમ ધિક્કારશે? જો તમે તેમની ઈર્ષા કીધી નથી, તો તેઓ તમારા ઉપર સરસાઈ કરવા કેમ ચહાશે? તેઓ સામે તમે અભિમાન રાખ્યો નથી, તો તેઓ તમારા ઉપર કેમ અભિમાન રાખશે? કદી નહિ; જેવું વાવો તેવુંજ લણુશો. "ઘઉં વાવે તે કોદરા કેમ લે?" "કોદરા વાવી ઘઉં કેમ લણુશે?"

પ્યારી બ્હેનો, જેવાં તમે તેમને ચહાશો. તેવાં તે તમને ચહાશે. પણ ઉપરના ડોળથી નહિ, ને વેઠ તરીકે નહિ; પણ અંતઃકરણના પ્રેમી ઝરણુથી તેમને નહવરાવો, તો તેઓ તમારે માટે પોતાનો જીવ પણ પાછો નહિ રાખે.

ખરી કેળવાએલી સ્ત્રીઓ જ્યારે ઓરમાન પદ ઉપર આવે છે, ત્યારે તે નમાયાં બાળકોને ઉછેરવાની અમૂલ્ય તક હાથમાં આવી ગણીને ઈશ્વરનો ઉપકાર માને છે, ને તેમને સંભાળવા કેળવવાની બુદ્ધિ તે દયાળુ પાસે રાત દિવસ માગે છે. જેમ પોતાનાં ભાંડુને, તેમ પૂરા હેતથી છાતી સરસાં ચાંપી, જ્યાં તેમનું થુંક પડે, ત્યાં પોતાનું લોહી રેડવાને તયાર રહે છે, ને મનમાં હરખાતી એમ બોલે છે, કે પ્રભુએ મ્હારા હાથમાંથી ચીંથરાનાં ઢીંગલાં લઈ લઈને આ પ્યારાં ને રમણીક બાળકો મ્હારા હાથમાં આપ્યાં છે. એવા ઉભરાતા પ્રેમમાં ઉછરેલાં છોકરાંને સગી માનો લેશ પણ ઓરતો થતો નથી; તેમ તેવી ઓરમાનોને પેટનાં છોકરાંની કશી અભિલાષા પણ રહેતી નથી. પ્રભુ કરે ને આપણા દેશની બધી ઓરમાનો પોતાનું કર્તવ્ય સમજે, ને નમાયાંને માની ખોટ પૂરી તેમના ને ઈશ્વરના આશીર્વાદ લે.

જેમ અજ્ઞાની ઓરમાનો પોતાને આધારે પડેલાં બચ્ચાંને દુભે છે, તેમ માબાપ વગરનાં અનાથ ને નિરાધાર બચ્ચાં, જે પોતાની કાકી, મામી, ફૂઈ કે માશીને વસીલે પડેલાં હોય છે; તેઓને પણ અનેક પ્રકારે દુભવવાનાં નીચ કૃત્યો કરતાં જોવામાં આવે છે. તેઓ પોતાનાં પેટનાં બચ્ચાં અને આશ્રિત બચ્ચાંમાં અતિશે ફેર ગણે છે. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, બધું પોતાનાં છોકરાંથી ઉતરતું તેમને આપે છે; ને ઓરમાન માં કરતાં પણ અધિક દુઃખ તેમને દે છે. તેમની પાસે ગુલામની માફક અઘટિત કામ કરાવે

છે; ને તેમને તમામ બાબતમાં હલકાં ગણે છે. આ ખરેખરૂં નીચ કૃત્ય છે. વિચારો કે તે બચ્ચાંનાં માબાપ જ્યારે જીવતાં હતાં, ત્યારે તમે તેમને કેટલું રૂડું મનવતાં! અને પોતાનાં બચ્ચાંના હાથમાંની જણસનો ભાગ પડાવી તેમને રડાવીને પણ તમે તેમના હાથમાં આપતાં. એ શું તે દિવસે તમારો પ્રેમ હતો, કે તેમનાં માબાપની ખુશામત હતી? શું તમે આજે એમ જાણો છો, કે હવે કોને ભલું મનવવું છે? કે એના વતી આપણને કોણ કહેનાર છે? બ્હેનો, એવો વિચાર ન લાવો. અનાથ બચ્ચાંનું પાલન પોષણ જો તમે કર્યું ન હોત, તો તેઓ રખડી મરત, એવો ખ્યાલ પણ મનમાં ન લાવો. તેમનું પોષણ ને રક્ષણ કરનાર તો ઈશ્વરજ છે. તેણે માત્ર આપણને પાત્ર ગણી આપણા વસીલામાં મૂક્યાં છે. પણ તેને જોઇતી વસ્તુઓ તો તેજ પોતાને સમર્થ હાથે પૂરી પાડે છે. અને આપણે તેઓની સાથે કેવી વર્ત્તણુક ચલાવીએ છીએ, તે તે નિરંતર જોયાં કરે છે; ને સારો કે માઠો બદલો આપવાની સર્વ સત્તા ને અધિકાર તેને છે. પણ તે કોપ કરવે ધીમો ને દયા કરવે ઉતાવળો હોઇ એકાએક એવાં નિર્દય ઉપર નાશ લાવતો નથી. તેથી ઉન્મત બનનાર પાળકો પોતા ઉપર હાથે કરીને ઈશ્વરનો કોપ વ્હોરી લાવે છે. માટે એવાં બાળક જેના હાથમાં આવ્યાં હોય, તેમણે તેની રક્ષાને વેઠ તરીકે માની બબડાટ ફફડાટથી કે જુદાઇ રાખીને તેમને ન ઉછેરવાં; પણ પેટનાં બચ્ચાં તુલ્ય, બલ્કે ઈશ્વરની ખાસ બક્ષીસ માની, એથી પણ અધિક લેખીને ઉછેરવાં. તેને કોઇ વખત મા-બાપના પ્રેમની ખામી ન જણાય, તેમ વર્ત્તવું; તેમાં ડહાપણ, તેમાં ચતુરાઇ ને તેમાંજ ઈશ્વરી આશીર્વાદ છે.

સદ્‌ગુણી સ્ત્રીઓ નમાયાં કે અનાથ બચ્ચાં પોતાના હાથમાં આવે, તેને જીંદગીનો અમૂલ્ય લ્હાવ લેખે છે. અને અનાથ બચ્ચાંની નહિ પણ ઈશ્વરની સેવા કરવાનો અમૂલ્ય પ્રસંગ ગણે છે. અરે બ્હેનો! જેને પ્રભુએ પુશ્કળ ધન આપ્યું છે, તે અનાથાશ્રમ બાંધે છે. કોઇ ઉઘરાણાં કરી માગી ભીખીને, રખડતાં અનાથોનું પાલન કરે છે; તો આપણે આપણા કુટુંબનાં અનાથ, જે આપણું અંગ ને આપણું લોહી છે; તેમને કેટલા વ્હાલથી પાળવાં જોઇએ? યાદ રાખવું, કે અનાથ કંઇ અનાથ થઇને જન્મતાં નથી! એક વેળા તેમને પણ માબાપ હતાં, ને તેમની કિંમત

લાખે પણ લેખાતી ન્હોતી! તેમજ હવે પછી કોણ અનાથ થશે, તેની કોને ખબર છે? ઘણી વેળા એવાં જુલમી પાળકોનાં છોકરાં અનાથ થઇ બેહાલ રખડતાં જણાય છે! માટે દયા અને માયાથી ઈશ્વર જે આપે, તેમાંથી વહેંચી વાટીને કશી જુદાઇ જાણ્યા વગર પોતાનાંજ લેખી અનાથને સંતોષી ખુશી થવું, એ ડાહ્યાં માણસની ફરજ છે. ઘણાં પાળકો એવાં તો પ્રેમી હોય છે, કે ક્વચિતજ વાતપ્રસંગે ખબર પડે, કે આ છોકરાં તેમનાં પેટનાં નથી. તે શિવાય તેમની જોડેનો કશો ભિન્નભાવ જણાતોજ નથી. એવાં સદ્‌ગુણી અને પ્રેમીને ધન્ય છે. એવાંનો નમુનો લઇ ઉન્મત્તાઇ મુકી દઇ, હુંપદ છોડી દઇ, અનાથને સુખી કરવાં, ને પોતે સુખી થવું; નહિ તો યાદ રાખવું, કે તમારી ફરિયાદ કરતાં અનાથની ફરિયાદ ઈશ્વર વહેલી સાંભળે છે.



# પ્રકરણ ૧૧ મું.

## શું ઉત્તમ પ્રકારનો પોશાક અને ઘરેણાં સ્ત્રીનો ખરો શૃંગાર છે?

**રાગ. ઓધવજીના સંદેશાનો.**

ઘરેણાં એવાં પહેરૂં જે નહિ તુટશે;
લુંટારા લોભાઇ જે નહિ લુંટશે. ૧

વસ્ત્રો એવાં પહેરૂં જે નહિ ફાટશે;
જે પહેર્યાથી તન નહિ મ્હારૂં લાજશે. ૨

હાર ગળામાં પહેરૂં, તો એ પે'રવો;
પડશે નહિ કો કાળે જેહ ઉજેરવો. ૩

અંજન અંતર ચક્ષે એવું આંજવું;
જેથી અજવાળું અધ્યાત્મક ઝાંખવું! ૪

નમ્રપણાનો નિર્મળ ઘુંઘટ કાઢવો;
ઝરી વેરીનો વટ એથી વાઢવો. ૫

કંચન આભૂષણથી અદકું એક છે;
કહો ભક્તિથી આ જગમાં કોણ વશીક છે! ૬

એ આભૂષણ ત્રી ભુવનમાં શ્રેષ્ઠ છે;
એવણ જાણો સંધી જગની વેઠ છે. ૭

અનેક વિકારે જગ કાંતિ ઝંખાય છે;
પણ સુનીતિ સર્વદા પંકાય છે. ૮

---

ખરેખર, ઉત્તમ પ્રકારના પોશાક અને ઘરેણાં માણસને શોભાયમાન દેખાડે છે ખરાં, પણ જેમ વસ્ત્રાભૂષણથી આપણે આપણું શરીર શોભાયમાન દેખાડવાને યત્ન કરીએ છીએ, તેમ આપણે આપણું મન પણ સદ્‌ગુણો વડે શોભાવવાને યત્ન કરવું જોઇએ. મનનો શૃંગાર જે સ્ત્રીએ પહેરેલો નથી, તેનો ઉપલો શૃંગાર વ્યર્થ છે. તે તેને શોભા આપવાને બદલે ઉલટી હલકાઇ દેખાડે છે. જે સદ્‌ગુણરહિત સ્ત્રી છે, તેનો ઉપરનો શૃંગાર ધોળેલી કબરના જેવો છે; જે ઉપરથી શોભાયમાન દેખાય છે ખરી, પણ અંદર સડેલાં હાડકાંઓથી ગંધાય છે. તેમજ સ્ત્રીની ઉપરની શોભા તે ખરી શોભા નથી, તે વિષે એક પરમેશ્વરનો મહાન ભક્ત કહે છે કે: "તમારો શૃંગાર બહારનો એટલે ગુંથેલા નિમાળાનો તથા સોનું પહેરવાનો તથા વસ્ત્ર પહેરવાનો એવો ન થાય, પણ અંતઃકરણના ગુપ્ત માણસ એટલે લીન તથા નમ્ર આત્માનો, જે દેવની આગળ ઘણાજ મુલ્યનો છે, તેના અવિનાશી વસ્ત્રનો એવો થાય, કેમકે પૂર્વે જે સ્ત્રીઓ દેવ પર વિશ્વાસ રાખતી હતી, તેઓએ પોતપોતાના વરોને આધીન થતાં એ પ્રમાણે પોતાને શૃંગારી હતી."

માણસની શોભા પોતાનાં સારાં અને નિર્મળ કામોમાં રહેલી છે. જે માણસની બુદ્ધિ પવિત્ર અને મન નિર્મળ છે, તેઓ સુવસ્ત્રો તથા ઘરેણાંને પોતાની ખરી શોભા તથા શૃંગાર સમજતાં નથી. અગાઉ જે સાધવી સ્ત્રીઓ થઇ ગઇ તેઓએ પોતાનો શૃંગાર સુશોભિત ઘરેણાંમાં કે સુંદર વસ્ત્રોમાં ગણ્યો નહોતો, પણ સુકાર્યોથી પોતાને પુરી શૃંગારી હતી. જેમ મીરાંબાઇને માટે કુંભા રાણા તરફથી ઘરેણાં મોકલવામાં આવ્યાં, ત્યારે તેણે શું કહ્યું? કે "મ્હારૂં ઘરેણું તો જ્ઞાન છે." એમજ યુરોપ અંતર્ગત આસ્ટ્રિયા નામના દેશમાં હંગ્રી નામનો એક પ્રદેશ છે, ત્યાંના રાજ્યાધિપતિને ઇલીઝાબેથ નામની કન્યા હતી. સાધવી માતાના સુદૃષ્ટાંતથી અને સદુપદેશથી નાની ઉમ્મરમાંજ તેના મનમાં ધર્મભાવ પ્રબળ થયો હતો. ઇલીઝાબેથ જ્યારે ઘણીજ નાની હતી, ત્યારે તેના પિતાએ કોઇ રાજાના પુત્ર સાથે તેનું લગ્ન કરવાનું વચન આપ્યું હતું. તદનુસાર તેને રાજાના મહેલમાં લઇ જવામાં આવી, અને જેથી તેની સુશિક્ષા થઇ શકે તેનો પણ જેવો જોઇએ તેવો બંદોબસ્ત કર્યો. ત્યાં ઇલીઝાબેથ ઉમ્મરમાં વધવા

લાગી, તેના મનમાં ઇશ્વરાનુરાગ દિવસો દિવસ એટલો તો પ્રબળ થવા લાગ્યો, અને સાચા ઈશ્વર ઉપર પ્રીતિ એટલી તો વધવા લાગી, કે સર્વદા સાદો પોશાક પહેરીને ઈશ્વરભક્તિમાં કાળ નિર્ગમન કરવાની તેની અંતઃકરણપૂર્વક ઇચ્છા થઇ. જેની સાથે તેનું લગ્ન થનાર હતું, તે રાજ્યપુત્રને તે પ્રાણસમાન ચાહતી હતી ખરી; પરંતુ તે સર્વદા આવી પ્રાર્થના કરતી કે "હે પરમેશ્વર, હું તમોને ચાહું એટલે સર્વને ચાહું." જ્યારે તેની ઉમ્મર ૧૪ વરસની થઇ, ત્યારે તેની ભાવિ નણંદ અને સસરાની સાથે અમુલ્ય પોશાક અને ઘરેણાં પહેરીને ભજનાલયમાં ગઇ હતી. ઇલીઝાબેથે ઈશ્વરના ગૃહમાં પ્રવેશ કરીને, પોતાનો હીરાજડિત મુગટ ઉતારી મુક્યો; અને દીન ભાવથી પ્રાર્થના કરીને બહાર નિકળી. તેના ભાવિ સસરાએ એ વાસ્તે તેનો તિરસ્કાર કર્યો, તેના જવાબમાં એણે કહ્યું, "પ્રાર્થનાની વખતે વેષ ભુષણનો ચકચકાટ શા માટે જોઇએ? આ જુઓ! ઇસુના માથા ઉપર કાંટાનો મુગટ છે. હું, શું, તેના કરતાં મ્હોટી કે?" તેનો વૃદ્ધ સસરો આ વાતની ગંભીરતા સમજી શક્યો નહિ, ઘરમાં જઇ ઇલીઝાબેથે પ્રાર્થના કરી કે, "હે પરમેશ્વર, હું તમને પૂર્ણ પ્રાણની સાથે પ્રીતિ કરવા ચાહું છું તેનો પરિચય આપવા મને લાભ આપો; જે પ્રીતિ કરે છે તેને સર્વ મળે છે, તેથીજ પ્રાર્થના કરૂં છું કે, મ્હારૂં સર્વસ્વ અને મ્હારો પીંડ તમને અર્પણ કરી સુખી થાઉં." અરે! ચૌદ વરસની બાલિકાનો કેવો નિર્લોભી ભાવ આ પ્રાર્થનામાં પ્રકાશિત થાય છે?

ઇલીઝાબેથનો થનાર સ્વામી શિખવા માટે દેશાવર ગયો હતો; લગ્ન થયાની પહેલાં તે ઘણું કરીને ઇલીઝાબેથને મળતો નહોતો. સર્વ જ્ઞાન સંપાદન કરીને મહુમ પિતાનું રાજ્ય સ્વહસ્તે લેવાને તે ઘેર પાછો આવ્યો. તેણે આવીને સાંભળ્યું કે ઇલીઝાબેથના નામે ઘણી ચરચા પ્રસિદ્ધ થઇ છે, તે ગરીબ લોકોની છોકરી પ્રમાણે પોશાક પહેરે છે; ગરીબ લોકોનાં છોકરા છોકરીઓને પોતાનાં સગાં વહાલાં પ્રમાણે જાણે છે, અને ગરીબ લોકોની સેવામાં પોતાનું તન મન અને ધન યથાશક્તિ નષ્ટ કરે છે. એવી વાતથી ધર્મપરાયણી યુવતિ ઉપર તેની વધારે શ્રદ્ધા થઇ; તેણે ઇલીઝાબેથને એક મૂલ્યવાન ભેટ મોકલી, ત્યાર પછી થોડા દિવસ બાદ ઇલીઝાબેથનું લગ્નું થયું. સ્વામીના સંસારમાં કંઇ પણ ક્લેશકારક હતું નહિ, ઘણું

ધન તથા ઘણા દાસદાસીઓ હતાં, એટલે ઇલીઝાબેથ જો ધારત, તો મ્હોટા માણસોની બાયડીઓની પેઠે સુખમાં સંસારયાત્રા કરી શકત. પરંતુ તેના પ્રાણમાં બીજી તરફથી આગ બળતી હતી; તે ધનને પોતાના શોખમાં ખરચવા અભિલાષા રાખતી નહોતી. સ્વામીની અનુમતિ લઇ ઇલીઝાબેથ અનેક પરમાર્થી કાર્ય કરતી ને રાત્રીનો ઘણો કાળ અધ્યયન અને પ્રાર્થનામાં ગાળતી. સવાર થતાં પ્રાર્થના કરીને દરિદ્રીનાં દુઃખ દૂર કરવાને દોડતી. ઉંચા પ્રકારનાં ભોજનો ઉપર તેને રૂચિ નહોતી; ઉંચા પોષાક તેને ગમતા નહિ; સર્વ સાથે ખાવા બેસવાથી કોઇ સમજી શકે નહિ કે તે થોડું ખાય છે, એટલા માટે જૂદી જૂદી વાતોથી લોકનું મન રંજન કરીને પોતે અલ્પાહારી રહેતી. કેમકે ખાવા બેસતી વેળા તેને યાદ આવતું કે, કેટલાં-એક અનાથ નિરાધાર બાળક બાળકીઓ આજ ખોરાક વગર અથવા જૂજ ખોરાકે દુઃખ પામતાં હશે. તેને સર્વદા દરિદ્રીઓની ઝુંપડીઓમાં દરવાજે દરવાજે ફરવું પડતું હતું, તેથી એવો મર્મભેદી દેખાવ તેની ચક્ષુ આગળ ગુપ્ત કેમ રહે? કોઇ કોઇ વેળા તે પોતાને હાથે દરિદ્રીઓને માટે સામાન્ય પોષાક તૈયાર કરતી. તેની ઉદારતાની ગણતરી નહોતી; દીન તથા દુઃખી જનો ઉપર દયાનો વરસાદ વરસાવતી. છેલ્લે બે પુત્રો અને એક કન્યા લઇને ઇલીઝાબેથ વિધવા થઇ. પૃથ્વીમાં એવી પંક્તિનાં માણસો હોય છે, કે જેઓ પોતાની અંદર સદ્ગુણોનો અભાવ જોયાથી બીજાના સદ્ગુણો જોઇને ઇર્ષારૂપી આગમાં બળી જાય છે. તેમજ ઇલીઝાબેથના ઉત્તમ ગુણો ચોતરફ લોકોની આંખોમાં અતુલ્ય જણાવા માંડયાથી એવી પંક્તિના લોકોની આગળ તે અળખામણી થઇ પડી. તે પંક્તિમાં ઘણાક આબરૂદાર લોકો હતા તથાપિ ઇલીઝાબેથની વર્તણુક તેના ભરથારને પસંદ હોવાથી તેમાંના કોઇ હિંમતથી વાત કરી શકતા નહોતા; પરંતુ ઈશ્વર ઉપર જે આસ્થા રાખવા શિખે છે, અને ઈશ્વરને જે જીવત જાગત સત્યતાથી પૂજે છે, તેની વિરૂદ્ધ સઘળા લોકો થાય, તોપણ તે ભય પામતાં નથી. સ્વામીના મૃત્યુ પછી તેના પુત્રનો રાજા થવાનો હક હતો, પરંતુ રાજ્યસભાસદોએ તેના દીયરને રાજ્યાસન પર બેસાડયો. એક તો ભોજાઇ, તેમાં શોકાતુર વિધવા; એથી ઇલીઝાબેથ સાથે માયાળુપણે વર્તવું એ હેત્રોની ફરજ હતી, પરંતુ તેણે સત્ય માર્ગ મુકીને પોતાની ભોજાઇને ઘરમાંથી કાઢી મુકી, અને

નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે કોઇ તેને ઘરમાં જગ્યા ન આપે. તેથી તે અનાથ, રસ્તાની ભિખારણી પ્રમાણે સ્વામીના રાજ્યમાર્ગ ઉપર ફરવા લાગી. તેનાં છોકરાંને તેની સાથે જવા દીધાં નહિ. રાત્રે ભજનાલયની અનાચ્છાદિત ચાલીમાં તથા કોઇ સાહસિક ધર્મગુરૂ પાદરીના ઘરમાં ક્રમે ક્રમે આશ્રય લઇ, ઇલીઝાબેથ એક સન્યાસિની ( મઠવાસી સ્ત્રી ) પાસે ગઇ; એટલામાં તેનાં છોકરાંને તેના ઘાતકી કાકાએ ઘરમાંથી કાઢી મુક્યાં હતાં; તેઓ તેને આવી મળ્યાં; તેથી તેમને લઇને ઇલીઝાબેથ આ સન્યાસિનીના ઘરમાં રહી. આ સન્યાસિની ઇલીઝાબેથની માશી થતી હતી, તેણીએ બાલ્યાવસ્થાથી સન્યાસ્ત લીધો હતો; હાલ બ્હેનની દીકરીની આવી દશા જોઇને ખેદિત અંતઃકરણથી તેને તેણીએ એક ઓરડી આપી. ત્યાં તે ઈશ્વરમાં લીન થએલી અર્ધાહાર તથા ઉપવાસમાં રહીને પ્રફુલ્લિત ચિત્તથી દિવસ ગાળવા લાગી. આ કંઇ ન્હાની સુની વાત નથી, પણ ઇલીઝાબેથ તો મૂળથીજ ધર્મ પરાયણ હોવાથી આમાં પણ તે સંતોષ મેળવી શકતી. જેઓ પૃથ્વીના વૈભવને જીવનનું પરમ સુખ માની લે છે, તેઓ વૈભવ, દોલત અને સુખ જવાથી ભ્રમિત થઇ જાય, પરંતુ ઇલીઝાબેથે ધર્મ માટે અંતઃકરણનું વૈરાગ્યવ્રત ધારણ કર્યું હતું. તેને વ્રત પાળવામાં શા માટે ક્લેશ ઉપજે! આવા ક્લેશની વેળાએ કોઇ કોઇ સગાં વહાલાં પુનર્વિવાહ કરીને સંસારીક સુખમાં સુખી થવાની સલાહ આપતાં, અને વાસ્તવિક ચારે બાજુએ રાજ્યકુમારોમાં તેની સુખ્યાતિની વાર્ત્તા ફેલાઇ હતી, તેથી ઇલીઝાબેથે એવી યોજના કબુલ કરી હોત, તો સહેજે સંસારના સુખમાં સુખી થઇ શકત; પરંતુ જેને પરલોકી ધનની આશામાં સંતોષ મળે તેને સંસારનું શું સુખ છે, વિસાતમાં હોય? ઇલીઝાબેથે જીવનનો રહેલો ભાગ ઇશ્વર સંતાનોની સેવામાં ખરચ કરવાનો સંકલ્પ જણાવ્યો; તેણે એવી દ્રઢતા તથા નમ્રતાની સાથે પોતાનો મત કહ્યાથી ફરીથી કોઇ તેની પાસે વિવાહની વિનંતી કરવા હિંમત ધરી શકતા નહોતા. તેણે પરોપકારમાં, અને ઈશ્વરઆરાધનામાં ઘણાં વર્ષો ગાળ્યાં; છેલ્લે સગાં વહાલાં વચમાં પડ્યાથી તેના દીયરે તેને રાજ્યભુવનમાં પાછી બોલાવી. આ વેળાએ પણ તેનાં ધાર્મિક આચરણોમાં કંઇ ફેરફાર થયો નહોતો પણ અધિક પ્રકાશિત જણાતાં હતાં.

રાજાના મહેલમાં આ બાઇની સન્યારત રીતિના દેખાવથી હેનરી અને તેનાં સગાં વહાલાંઓને ઘણો ક્રોધ ચ્હડતો. રફ્તે રફ્તે તેઓની ઇર્ષાએ મ્હોટું રૂપ ધારણ કર્યું. અને ઇલીઝાબેથના પ્રાણને જોખમમાં નાંખવાને યત્ન કરવા લાગ્યો, પરંતુ અહા! કેવો ઈશ્વર ઉપર તેનો ભરોસો!! તેણે તેની કશી દરકાર ન કરતાં દીન અને દુઃખી લોકોનાં દુઃખ દૂર કરવાને, એક ચિકિત્સાલય સ્થાપ્યું. અને પોતે દરેક વખતે દુઃખી અને પીડિત લોકોની બરદાસ્ત કરતી. તેના હાથમાં જ્યારે ધન આવતું, ત્યારે તે સંસ્થાનના નિરાશ્રિત અને અનાથોને આપી દેતી. તેનો પિતા તેને પોતાને ઘેર આવવાનું લખતો, પરંતુ તે પરદુઃખસંહારિણી ઇલીઝાબેથ પિતાને આવી રીતનો જવાબ લખતી. "પિતા, રાજ્યકુમારી થઇને પિતાના આશ્રમે રહેવા કરતાં, દીન દરિદ્રીઓનાં દુઃખ હરણ કરવા માટે કષ્ટ સહન કરવું મને અધિક સુખકર છે." આવી રીતે પરોપકાર કરીને કષ્ટ સહન કરતાં, મૃત્યુના છેલ્લા દિવસ લગી તે ઈશ્વરની પ્રાર્થના કરતી, તેમાં કહેતી કે, "મ્હારા પ્રાણેશ્વર, તમારી ઇચ્છા મ્હારાથી પૂર્ણ થાઓ; તમો જે ક્લેશ આપો છો, એ અવશ્ય મંગળાભિપ્રાયથી; એટલા માટે તમને ધન્યવાદ આપું છું." મૃત્યુ થવાના કેટલાએક દિવસ આગમચ તેણીએ જાણી લીધું હતું કે તેના છેલ્લા દિવસ પાસે આવે છે; તેથી તે તૈયાર થઇ, સર્વની સાથે વાતચિત કરી, પરલોકનું તેડું આવતાં પોતાના આત્માને અર્પણ કર્યો. અને અપૂર્વ શાંતિની સાથે સર્વકાળના મહિમામાં પ્રવેશ પામી.

જેમ આ પવિત્ર બાઇએ પવિત્ર અને પરદુઃખભંજન કાર્યો કરીને પોતાને અપૂર્વ આભૂષણથી શૃંગારી હતી, તેમજ ઘણી પવિત્ર બાઇઓએ પોતાનો શૃંગાર ઈશ્વરભક્તિમાં અને પરાયાં દુઃખમાં ભાગ લેવામાં ગણ્યો હતો. અને એમ પોતાને આ દુનિયામાં અને આવનાર દુનિયામાં અખૂટ અને અમૂલ્ય શૃંગારથી શૃંગારી, અણહદ સત્કીર્ત્તિને પ્રાપ્ત કરી સ્વર્ગી પિતા પાસે સદાકાળનો વારસો લેવાને ગઇ છે; અને પોતાની પાછળ એવી સત્કીર્ત્તિને મુકી ગઇ છે, કે તેમના અમૂલ્ય દાખલા આપણે અતિ પ્યાર અને માનસહિત લેવાને ચાહીએ છીએ, કે જે દાખલામાં અખુટ અને અવિચળ લાભ સમાયલા છે.

જેમ ઇલીઝાબેથે પોતાનાં પવિત્ર અને દયાળુ કામોથી પોતાને શૃંગારી, અને દુનિયાનાં નાશવંત આભૂષણોની કે વ્યર્થ આબરૂની ચાહના રાખી નહોતી, તેમજ એક રોમન સ્ત્રી ગોંયડેલાઇન કરીને થઇ ગઇ, તેનો દાખલો અત્રે આપણને ઘણોજ બોધકારક થઇ પડશે. કે જેની પાસે સર્વ સુખનાં સાધનો છતાં, તેને પોતાનું સુખ ને શૃંગાર ન ગણતાં, દુખીઓના દુઃખમાં અપૂર્વ ભાગ લીધો હતો, અને એમ પોતાને શૃંગારી હતી. એ ગોંયડેલાઇન બાલ્યકાળમાં ઘણી દયાળુ હતી, તેણે ઘણી સારી કેળવણી મેળવી હતી. તે રોમના પ્રિન્સ માર્ક એન્ટની વર્ગીની સાથે પરણી હતી, તે રોમમાં દુઃખીઓનાં દુઃખ દૂર કરવા મંડી હતી. તે એટલી તો દયાળુ હતી કે જ્યારે કોલેરાએ ઉત્તર યુરોપ, ઈંગ્લાંડ, અને ફ્રાન્સ વગેરે ઘણા ધનવાન મુલકોને ઉજડ કરીને, છેલ્લે ઇટાલી અને રોમ-નગર પર હુમલો કીધો; અને જ્યારે હજારો લોકો કોલેરાથી મરતા હતા, તે વેળા ગોંયડેલાઇન દરદી લોકો વચ્ચે સ્વર્ગી દૂતરૂપે આવતી, અને રોગીઓની સેવા કરતી. એ વખતે રોમની ઘણી ખરાબ હાલત થઇ ગઇ હતી; સઘળી જગ્યા ઉપર ભયંકર દેખાવ જણાતો હતો, કોઇ જગ્યા ઉપર અનાથ બાળકો રડતાં હતાં, કોઇ જગ્યા ઉપરથી છોકરાંના મરણથી માતાના રડવાનો અવાજ આવતો હતો, કોઇ જગ્યાએ પતિ વિરહીણી પત્ની રડતી હતી, એમ સર્વ જગ્યાએથી કેવળ શોક અને વિલાપનો અવાજ કાને આવતો; તે વેળાએ ગોંયડેલાઇન સર્વ રોમરાજ્યની માતા થઇ, તેની અમૃત જેવી વાણીથી નિરાધાર અને અનાથોની ચિંતા દૂર થતી. અના-થોના ભરણપોષણને વાસ્તે તેણીએ એક સભા સ્થાપી; દર સોમવારે એક મુકરર કરેલા ઓરડામાં આવી દરિદ્રીઓને દાન આપતી; ત્યાં બુઢાઓ, અનાથ, નિરાધાર, વિધવાઓ અને નાના પ્રકારના ગરીબ લોકો એકઠા થઇ તેઓનું દુઃખ, કષ્ટ અને અડચણો જણાવતા. દરેકને તેઓની સ્થિતિ પ્રમાણે મદદ અને સારી સલાહ તે આપતી. તે વિચાર કરીને દાન આપતી, કોઇ આળસુ થઇ પાપમાં ન પડે, તે માટે ગરીબોને શીવવાને રેશમ તથા ઊન વગેરે વેચાતું લઇ આપતી; અને તેઓ તેનાં કપડાં અને ભરતાદિ તૈયાર કરીને ગોંયડેલાઇનને આપતાં, તે તેની કિંમત કરીને લેતી અને તેનો લાભનો ભાગ તેઓને આપતી. ગોંયડેલાઇનનું એક ઓષધાલય

હતું તેમાં તે પોતાને હાથે રોગીને દવા પાતી, અને જખમી થએલા માણસોના જખમ પોતે સાફ કરીને મલમપટો કરતી. તે સર્વદા "ડેલા ટીરની ટાડી પેલે ગીની" નામની હોસ્પીટાલ અને પુષ્કળ દવાખાનાં જોવા જતી, અને રોગીની ઘણી શોચનીય હાલતમાં તે સરભરા કરતાં થાકતી નહોતી; તે પોતાને હાથે તેઓનાં બિછાનાં સાફ કરતી, અને પોતાને હાથે તેઓને ખવરાવતી તથા પાણી પાતી. એક દિવસે ગોંયડેલાઇન એક રોગી માણસને જોવા ગઇ હતી. તેનું ઘર ઘણું મેલું અને દુર્ગંધ મારતું હતું; એટલે તેણીનાં સાથવાળાંઓએ ઘરમાં જવા ના પાડી, પરંતુ ગોંયડેલાઇન કાંઇ પણ આનાકાની વગર ઘરમાં ગઇ, રોગીનાં કપડાં ઘણાં મેલાં અને વાસ મારતાં હતાં, અને તેનું બિછાનું ઘણું મેલું હતું. અને ઘરની ચારે બાજુએ ખરાબ વાસ આવતી હતી; ગોંયડેલાઇને તુરત પોતાને ઘેરથી એક સારૂં બિછાનું અને સાફ શાલ મંગાવી અને પોતાને હાથે સજવારી કાઢીને તે સ્ત્રીનું ઘર સાફ કર્યું, ઉત્તમ બિછાનું કરી તથા તેને સ્વચ્છ કપડાં પહેરાવીને ગઇ. એક વેળાએ એક સ્ત્રીએ અરધી રાત્રે મદદને માટે આવવા માણસ મોકલ્યું, તે વખતે ગોંયડેલાઇન ભર ઊંઘમાં હતી, તેમાંથી દાસીએ તેને જગાડીને તે દર્દી સ્ત્રીનો પ્રાર્થનાપત્ર તેના હાથમાં આપ્યો. ગોંયડેલાઇને ઘોડાને સજ કરવાનો હુકમ કર્યો, અને થોડા પૈસા અને વસ્ત્ર લઇને ગાડીમાં બેસીને તે દરદીના ઘર તરફ ગઇ. દાસીએ એવે વખતે ન જવાને વારંવાર વિનંતી કર્યાથી તે બોલી. "પરોપકાર કરતાં હું સમયનો વિચાર કરતી નથી." એક વખત રાજકુમારે કોઇ ઉત્સવની પહેલાં ગોંયડેલાઇનને કિંમતી પોષાક બનાવવાને માટે ઘણું ધન આપ્યું; પરંતુ તેણે તે સર્વ ધન દરિદ્રીને વહેંચી આપ્યું. તેણે રોમ નગરમાં એક સેવિંગબૅંક સ્થાપી. વળી તેણે જોયું કે રોમ નગરમાં દરિદ્ર બાળક બાળકીઓ ખરી કેળવણીના અભાવથી અનીતિવાળાં થાય છે; તેથી તેણે એવી નિશાળ સ્થાપી કે જેથી બાળક બાલિકા નીતિવાન થાય. વચમાં વચમાં પોતેજ જઇને તે નિશાળ જોતી; ગોંયડેલાઇન સર્વદા દિલોજાનથી ઘરધંધો કરતી; તે ઘરના કામમાં ઘણીજ કુશળ હતી, તે પોતાનાં છોકરાંને નીતિ અને ધર્મનો બોધ કરતી અને ઈશ્વરચિંતવનમાં નિમગ્ન રહેતી.

ધન્ય છે, આવી સુશીલ, દયાળુ, પરોપકારી સ્ત્રીરત્નોને. "સદ્ગુણી સ્ત્રી કોને મળે? કેમકે તેનું મૂલ્ય રત્નો કરતાં ઘણું છે." ખરેખર "શોભા ભ્રમથી તથા સુંદરતા વ્યર્થ છે, પણ જે સ્ત્રી પ્રભુનો ભય રાખે છે તેજ વખાણ પામશે."

ઉપરના એ સાધ્વી બાઇઓના જે દાખલા આપણે જોઇ ગયાં; તેઓ કેવળ સોનારૂપાનાં નહિ, પણ અતિ મૂલ્યવાન હીરામોતીના દાગીના તથા સુવસ્ત્રો ઉપરાંત રાજવૈભવ પણ પામેલી હતી. કોઇ વાતની ખામી તેમને ન હતી. તેમજ તેમની પેઢીઓમાં પણ કોઇએ દુઃખાનુભવ કે ખામી જોએલાં ન હતાં; છતાં તેઓ ઐહિક શોભામાં લુબ્ધ થઇ પોતાના કર્ત્તાની ઇચ્છા જાણવામાં બેદરકાર રહી નહોતી. તેમજ સમજુ સ્ત્રીઓ પોતાની સંપત્તિ પ્રમાણે, મોભા પ્રમાણે અને શરીરને રૂચિકર લાગે તેવા દાગીના અને સુવસ્ત્રો ધારણ કરે છે, છતાં તેઓ જગતને નમુનારૂપ અને મદદરૂપ થાય છે. કેમકે ઈશ્વરે આપેલી સમૃધિનો ઉપયોગ કરતાં તેમને આવડે છે. જુઓ:—આપણાં મર્હુમ મહારાણીજી વિક્ટોરીયા, એમનો નમુનો હરેક બાબતમાં જેમ આપણે ધ્યાનનાં લેવા લાયક છે, તેમજ આ બાબતમાં પણ આપણે શિખવા જેવું છે. તેઓ નામદારના ઉમદા પોષાક ને દાગીનાની કિંમત. એક બાજુપર મુકી, માત્ર તેમના રાજ્યમુકુટમાં કોહીનુર નામે એક હીરાનીજ કિંમતનો વિચાર કરીએ, તો તે હીરો આખી દુનિયામાં શ્રેષ્ઠ અને કિંમતી હતો, એટલુંજ નહિ પણ દુનિયામાંનાં મ્હોટામાં મ્હોટાં રાજ્યનાં તેઓ માલિક હતાં, છતાં તેઓએ એ સર્વને ક્ષણિક માની, તેમાં લુબ્ધ ન થતાં સદ્ગુણ આભૂષણથી પોતાને શૃંગાર્યાં હતાં, ને ગરીબો ઉપર દયા રાખી તેમને માટે અનેક શ્રમ લેતાં, ને ગરીબમાં ગરીબ પ્રજાને પણ પુત્રપુત્રીવત્ લેખી, તેમની અરજો અને ગરજો ધ્યાનમાં લેતાં; ને એવાં કૃત્યનેજ પોતાનું ખરૂં અને અમૂલ્ય આભૂષણ ગણતાં. એજ રીતે જે ડાહી સ્ત્રીઓ છે, તેઓ પછી ભલે ગરીબ હો, કે તવંગર હો, તો પણ શુભવર્ત્તનનેજ પોતાનું ખરૂં આભૂષણ ગણી તેનેજ ધારણ કરે છે, અને એ આભૂષણ એવું તો કિંમતી છે, કે જે પહેરે તે બધાંને શોભે છે ને શોભાવે છે ને જે ચાહે તે બધાને સંપાદન થાય છે.

જેવું કેળવાયા વગરનું ભણતર, તેવુંજ સદ્‌વર્ત્તન અને વિવેક વગરનું આભૂષણ સમજવું. અજ્ઞાન સ્ત્રીઓ આ મર્મ સમજતી નથી, જેથી ઘણા પ્રકારની આપત્તિ અને હાનીમાં આવી પડે છે, ને જગતમાં સુશોભિત દેખાવાને બદલે વગોવાય છે તથા હેરાન થાય છે.

આપણા દેશની અભણ પ્રજામાં ઘરેણાંની ઘેલાઇ બહુ છે, એમ કહીએ તો તે ખોટું નહિ કહેવાય. કામધંધા અર્થે બહાર ફરનારી સ્ત્રીઓ પણ કેટલાંક ઘરેણાં કાયમ્ પહેરી રાખે છે! એમાંથી કેટલીક લુંટાય છે, ને કેટલીક મારી પણ જાય છે. તોપણ અમૂક પ્રસંગેજ ઘરેણાં પહેરવાં એવી શિખામણ તેમને લાગતી નથી. ઘાટઘૂટ હો કે ના હો, કાળ કે યોગ્યતા હો કે ના હો, સંપતિ કે શક્તિ હો કે ના હો, પણ હાથે, પગે, કાને, નાકે ને ડોકે સોનું રૂપું વળગાડવામાંજ ભૂષણ માને છે! વળી તદ્દન હલકા વર્ગના ગરીબ લોકોને સોનું રૂપું ન મળે, તો તેને બદલે તાંબા પિત્તળ કે કથિર કાંસા કૂટનો બોજો લઇને ફરે! ત્યારે તેમને જંપ વળે છે! એટલુંજ નહિ પણ તેઓ એ જૂઠાં ઘરેણાં પહેરીને એટલું અભિમાન અને સરખા સમાજમાં સરસાઇ બતાવે છે, કે જે જોઇને સુજ્ઞ માણસને તો હસવુંજ આવે. અરે, મ્હોટાં માણસોજ ઘરેણાં પહેરીને મગરૂરી કરતાં હોય, તો એક વાત! પણ બિચારાં નાનાં બચ્ચાંને તો ઋતુ અનુસાર ઘટતાં સ્વચ્છ કપડાંની જરૂર છે, તે તો તેને મળતાં નથી, પણ દાગીના તો તેના પર ભરચક ભરે છે. શોભા શું છે, એ બિચારાં છ મહિનાનાં બચ્ચાં શું સમજે? પણ માબાપના કોડ પૂરા થાય ને સરખા સમાજમાં આબરૂ વધે, તે માટે તે બિચારાંને બેડીમાં પડવું પડે છે. આથી તેમની કુદરતી કસરતમાં અને સુવા બેસવામાં ઘણી અડચણ આવે છે; હાથ પગમાં કાપા પડે છે, વીંધાવેલાં નાક, કાન પાકે છે ને હેરાન થાય છે; તથા એજ ઘરેણાંની ઘેલાઇમાં ઘણાં છોકરાંનાં કમકમાટ ઉપજાવનારાં ખૂન પણ થાય છે. વળી એક ઘરમાં ચાર પાંચ દેરાણી જેઠાણીઓ હોય, તેમાં એમ તો નજ હોય કે તે સઘળાં એકજ સરખી સ્થિતિમાં હોય. એકની સ્ત્રી અને છોકરાં ઉપર પુષ્કળ ઘરેણાં ગાંઠાં હોય, અને બીજા દુર્બળ ભાઇનાં બૈરી છોકરાં અડવાં ફરતાં હોય. ત્યારે જે દેરાણી કે જેઠાણી શક્તિવાન હોય, તે ગરીબ ઉપર સરસાઇ બતાવી તેને મ્હેણાં મારે; એથી પેલી પોતાના

ધણીનો જીવ ખાય ને ઘરમાં કંકાસ જાગે; એમ કેવળ અલ્પ શોભા માટે જીવતર દુઃખમય થઇ પડે છે.

આ પ્રમાણે અનેક પ્રકારના કજીયા ને કંકાસ, એ ખોટા રિવાજને લીધે જન્મ પામે છે. માટે મ્હારી બ્હેનો, એવી રીતે, એટલાં ને એવાં વસ્ત્રાલંકારો પહેરો, કે જે કોઇ પણ પ્રકારે તમારા સુખમાં, તમારી શાંતિમાં, કે તમારી સુકીર્ત્તિમાં ખામી ન લગાડે. પણ તેની સાથે તમારાં, ને તમારાં છોકરાંનાં શરીર ને કપડાં સ્વચ્છ રાખો. તમારાં ઘર સ્વચ્છ રાખો. તમારાં કૃત્ય સ્વચ્છ રાખો. અને વિશેષ તમારાં અંતઃકરણ એવાં તો સ્વચ્છ રાખો, કે જેમાં ઈશ્વરી પ્રેરણાથી પ્રેરાયેલા સદ્‌ગુણો વસવા પામે; એટલે તમને બાહ્ય શૃંગાર કે ફૂટડાઇ માટે ટાપટીપ કરવાથી જે આનંદ થાય છે, તેથી વિશેષ ને કાયમી આનંદ થશે.



# પ્રકરણ ૧૨ મું.

## મિત્રાઇ કોની સાથે બાંધવી ને તે કેવી રીતે નિભાવવી.

### તોટક છંદ.

જન પારખજો તમ મિત્ર ખરો, ન પતંગ[1] સમાં તમ ધાઇ મરો;
સઘળાં જનને નહિ મિત્ર ગણો, સહુ પાસ ન દીલનિ વાત ભણો. ૧
ધન ખૂબ હશે બહુ મિત્ર થશે, ખુટતાં અળગા ઝટ તેહ જશે;
થઇ મિત્ર અને જન કેક ભળે, લઇ લાભ અને તતકાળ ટળે. ૨
મુખમાં અતિ મીઠપ જેહ ભરે, દિન કોક નકી છળ એજ કરે;
મુખ મીઠપનો નહિ લોભ ધરો, ગુણ ગંભિરનો તમ દીલ ધરો. ૩
નહિ તાડ સમો તમ મિત્ર કરો, વડલા સમ મિત્ર શિળેજ ઠરો;
તરૂ તો બહુ બાગ વિષેજ દિસે, નહિ જોડ કપાસ તણીજ થશે. ૪
પળમાં રિજશે પળમાં ખિજશે, નહિ મિત્રપણું કદિ એ નિભશે;
સદ્ મિત્ર નહિ મુખથી બકશે, ઘટતી મદદે ઝટ એ ધસશે. ૫
રધ કો જન પાસ અથાગ હશે, નહિ તે જનથી જન કો પળશે;
પણ જે જનમાં દઢ પ્રેમ હશે, નક્કિ સાહ્ય કરી દુઃખ એ હણશે. ૬
બગલા સમ છે જન જેહ ઘણાં, તમ સાચવજો છળ તેહ તણાં;
ન શિયાળ સમાં તમ મિત્ર કરો, કપટી જનથી તમ દૂર તરો. ૭
જળ સાથ ધરે મિન પ્રીત ખરી, પળવાર વિયોગથી જાય મરી;
જળને નહિ શોક જરાય થશે, નહિ દુઃખ દિલે મછનું ધરશે. ૮
જન ડા'પણથી તમ મિત્ર કરો, મછના સરખી નહિ પ્રીતિ ધરો;
પ્રિત વેલ ધરે બહુ વૃક્ષ વિષે, તરૂજો કટશે નહિ તે તજશે. ૯
સુખમાં મળશે દુઃખમાં બળશે, નહિ ઝાડ સુકે તવ એ ખસશે;
દિલ શુદ્ધ હશે જન મિત્ર ખરાં, દુઃખમાં ન ખશે પળવાર પરાં. ૧૦
નિજ અંગ ગણી નહિ ભેદ ગણે, જન પંડિત પંડ સમાન ગણે;
કહું છું તમને મુજ બેન ગણી, પરખી ગુણને થવું બેનપણી. ૧૧

---

૧ પતંગીયું જીવડું દીવા પર પડે છે તે.

માણુસથી એકલું રહી શકાતું નથી, અને જો રહે તો તેની બુદ્ધિ ગુમ થઇ જાય છે, તેના મનમાં અનેક પ્રકારના ખોટા ખોટા વિચારો આવે છે; અને ચિતભ્રમ જેવું થઇ જાય છે. પછી તેવું માણુસ માણુસની પંક્તિમાં નહિ, પણુ ઘુવડની પંક્તિમાં ગણીએ તો તે ખોટું કહેવાય નહિ. ત્યારે શું પુરૂષને, કે સ્ત્રીને, કે બાળકને, દરેકને સોબત તો જોઇએ? હા, જોઇએજ. યોગ્ય જન સમાગમ વિના કોઇ પણુ માણુસ બરાબર સુખી થઇ શકતું નથી, પરંતુ સોબત કરતાં પહેલાં કેટલીક બાબતનો વિચાર કરવો અવશ્યનો છે, અને પ્રથમ વિચાર કર્યા વિના જે સોબત કરવામાં આવે છે, તે આખરે દુઃખનું કારણુ થઇ પડે છે. સોબત કરતાં પહેલાં દરેક માણુસે સામા જનની રીતભાત, રેહેણીકરણી તપાસવી જોઇએ, અને તેની સાથે વાતચિતમાં પોતાના ધર્મનો વિચાર કરવો જોઇએ. ઘણી સ્ત્રીઓ ભોળા ભાવથી નીચ અને હલકા માણુસોની સાથે સ્નેહ બાંધી દે છે. તેથી સામા જનને કંઇ નુકશાન થતું નથી, કારણુ કે કોયલાને કંઇ ડાઘ લાગતો નથી; "પણુ ઉજળે ડાઘ બેસે છે." મૂર્ખની સોબત કરવાથી ઘણા ગેરફાયદા થાય છે. કહેવત છે કે "મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન વધારે સારો."

કોઇ એક રાજાને ઘણોજ ડાહ્યો પ્રધાન હતો. તેને તેના કંઇ વાંકસર રાજાએ બરતરફ કર્યો. તે રાજાની સઘળી માલમતાનો તે પ્રધાન ભોમિયો હતો; જેથી તેને રાજાના મહેલમાં ખાતર પાડી ધન લઇ લેવાની મરજી થઇ; અને રાજાના મહેલમાં ખાતર પાડી, જે ઠેકાણે રાજા સુતો હતો તે ઠેકાણે તેના ઢોલીઆના પાયા નીચે હીરા મોતીથી ભરેલા ચાર કળસ દાટેલા હતા, તે લેવા પોતાની સાથે કેટલાએક ચોરને લઇને તે ગયો. પણુ જેવો તે અંદર દાખલ થયો તેવો શું જુએ છે? કે રાજાનો પાળેલો એક વિશ્વાસુ વાંદરો, હાથમાં ખુલ્લી તલવાર લઇ રાજાની ચોકી કરે છે; અને એક મચ્છર સરખાને પણુ આવવા ન દેવાને યત્ન કરે છે; તેવામાં રાજા ઉપર એક ભમરો ગુંજાર કરતો, રાજાની મિઠી નિંદ્રામાં ખલેલ પાડતો આમ તેમ ઉડતો ફરે છે. તે જોઇ વાંદરો તેને મારવાને પોતાની તલવાર આમથી તેમ વીંઝે છે, પણુ તલવારના ઘામાં ભમરો આવતો નથી. એટલામાં ભમરો ઉડતો ઉડતો રાજાની છાતી ઉપર જઇ બેઠો; એટલે સારો દાવ જોઇને

વાંદરે તે ભમરાને મારવા પોતાની તલવાર ઉગામી ; આ જોતાંજ વજીરના મનમાં ધાસ્તી લાગી, કે આ મૂર્ખ વાંદરો હમણાંજ રાજાનો જીવ લેશે ; માટે વજીરે તુરત તે વાંદરાને પોતાની તલવાર વડે મારી નાંખ્યો. રાજા જાગ્યો, એટલે કુકૃત્ય કરવા ગએલો વજીર શરમીંદો થઇ, ગભરાઇને બે હાથ જોડી ઉભો રહ્યો, અને ઉપરની સર્વ હકીકતથી તેને વાકેફ કર્યા. તેથી રાજા ઘણોજ ખુશી થયો ; અને વજીરનો અપરાધ માફ કરી તેને તેની જગ્યા ઉપર કાયમ કર્યો. અને બોલ્યો કે "મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન સારો."

કેમકે વજીર તેનો કટ્ટો દુશ્મન હતો તો પણ રાજાનો જીવ જતો તે જોઇ શક્યો નહિ ; અને વાંદરો મિત્ર છતાં પોતાની મૂર્ખાઇથી તેનો જીવ લેવાને તૈયાર થઇ ગયો.

મૂર્ખ મિત્રની પાસે કંઇ છાની વાત કરાતી નથી ; જો કરીએ તો તે પોતાની મૂર્ખાઇથી વાત મનમાં ન રાખતાં પ્રસિદ્ધ કરે છે, અને તેથી કોઇ વેળા જીવનું જોખમ પણ થઇ જાય છે. વળી મૂર્ખના ઉપર ગમે તેટલા ઉપકાર કર્યા હોય, અને કોઇ વખતે કેવળ નજીવી બાબતમાં તેની મરજી પ્રમાણે ન વરતાય, તો તુરતજ દુશ્મન થઇ ઉભો રહે છે. વળી કોઇની સહેજ વાત આપણાથી થઇ ગઇ હોય, તો તેનું રૂપાંતર કરી બીજાના મનમાં આપણા ઉપર વૈરભાવ ઉત્પન્ન કરે છે. ભલું મનાવવા ચાહી, બીજાની ખોટી ખોટી બનાવટી વાતો સાંભળી અગર બનાવી આપણી આગળ કહે છે ; જો સાંભળનાર કાચી બુદ્ધિનો માણસ હોય, તો તેના મનમાં મ્હોટો ક્ષોભ ઉભો થાય છે. જે ઠેકાણે સ્નેહ હોય તે ઠેકાણે તે વૈરનું બી વાવે છે. આપણા દેશમાં ઘણું કરીને સ્ત્રીઓની આબરૂ ઉતરતી ગણાય છે. કહે છે કે "જ્યાં પાંચ પુરૂષો બેસે ત્યાં કોઇનું ઘર બાંધીને ઉઠે, ને જ્યાં પાંચ સ્ત્રીઓ બેસે ત્યાં કોઇનું ઘર ભાંગીને ઉઠે." આનું મુખ્ય કારણ નઠારી સોબત છે. માણસ સારી સોબતથી સુધરે છે, ને નઠારી સોબતથી બગડે છે. ઉંચ નીચ આપણા દેશમાં ચાલતા રીવાજ પ્રમાણે કહેવામાં આવે છે ; પણ તેમ નથી ; ગમે તેવી હલકી કોમનું માણસ હોય, કે હલકી પંક્તિનું માણસ હોય, તોપણ તે સોબતથી સુધરી શકે છે. અને સારૂં માણસ સોબતથી બગડી પણ જાય છે.

આપણે જો એવા દાખલા જોવા બેસીશું તો ઘણા મળી શકશેં, કે ઘણા મહાન પુરૂષો પણ સોબતથી બગડ્યા છે, અને ઘણા નીચ તથા હલકી પંક્તિના માણસો સારી સોબતથી સુધરીને ઉંચી પંક્તિએ પહોંચેલા છે. સારાં માબાપોની સોબતથી બાળકો સુધરે છે, કેળવાય છે, અને માન પામેલાં થાય છે; સારા ધણીથી સ્ત્રી સુધરે છે, સારી સ્ત્રીની સોબતથી પુરૂષ સુધરે છે. સારા શેઠની સોબતથી ચાકરો સુધરે છે, સારા રાજાથી રૈયત સુધરે છે, ને સારા ને સમજુ પાસવાનથી રાજા સુધરે છે. સારા પાડોશીથી પાડોશી સુધરે છે; અને સારા મહેતાજીથી નિશાળીઆ સુધરે છે. તેમજ જો એથી વિપરિત હોય તો બગડે છે. "થોડો અગ્નિ મ્હોટા ઢગલાને સળગાવે છે, અને થોડું મીઠું ઘણાને સલુણું કરે છે." વળી માણસે હમેશાં યાદ રાખવું જોઇએ કે દુનિયામાં "સર્પના જેવા હુશિયાર તથા ખબુતરના જેવાં સાલસ થઇને રહેવું જોઇએ." અતિશય ભોળાપણું એ ગાંડાપણું છે. અને અતિશય ઉછાંછળાપણું લુચ્ચાપણું કહેવાય છે. કાંઇ પણ અતિશય સુખદાયક નથી. દુનિયામાં જે કાંઇ જોવામાં આવે છે, તે સઘળું હદમાં સારૂં લાગે છે. હદ બહાર તે સઘળું દુઃખનું મૂળ છે. ખોરાક સારો છે, પણ હદ ઉપરાંત આરોગવામાં આવે, તો પેટમાં બદહજમી થઇ શરીર બગડે છે. ઔષધીથી રોગનું નિવારણ થાય છે. પણ જો હદ ઉપરાંત પીવામાં આવે તો ઉલટું તેથી મોત ઉપજે છે, અગર વ્યાધિ વધી જાય છે. હસવું તે આનંદની નિશાની છે, પણ હદ ઉપરાંત હસવું એ ઘેલાઇની નિશાની છે. કોઇ માણસને દુઃખી અગર રોતું જોઇને કઠોર અંતઃકરણવાળાને પણ ગમગીનીની અસર થયા વિના રહેશે નહિ, તોપણ હમેશાં શોક પાળનારને સદા શોકીઉં કરી માણસો હસશે; અને દિલગીરીમાં ભાગ લેવાને બદલે મનુષ્યોને હાંસીનું કારણ થઇ પડશે; જો વરસાદ ન આવે તો માણસો દુકાળથી વિનાશ પામે; પણ જો તે હદ ઉપરાંત આવે તોપણ માણસને માટે દુકાળ જેટલુંજ દુઃખદાયક થઇ પડે. હવે, આ ઉપર બતાવ્યા દાખલાઓ ઉપરાંત કેટલાક દાખલા એવા મળી શકે, જે હદમાંજ સારા લાગે; પણ એક ચીજ એવી છે કે જેની હદજ નથી. એ ચીજ "પ્રીતિ" છે. પ્રીતિ એવી ચીજ છે, કે આખી જીંદગી પર્યંત તેને ગમે તેટલી વાપરીએ, તોપણ તે ખૂટતી નથી. પ્રીતિથી વિશ્વાસ

અને વિશ્વાસથી આશા અને આશાથી અનુભવ આવે છે, અને અનુભવ જૂઠી શરમ દૂર કરે છે. એ વિષે પરમેશ્વરનો મહાન ભક્ત તથા પ્રેરિત પાઉલ કહે છે કે:—

"જો હું માણસોની તથા દૂતોની પણ ભાષાઓ બોલું, પણ મને પ્રીતિ ન હોય, તો વાજનાર પિત્તળ કે ઠણઠણનાર ઝાંજના જેવો હું થયો છું. અને જો મને ભવિષ્યજ્ઞાન હોય, ને હું સર્વ મર્મો તથા સર્વ વિદ્યા જાણું, ને જો પૂરો વિશ્વાસ મને હોય, એવો કે મ્હારાથી પર્વતો ખસેડાય, પણ મને પ્રીતિ ન હોય તો હું કંઇ નથી. અને જો હું કંગાલોને પાળવાને મ્હારી આખી સંપત્તિ આપું, ને જો હું મ્હારૂં શરીર બળવાને સોંપું, (મતલબ કે રાજ્યભક્ત ગણાવાને માટે, કે ધર્મ ધુરંધર ગણવાને માટે કે હરકોઇ પ્રકારનું માન મેળવવાને માટે બળતી ભઠ્ઠીથી પણ પાછો ન હઠું) પણ મને પ્રીતિ ન હોય, તો મને કંઇ લાભ થતો નથી. પ્રીતિ સહનશાળ તથા પરોપકારી છે. પ્રીતિ અદેખાઇ કરતી નથી; પ્રીતિ વડાઇ કરતી નથી, ફુલતી નથી, વિશોભિત રીતે વર્તતી નથી, પોતાનુંજ શોધતી નથી, સંતાપતી નથી, ભુંડું ધારતી નથી; અન્યાયમાં હરખાતી નથી, પણ સત્યમાં હરખાય છે; સઘળું ખમે છે, સઘળું ખરૂં માને છે, સઘળાંની આશા રાખે છે, સઘળાંનું સહન કરે છે, પ્રીતિ કદી ખૂટતી નથી; પણ ભવિષ્યદાનો હોય તો તેઓ જતાં રહેશે; ભાષાઓ હોય, તો તેઓ સમાપ્ત થશે; વિદ્યા હોય તો તે જતી રહેશે. કેમકે આપણે અપૂર્ણ જાણીએ છીએ; ને અપૂર્ણ ભવિષ્યવાદ કહીએ છીએ; પણ જ્યારે સંપૂર્ણતા આવશે, ત્યારે અપૂર્ણતા જતી રહેશે. જ્યારે હું બાળક હતો, ત્યારે બાળકની પેઠે બોલતો હતો, બાળકની પેઠે વિચારતો હતો, બાળકની પેઠે સમજતો હતો, પણ જ્યારે પુરૂષ થયો, ત્યારે મેં બાળકની વાતો મુકી દીધી. કેમકે હમણાં આપણે દર્પણને આસરે ઝાંખું ઝાંખું જોઇએ છીએ, પણ ત્યારે નજરોનજર જોઇશું; હમણાં હું અપૂર્ણ જાણું છું, પણ ત્યારે જેમ જણાએલો છું તેમ જાણીશ. અને હવે વિશ્વાસ તથા આશા તથા પ્રીતિ એ ત્રણે રહે છે; પણ તેઓમાં પ્રીતિ શ્રેષ્ઠ છે."

તો મ્હારી પ્રિય બહેનો, આપણને દુનિયામાં એવી ઉત્તમ ચીજ કોઇ મળી શકે નહિ, કે જેથી આ જગત તથા આવનાર જગત બન્નેમાં આપણી સહાયકારક થઇ આપણને સહીસલામત રાખે, પણ જો આ

પ્રીતિનો સંગ થાય, તો તે આ દુનિયામાં, તથા આવનાર દુનિયામાં પણ આપણી સાથે રહી, આપણા કટ્ટા દુશ્મનો ઉપર જીત મેળવાવી, સુખ ને સંતોષનાં ભાગીદાર આપણને કરે છે. એટલુંજ નહિ, પણ આપણાં કેટલાંએક લાગતાં વળગતાંને પણ તેનો લાભ મળી શકે છે. બાળબચ્ચાં-ઓનું કલ્યાણ થાય છે, અને કુટુંબીઓ પુરાં ભાગ્યશાળી ગણાય છે. હવે પ્રીતિ તો ખરેખરી ઉત્તમ છેજ; અને તેની સોબત જે કરે તે સુખી થાયજ, એ તો નિઃસંશય છે; તોપણ જેમ ઓપ ચઢાવ્યા વિનાનો હીરો પથરા જેવો દેખાય છે, તેમ પ્રીતિને પણ ઓપ ચઢાવવો જોઇએ. ત્યારે એ ઓપ શેનો જોઇએ? શું વાતમાં મીઠું મરચું ભેળવવું જોઇએ? ના, ના. શું પ્રીતિ ઉપરથી દેખાડવી અને મનમાં ન રાખવી? ના, એમ પણ નહિ. એમ કરવું એ તો ઠગાઇ અને લુચ્ચાઇ છે, અને ઠગ અને લુચ્ચા માણસમાં તો પ્રીતિનો વાસ હોતોજ નથી. ત્યારે શું બધાંની સાથે મળી જવું, એનું નામ ઓપ ચડાવ્યો કહેવાય? ના, એ તો વળી ઘણી વેળા દુઃખનું કારણ થઇ પડે છે, એ તો આપણે અગાઉથીજ જોઇ ગયાં; પણ પ્રીતિને ગાંભીર્યનો ઓપ ચઢાવવો જોઇએ. જો માયાળુ માણસમાં ગાંભીર્યતા ન હોય, તો તેની પ્રીતિ બીજાને કાંઇ ફાયદો કરતી નથી. ગંભીરતાથી દીધેલી શિખામણ માણસના મનમાં ઉતરે છે, પોતાનો ભાર તોલ વધે છે; દુષ્ટ માણસો પણ પ્રીતિસહિત ભય રાખે છે, અને સુધરે છે. કોઇના ઉપર દ્વેષ રાખવો નહિ, પણ ભુંડાનો હમેશાં દ્વેષ કરવો. જેમ દિવસ રાત્રિનો દ્વેષ કરે છે, અને સૂર્ય પોતાનો પ્રકાશ જોશમાં ફેંકી રાત્રિનો નાશ કરી નાંખે છે, તેમ આપણા જ્ઞાન અને પ્રીતિ વડે સામા જણના મનનો અંધકાર દૂર કરવાને કોશીશ કરવી જોઇએ. તે વિષે સુલેમાન, પરમેશ્વરનો મહાન ભક્ત અને યરૂશાલેમ નગરનો રાજા કહે છે કે, "જેમ ઉનાળામાં બરફ અને કાપણીમાં વરસાદ તેમ ગૌરવ મૂર્ખને શોભતો નથી;" વળી તે કહે છે કે, "ઘોડાને સારૂ ચાબૂક ને ગધેડાને સારૂ લગામ, ને મૂર્ખની પીઠને સારૂ સોટી. મૂર્ખને તેની મૂર્ખાઇ પ્રમાણે ઉત્તર ન દે રખે તું પણ તેની બરાબર થાય." (વળી એ વાક્ય ફેરવીને કહે છે કે, પ્રસંગાનુસાર) મૂર્ખને તેની મૂર્ખાઇ પ્રમાણે "ઉત્તર દે, રખેને તે પોતાની દૃષ્ટિમાં પોતાને જ્ઞાની સમજે. જે મૂર્ખની હસ્તક સંદેશો મોકલે

છે તે પગ કાપે છે ને ઉપદ્રવ પામે છે. જેવા લગડાના પગ નિર્બળ તેવું મૂર્ખના મુખમાં દૃષ્ટાંત. જેમ પત્થરના ઢગલામાં રત્ન મૂકવું તેમ મૂર્ખને માન આપવું છે." દુષ્ટને સુધારી શકાય છે, અને ભટકેલાને માર્ગે લવાય છે, પણ મૂર્ખ ગર્વિષ્ટને ઠેકાણે લવાતું નથી. માટે દરેક માણસે મૂર્ખની મિત્રાઇથી દૂર રહેવું. તેવાથી ન થઇ શકે એવું કંઇ ભૂંડું નથી; કારણ કે તે કંઇ પણ વિચાર કર્યા વિના જેમ મ્હોમાં આવે તેમ ભાખી અથવા મનમાં આવે તેમ કરી શકે છે.

મિત્રાઇ કોની સાથે કરવી, કે જેની પાસે બેસવાથી આપણને કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થાય, બુદ્ધિની વૃદ્ધિ થાય અને કદી પણ ક્લેશ થવાની ચિંતા ન રહે. અથવા તો આપણામાં તેને સુધારવાની સત્તા હોય, એવા જન સાથે મિત્રાઇ બાંધવી. જો પોતાના સરખાંજ પોતાની બરોબરની પંક્તિનાં મિત્રો હોય, તો તેમની સાથે ભાઇ બ્હેનોની જેમ વર્ત્તણુક રાખવી. અતિશય મળી જઇ ઉછાંછળી વર્ત્તણુક ચલાવવી નહિ. ઠઠ્ઠાબાજીનો તો મૂળથીજ કંટાળો રાખવો. એમ તો નથીજ કે પર પુરૂષ જોડે સ્ત્રીઓને કામ ન પડે, પણ કોઇ પણ પર પુરૂષની સાથે વાત કરતાં, પોતાની સભ્યતા જાળવીને ગંભીરાઇથી વાત કરવી, કે દુષ્ટોને નિંદાનું નિમિત્ત ન મળે. અને તેમજ સ્ત્રીઓની સાથે પણ સભ્યતાથી વર્ત્તવું. જો ઉમ્મરમાં પોતાથી મ્હોટી હોય, તો મુરબ્બી તરીકે ગણીને અને ન્હાની હોય તો ન્હાની બ્હેનની માફક ગણીને ગાંભીર્યથી તેની સાથે વર્ત્તવું જોઇએ. આપણાથી ઉંચા દરજ્જાનાં માણસો સાથે મિત્રાઇ હોય, તો તેના દરજ્જા પ્રમાણે યોગ્ય માન આપવું જોઇએ. ભલું મનાવવા ચાહી જૂઠી વાતોની ટાપશી પૂરવી ન જોઇએ. તેમ કોઇ બાબતમાં તેઓથી ભૂલ થતી જણાય તો તેમનું અપમાન પણ કરવું ન જોઇએ, જ્યારે તે આપણી સાથે એકાંતમાં હોય, અને સામા માણસનો જીવ આનંદમાં હોય, ત્યારે તેને ગળે ઉતરે એવી નરમાશથી શિખામણ દેવી, કે તેના મનમાં વિરોધ ન આવતા આપણને શુભેચ્છક સમજી પોતાની ભૂલથી મુક્ત થાય.' મ્હોટા માણસની સાથે મિત્રાઇ બાંધતાં પહેલાં વિચાર કરવો જોઇએ, કે કોઇ વાતે આપણો ઇતબાર જાય નહિ, માટે સત્યતા અને સભ્યતા સાથે ચાતુરી રાખવી જોઇએ. આમથી તેમથી સાંભળેલી વાતો તેઓની આગળ કહેવી નહિ,

કારણ કે દરેક સાંભળેલી વાત સાચી હોતી નથી, અને રખે આપણે તેથી જૂઠાં પડીએ, અને આપણો ઇતબાર જાય, એનો વિચાર કરીનેજ બોલવું જોઇએ. વળી મ્હોટા માણુસનો સ્નેહ જો હમેશાં નિભાવી રાખવો હોય, તો તેમનાથી કંઇ આશા ન રાખતાં નિઃસ્વાર્થી સ્નેહ રાખવો. ને મ્હોટાં માણુસો સાથે સ્નેહ થઇ જવાથી મ્હોટાં માણુસો તેને પોતાના અંગતું ટેવી, તેની સાથે એખલાસથી વર્તે છે, તેમાં સામું માણુસ "કજીયા કોલ્હડાનું કોડીનું મૂલ્ય", ગણીને, માન અપમાન, ન્હાન વડાઇ વિસરી જઇ, તેને પોતાની હારમાં લેખી લઇ, બરાબરીયાંની જેમ વર્ત્તવા જાય છે; તેમાંથી તે હલકું પડી જઇ ત્યાંથી બે આબરૂ થઇ નિકળવું પડે છે. પછી લોકો આ કહેવત બોલે છે કે, "ભારે ભારે ક્યાં ગયાં હતાં તો કહે હલકાં થવા"! એવો પ્રસંગ ન આવે, ને મિત્રાઇ દિન પર દિન સોનેરી ઝળકાટ પકડે, તે માટે પોતાની અને સામાની બન્નેની પંક્તિ, ચક્ષુમર્યાદામાંથી ખસવા નજ દેવી. એટલુંજ નહિ પણ હમેશાં પોતાને ન્હાનાં અને બીજાને મ્હોટાં માનવાં. જે સ્વાર્થરહિત પ્રીતિ છે, તે હમેશાં ટકી રહે છે; અને તેથી ઘણા ફાયદાઓ થાય છે. પણ સ્વાર્થ રાખવાથી અકારાં થઇ નિકળવું પડે છે, અને ઉલટી ફજેતી થાય છે. વળી જેની આપણા ઉપર ખરી પ્રીતિ છે, તે આપણને દુઃખી જોઇને ખુશી થતું નથી, માટે જો આપણને કંઇ અગત્ય હોય, તો સુજ્ઞ શક્તિવાન મિત્ર તે સમજી લઇને પુરી પાડે છે. ને સ્વાર્થીયાં જે ક્ષણિક લાભ મેળવે છે તેના કરતાં ઘણા અને કાયમી લાભ શુદ્ધ મિત્રાચારીમાં પ્રાપ્ત થાય છે.

આપણે કોઇ મ્હોટા માંણુસને ઘરે મુલાકાત માટે જવું હોય, ત્યારે હમેશાં વિચાર કરીને જવું જોઇએ. સામા ઘરવાળાંને પહેલાં ખબર આપી પુછાવવું કે તમને કઇ વેળા ફુરસદ હશે? એમ પુછાવ્યા વિના જો જઇએ તો ઘણી વેળા તે ઘરનાં માણુસોને અગત્યના કામમાં આપણે હરકત કરનાર થઇએ. ત્યાં જઇ કુટુંબના કુશળ પુછી, સેજસાજ ખુશીની વાતો કરી, આનંદની વૃદ્ધિ કરી, થોડી વાર બેસી, તેઓની રજા લઇ સ્વધામે આવવું. ઘણી વાર, બેસી નકામી ફીસિયારી કરી આપણો તથા તેમનો વખત નકામો ગુમાવવો નહિ.

કોઇ ઠેકાણે આપણે જતાં હોઇએ, અને રસ્તામાં કોઇ આપણા મિત્ર અથવા બીજું કોઇ માણસ કાંઇ કામસર આપણને બોલાવી રસ્તામાં ઉભાં રાખે, તો ઉભાં રહી, તેની જોડે વાત કરવા રોકાવું નહિ; જો તેને અગત્યનું કામ હોય, તો તેને આપણા મુકામ ઉપર આવવાનું કહેવું. અગર ટુંકામાંજ પતાવવું. રસ્તામાં ચાલતાં આમ તેમ નજર ન કરતાં પોતાના માર્ગ તરફ ધ્યાન રાખી ચાલ્યાં જવું. કોઇ માણસ ચાલ્યું જતું હોય, ને તે સાથેના માણસને ઓળખાવવું હોય તો તેના સામી આંગળીની ઇસારત કરી બતાવવું નહિ; રસ્તે જતાં માર્ગમાં કોઇ મ્હોટું માણસ મળે, તો તેને પુંઠ દઇ ઉભાં ન રહેતાં, સભ્યતાથી બાજુ ઉપર થઇ ચાલ્યાં જવું. પોતાના દીયર અગર કોઇ હસવા લાયક ભાણેજ કે નણદોઇ એવાઓની સાથે ઠઠ્ઠાબાજીનો ખોટો રીવાજ રાખવો નહિ. એમ કરવાથી, અગર દરેકની સાથે વાતે વાતમાં હસીને બોલવાથી અજ્ઞાની લોકો અવળું વિચારી ફજેત કરે છે. અને આપણા ભોળાપણાનો તે અવળો લાભ લઇ લે છે. વળી કોઇ સ્ત્રી અગર પુરૂષને આપણી સામેથી બોલાવવું હોય તો હાથની ઇસારતથી બોલાવવું નહિ, પણ તેને ધીમે સાદેથી બોલાવવું જોઇએ, અગર તેમ કરવાને જો કોઇ જાતની અડચણ હોય તો કોઇ છોકરાં મારફત બોલાવવું.

પોતાના પડોશીની સાથે ઘણાં કુટુંબોને બનતું નથી, તેનું કારણ ઘણું કરીને છોકરાંની લડાઇ હોય છે; છોકરાં ભેગાં રમે, ત્યારે લડેવઢે અને પાછાં ભેગાં ને ભેગાં રમે પણ એટલા સારૂ અજ્ઞાની માઓ એક બીજાની સાત પેહેઢી શોધી કાઢે છે. એમાં બન્નેની એબ ઉઘાડી થાય છે. જ્યારે એકની એબ બીજી ઉઘાડે છે, ત્યારે બીજી એવી સમજુ ન હોય કે અણબોલી રહે; માટે પોતે જેટલા શબ્દો કહ્યા હોય, તેટલા અને તેથી વિશેષ પોતાને સાંભળવા પડે છે, પોતે સાંભળે છે એટલુંજ નહિ, પણ તમાસગીર બધાં સાંભળે છે, ને ઉલટી મુદ્દામ વાત સંતાઇ જઇ, નવીજ વાતોની ચર્ચા લોકોમાં ફેલાય છે. એ વિષે અંગ્રેજીમાં એક વાત છે:—

“એક ન્હાનો છોકરો જંગલમાં રમતો હતો, એટલામાં તે કાંઇ બોલ્યો એટલે તેનો જવાબ પાછો આવ્યો, ત્યારે તે બોલ્યો “મૂર્ખ છોકરા” ત્યારે સામેથી પણ “મૂર્ખ છોકરા” એવો અવાજ આવ્યો, ત્યારે તેણે કહ્યું “ત્યાં કોણ છે?” ત્યારે પણ તે અવાજ પાછો આવ્યો; ત્યારે તેણે કેટલાક ખરાબ

શબ્દો તેને કહ્યા તે પણ બધા તેને પાછા મળ્યા; ત્યારે તે ઘણો ગુસ્સે થઇ પોતાના બાપ પાસે ગયો, અને બાપને કહ્યું કે, જંગલની ઝાડીમાં એક છોકરો હતો તેણે મને કેટલાક ખરાબ શબ્દો કહ્યા; બાપે જાણ્યું કે જંગલના પડઘા પડ્યા હશે, તેથી તેણે કહ્યું, "દીકરા, એ શબ્દો પ્રથમ તારા મ્હોમાંથી નિકળેલા, કેમકે એ બોલનાર કોઇ નહોતું, પણ જંગલના પડઘાએ તારા બોલેલા શબ્દો તને પાછા આપ્યા છે." એક સંત પોતાનાં અનેક સોનેરી વાક્યોમાં એક આ વાક્ય પણ કહી ગયેલ છે કે, "શબ્દવાદ કશામાં ગુણકારી નથી પણ કેવળ સાંભળનારાના બગાડને અર્થે છે."

ત્યારે એજ રીતે માણસ કાંઇ કહ્યા વિના સાંભળે નહિ; અને જો અજ્ઞાનીના મુખથી સાંભળે તો તે વાંક માત્ર બોલનારનોજ ગણાઇ આપણી આબરૂ વધે છે, અને નિંદાપાત્ર તે થાય છે. માટે એવી નજીવી બાબતો ઉપર ધ્યાન આપી જે પાડોશણો લડાઇ કરે છે, તે ઘણુંજ ખોટું છે. જો પાડોશી સારાં ને સમજુ હોય, તો તેમની સાથે પ્રીતિથી હળી મળીને ચાલવું. ને જો નઠારાં હોય, તો તેમનાં છોકરાં સાથે પોતાનાં છોકરાંને ન્હાનપણથીજ રમવાની ટેવ પડવા દેવી નહિ, ને પોતે પ્રસંગોપાત તેમની જોડે બેસીને સારાં નીતિનાં પુસ્તકોમાંથી જ્ઞાન દેવું, અને નકામી આલી પેલી વાતો તેમની જોડે કરવી નહિ, કારણ કે તેમ કરવાથી આપણો ભાર તોલ હલકો થઇ જાય છે; અને સભ્યતાથી વર્ત્તવાથી તેમના મનમાં આપણા ઉપર પ્રીતિ તથા ભયની અસર થઇ આપણી સાથે માનથી વર્ત્તે છે. તેમજ તેઓના દુઃખના સમયમાં આપણાથી બનતી તેઓને સહાય કરવી, તેઓ માંદાં હોય તો બનતી ચાકરી કરવી અગર કરાવવી, એવું કરવાથી આપણને ઘણા ફાયદા થશે. એક તો ખરાબ પાડોશીના ગેરલાભને બદલે લાભ મળશે, બીજું આબરૂ વધશે, ત્રીજું ખુશીથી રહેવાશે, અને તેઓ તથા તેમનું કુટુંબ સુધરવાનો યશ તમને આ લોક તથા પરલોકમાં પ્રાપ્ત થશે. તેમજ પોતાના કુટુંબીઓ, સાસુ, સસરા, દેરાણી, જેઠાણી, નણંદ વગેરેની સાથે જેમ બને તેમ માયાળુપણાથી વર્ત્તી સંપ રાખવાને યત્ન કરવો એ સારૂં છે; સૌની સાથે હળી મળીને, ને જે ભુંડું છે તેથી ચેતીને ચાલવું, એ માણસનું ખરૂં કર્ત્તવ્ય કર્મ છે.

હવે ખરી મિત્રાચારીનો સ્વાદ જેને મળ્યો છે, તેજ તેની મિઠાસ જાણે છે. એ સ્વાદનું ખરૂં રહસ્ય દર્શાવવાને મ્હોટા લેખકની કે કવિની કલમ, કે મહાન વક્તાની જીભ પણ અશક્ત છે. તે કેવળ પ્રેમીનુ અંતઃ-કરણજ જાણે છે. ને જીંદગીની છેલ્લી ઘડી સુધી પોતાના મિત્ર પ્રત્યેની પોતાની ફરજો બજાવવામાં પોતે પછાત છે, એમ તેને લાગે છે.

અરે, મિત્ર! મિત્ર! મિત્ર તે ક્યાં મળે? કેસર તો ક્યાંકજ હોય હાટે હાટે તો જે પીળી દેખાય છે, તે તો હરમી હલદર છે! એમજ ઘણા માણસો મ્હોએ મિઠું બોલે છે, વખતે કામપ્રસંગે ઉપયોગમાં પણ આવે છે. વખતે આપણને દુઃખી દેખીને રડે છે. બે હાથ જોડીને ઉભાં પણ રહે છે. ઠામ ઠામ આપણાં વખાણ પણ કરે છે. પણ બ્હેનો, તે સઘળાં મિત્ર નથી! કોઇનામાં કંઇ તો કોઇનામાં કંઇ સ્વાર્થ રહેલા હોય છે. તેઓ જેમ આગગાડીમાંના ઉતારૂ પોતાનું સ્ટેશન આવતાં ઉતરી ઉતરીને ચાલવા માંડે છે, તેમ પોતાનો સ્વાર્થ સરી રહેતાં મુકીને ચાલ્યાં જાય છે. પણ સુમિત્ર સુખમાં, દુઃખમાં, ચઢતીમાં, પડતીમાં, મહા ભયંકર રોગમાં કે તંદુરસ્તીમાં, માનમાં ને અપમાનમાં હમેશાં જેવોને તેવોજ રહે છે. આપણું દુઃખ તે તેના હૃદયને વિંધે છે; આપણું સુખ તે તેનાં દુઃખ વિસરાવે છે. આપણી સંપત્તિ વધતી જોઇ તેનું અંતઃકરણ હર્ષથી ઉભરાય છે. એક ઈશ્વરભક્ત કહે છે કે, "ભાઇ પડતી દશાને માટે જનમ્યો છે. પણ મિત્ર તો બધી વખતને માટે છે." જે વાત સગાં કુટુંબી પાસે નથી કરાતી, તે વાત મિત્ર પાસે કરાય છે. જે કામ સગાં કરતાં કચવાય છે, તે પ્રિય મિત્ર કરે છે. ટુંકામાં મિત્ર કહો, કે પોતાના હૃદયનો એક ભાગ કહો તો બરાબર છે. કહે છે કે,

"સજ્જન મિલાપી બહોત હે,
તાલી મિત્ર અનેક;
જીન દેખે છાતી ઠરે,
સો લાખન મેં એક."

એક વાત યાદ રાખવી કે એવાં મિત્ર દુર્જનને કદી મળતાંજ નથી, કેમકે તેઓનામાં અરસપરસ કપટ અને સ્વાર્થ હોય છે. જ્યાં સ્વાર્થ નથી ત્યાંજ એવી મિત્રાચારી જામે છે. ને તે મિત્રાચારી પોતાને, પોતાના કુટુંબને

અને અનેકને ગુણકારી થાય છે. એ મિત્રાચારીએ ઈશ્વરને પણ ઓળખાય છે, ને મોક્ષ પણ મળે છે. ને જે મિત્રને ચાહે છે તેને મિત્ર મળી પણ શકે છે. જેને મિત્ર નથી તેની જીંદગી સુખમય નથી, એમ લેખવું; કેમકે તેનામાં પ્રીતિ નથી. પ્રીતિ વગર પ્રીતિ ખેંચાતી નથી.

હવે ઉપર બતાવ્યા પ્રમાણે ઘણા મિત્રો તો માણસને મળતા નથી, તો જે મિત્ર નથી તેને દુશ્મન લેખવાં શું? ના. એમ સમજાય તો તે ભૂલ છે. સૌને સૌના હક પ્રીતિથી આપવા ને કોઇને માટે આપણાથી જે કંઇ થઇ શકતું હોય, તેમાંથી કંઇ પાછું રાખવું નહિ, તેમાં દુશ્મનનું ભલું કરવાની જે તક મળે તે તો અધિક કિંમતી લેખવી. બનતાં સુધી કોઇના ઉપર બોજ ન મુકવો, પણ બીજાનો બોજ ઉપાડી લેવાને સદા તત્પર રહેવું. જે એમ કરે છે, તેના બધા બોજ ઈશ્વર ઉપાડી લે છે. ને દુનિયાની મુસાફરીના ન્હાના મ્હોટા હેલા, જેમ રબ્બરના પાટાવાળી ગાડીમાં બેસનારને હલકા લાગે છે, તેમ મિત્રાઇનો અને પ્રીતિનો ધર્મ પાળનારને હલકા લાગે છે.

પરમેશ્વર પોતે પ્રીતિ છે ને જે તેને ભજે છે, તેણે પ્રીતિથી અને સત્યતાથી ભજી પોતાની જીંદગી તેને અર્પણ કરવી, એ છેલ્લામાં છેલ્લી અને મ્હોટામાં મ્હોટી વાત છે.

વળી મિત્રાઇના વિષયમાં ઘણાંની ગેરસમજ થાય છે, કે મિત્ર તો પરાયાંજ હોય, કુટુંબી તે તો મિત્ર નહિ પણ સગાં છે. માટે તેમની સાથેનો વ્યવહાર તો જૂદા પ્રકારનો હોય, એમ સમજવું ભૂલ ભરેલું છે, મા, બાપ, ભાઇ, બ્હેન, પતિ, પત્ની એ બધાં મિત્રના પદનાં પ્રથમ હકદાર છે. જો તેમની સાથે મિત્રાઇ ન હોય, તો બીજાની સાથે મિત્રાઇ રાખનાર નિઃસ્વાર્થી કેમ મનાય? ને ખરૂં સુખ ને શાંતિ ક્યાંથી પ્રાપ્ત થાય? ને જે માણસ દીઠેલાં ભાઇબ્હેન ઉપર પ્રીતિ કરતાં નથી, તે અણદીઠ ઈશ્વર ઉપર પ્રીતિ કરે છે એ કેમ મનાય!!



# પ્રકરણ ૧૩ મું.

## અભિમાન.

### ચોપાઇ.

અમલ અંધ રાખો ના કોય, છાંયોતડકો ફરતો હોય;
છાંયા સ્થળ તડકો થઇ જાય, તડકો છાંયામાં બદલાય. ૧

આરંભેથી ચાલ્યો ચાલ, નજરે જોયો, સૂણ્યો હાલ;
કે અહંકારી પામ્યા હાર, નમ્ર જનો જીત્યા નિરધાર! ૨

પુત્રો, પુત્રી, પૈસા જોર, હોશે નૃપતણી પણ ભોર!*
જેથી હું પદમાં ચકચૂર, નિર્બળ પ્રત્યે બનતા ક્રૂર. ૩

શોધો, તેનો ક્યાં છે ઠામ! શું બોલે, તે માટે ગામ!
નમ્ર જનોના પગની હેઠ, આવી પડીયા ભાળો ઠેઠ!! ૪

ક્ષણમાં આવ્યો વા વંટોળ, ઊપાડ્યા ના ચાલ્યો ડોળ!
પળમાં બનીયા કુશકા તોલ, જેનાં લેખાતાં બહુ મોલ. ૫

માટે સમજો નર ને નાર, નમવામાં છે અદ્ભુત સાર;
જર જોબન કે હૂકમ હાથ, એ બક્ષે છે જગનો નાથ. ૬

તેહ તણા માનીને પાડ, દુ:ખી જનને આપો આડ. †
તે રાખે છે જેવી પ્રીત, સૌ સંગે ચાહે એ રીત. ૭

જે જન નમતાં રોછે આપ, ઉંચ કરે છે ઈશ્વર બાપ.
પણ જે રાખે ઉંચી ઓડ[1] એક ન કરશે પૂરા કોડ.[2] ૮

---

* ભોર=ભેર, મદદ. † આડ=મદદ.

૧ ઓડ=ગેક અથવા ગરદન. ૨ કોડ=હોંસ.

"અભિમાન" એ ગુણનું નામ તો એકજ છે, પણ તેના પ્રકાર ઘણા છે. કોઇ એવો અભિમાન રાખે છે, કે ભલે મારૂં સર્વસ્વ જાય તો જાય, પણ હું સ્વદેશ માટે લડવામાં, ને તેને ચઢતી સ્થિતિમાં લાવવાની મહેનતમાં પાછો નહિ હઠું. તો કોઇ ધર્મને માટે પોતાના સ્વાર્પણનો નિશ્ચય કરી, સગાં, સંબંધી, મ્હોટો હોદ્દો, કે ગમે તે હોય, તેને તુચ્છ ગણી, ધર્મ ધ્યાનમાં તલ્લીન થાય છે. કોઇ સ્ત્રી લોકોની કશી વાતો ઉપર ધ્યાન ન આપતાં, પોતાના પતિની સાથે એક મત થઇ, તેને સંતોષવામાંજ પોતાની મ્હોટાઇ માને છે. તો કોઇ પોતાનાં બચ્ચાંને કેળવવા સુધારવામાં, તો કોઇ સ્વચ્છતા રાખવામાં, તો કોઇ સૌ સાથે સંપ સલાહ રાખવામાં, તો કોઇ ગમે તેને કુસંપ હોય તો તેને સંપ કરાવવાની હિંમતનો અભિમાન રાખે છે. તેમજ કોઇ પોતાના માવતરની સેવા કરવામાં, તો કોઇ પોતાનાં ભાંડુઓ સાથેની ફરજ બજાવવામાં, તો કોઇ પોતાના કુટુંબનો ક્લેશ દાબી દઇ, હળીમળી ચાલવામાં ને ચલાવવામાં, પોતાની મ્હોટાઇ માને છે. એવા અનેક પ્રકારના અભિમાન માણસમાં હોય છે, અને જો એવાં જુદી જુદી રીતનાં અભિમાની માણસો, એક નોખું ગામ બાંધીને વસે, તો એ ગામ સ્વર્ગ તુલ્ય સુખી જણાય! તેમજ જો તેઓ જુદાં જુદાં ગામોમાં છૂટાં છવાયાં વસેલાં હોય, તોપણ સુધારાખાતાના ફાનસોની જેમ, દૂર દૂરથી એક બીજાનો પ્રકાશ મેળવી, કેટલાંકને સીધે માર્ગે ચલાવે. વળી જો તેઓ જંગલમાં વસતાં હોય, તોપણ અનેક ભૂલાં પડેલાં માણસોને રસ્તે ચઢાવવા પામે, અથવા તો જંગલી જાનવરના ભોગ પડેલાં, ઘેટાં, બકરાં, પાડાં, વાછરડાં, જેવાં ગરીબ અને નિર્બળ પ્રાણીઓને, દુષ્ટોનાં કે દુષ્ટતાનાં ભોગ થતાં બચાવવા પામે. આવા પ્રકારના અભિમાનને સ્વકર્માભિમાન કે સ્વદેશાભિમાન કહે છે. અને તે અભિમાનનું સ્વરૂપ અતિ સુંદર, અને તેનાં કાર્ય શાંતિદાયક, ને તેનું પરિણામ ઘણુંજ રમણિક હોય છે.

પણ અફસોસની વાત તો એ છે કે, ઉપર લખ્યા પ્રકારના અભિમાન કરતાં, એક જુદાજ પ્રકારનો ધિક્કારપાત્ર અભિમાન, જ્યાં જુઓ ત્યાં છવાઇ રહ્યો છે. અને તેની ગર્જના એવી તો કંટાળા રૂપ લાગે છે કે, જેમ પોલા ઢોલ, અને પિત્તળનાં ઝાંઝનો ઠાલો ઠણકાર, કાનના પડદાને

કંટાળો આપે છે, તેમ એ મિથ્યાભિમાની મનુષ્ય સુજ્ઞ માણસોને કંટાળો આપે છે, અડચણરૂપ થાય છે, અને ગરીબોને પીડે છે. જેમ ઉપર લખ્યાં વાજાંઓ પોતે માર ખાતાં જાય છે, ને બીજાંને કંટાળો આપતાં જાય છે, અને કોઇને મારમાંથી બચાવવાની શક્તિ તેનામાં હોતી નથી, તેમ મિથ્યા અભિમાની માણસો જગતની નિંદા અને ઘણી અગવડોરૂપી માર ખાય છે, ને કોઇના કશા કામમાં આવતાં નથી. (તેવાં માણસોને પૃથ્વીને ભાર કરતા કે જગતને ઠોકરરૂપ પાણા ગણીએ તો ખોટું ન કહેવાય). તેઓ જગતની બત્રીશીમાં સર્વદા ચવાયાંજ કરે છે. છતાં, જેમ છોકરાં ધૂળની કૂલડી ભરી માથે મુકી બોલે છે કે, "કોઇને દાળીયા લેવા છે ભાઇ, દાળીયા." એમ બોલતાં જાય છે, અને મનમાં મલકાતાં જાય છે, ને તેમાંથી ચપટી ધૂળ કોઇ લઇ લે તો વઢે છે, રડે છે, ને તોફાન કરે છે; પણ સમજતાં નથી કે જ્યારે ભૂખ લાગે, ત્યારે એ દાળીયા તેને કશા કામમાં આવતા નથી. મા પાસે આવીને ખાવાનું માગવું પડે છે. ને તે આપે ત્યારેજ ધરાવાય છે. તેમજ મિથ્યા અભિમાની પોતાના મનમાં ફુલાય છે કે, હું શ્રેષ્ઠ છું; અને બધાં કરતાં વધારે સમૃદ્ધિવાન ગુણવાન કે રૂપવંત છું, ને મ્હારે કોઇની કશી દરકાર નથી. પણ જાણતાં નથી કે હમેશાં અભિમાનીઓને નમ્રના દરવાજા પાસે નમવું પડે છે; ને તેમની મ્હોટાઇ બીજાઓની દૃષ્ટિમાં છોકરાંના માનેલા દાળીયા જેવી કેવળ ધુળજ દેખાય છે; દુનિયામાં અનેક બાબતોની હદ હોય છે; પણ અભિમાનની કંઇ હદજ હોતી નથી. વળી એ મિથ્યા અભિમાનને રહેવાનું કોઇ સ્થળ પણ નિર્માણ નથી. જેમ રાજમ્હેલથી તે ઝુંપડા સુધી કરોળીયા પોતાનાં ઘર બાંધે છે, તેમ રાજની મેડીથી, તે ભિખારીની ઝોળી સુધી, તે એક સરખો ગાજતો દેખાય છે; અને જેનામાં તે પરવરેલો હોય તેની આંખો જાણે કુદરતી ચક્રમાંથી ફરી ગયેલી હોય, તેવી જણાય છે. એટલે જેવી રીતે દુરબીનનો કાચ પોતાની શક્તિ પ્રમાણે, પોતાની સામેની ચીજ મ્હોટી યા પાસે બતાવે છે, તે પ્રમાણે અભિમાની માણસ પોતાના પોત પ્રમાણે, બીજાને દેખે છે; પણ જેમ દુરબીન પોતાની સામેની ચીજ જેવડી હોય, તેના કરતાં વધારે મ્હોટી દેખાડે છે, તેમ અભિમાની માણસો પોતે હોય તેના કરતાં પોતાને ઘણા મ્હોટા માને છે! જો તેઓનામાં દુરબીન જેવો ગુણ હોય, કે સામી વસ્તુ

મ્હોટી દેખાડે, તો તો તેઓ સુખી થાય, પણ તેથી ઉલટો ગુણ હોવાને લીધે, તેઓ જગતની આગળ તમાસારૂપ થાય છે. એવાં માણસો સરખા સમાજ ઉપર સરસાઇ કરવાને, અને ગરીબોને પીડવાને મ્હોટા માણસની મહેરબાની, અથવા હુકમ હોદ્દાને હથિયાર તરીકે વાપરે છે! કેટલાંએક પૈસા પાત્ર મિથ્યા અભિમાની માણસો અનેક દાન કરે છે, અને તેનાથી ઘણાંને ફાયદો પણ થાય છે, પણ તેથી તેઓને પોતાને કશો ફાયદો થતો નથી; કેમકે તેઓનાં અંતઃકરણમાં દયા નહિ, પણ કેવળ હુંપદ હોય છે. એટલે તે કાર્ય દયાથી થતું નથી, પણ કેવળ દયાનો વેશ ભજવાય છે! અને વેશધારી મનુષ્યો કદી ફળવંત થતાં નથી. કેમકે એવી રીતે લાખો રૂપિયા ખરચનારના કરતાં, અંતઃકરણની દયાથી ધર્માદામાં અર્ધો પૈસો વાપરનાર વિધવા પણ, ઈશ્વરની આગળ માન્ય થાય છે. અને ભૂખ્યાંની દાઝ આણી પોતાના ભાણામાંથી આપેલો કટકો રોટલો, પરમેશ્વરની દૃષ્ટિમાં અતિ મૂલ્યવાન છે. અભિમાની માણસો કેવળ પોતાનુંજ સુખ શોધે છે; બીજાના સુખદુઃખની પરવા તેમને રહેતી નથી. ઉપાડવાને કઠણ બોજો બીજાના શિર ઉપર મુકે છે, પણ પોતાની એક આંગળી તેને અડાડવા ચહાતાં નથી. અભિમાની માણસો સર્વને તુચ્છ પ્રાણી સમજે છે. તેમનામાં ઉપકાર વૃતિ હોતીજ નથી, પોતાનું કાર્ય સાધવાને વખતે તેઓ ખુશામતથી કુતરાની માફક ગેલ કરે છે, પણ સ્વાર્થ સરતાં કુતરાની માફક ભસવું શરૂ કરે છે. એવાં મિથ્યા અભિમાની માણસોના નોકરચાકરોને સુખ હોતું નથી; તેમજ કોઇ પણ માણસ તેમનાથી સંતોષાતું નથી.

પૈસોટકો અને બાળબચ્ચાં, તથા ઇજત ને આબરૂ, તંદુરસ્તી અને સુંદરતા, એ સઘળાં પ્રભુનાં આપેલાં દાનો છે. અને તેમાં જે ફુલાઇ જઇ ગર્વિષ્ટ થાય છે, તે પ્રભુનાં મ્હોટાં ગુન્હેગાર થાય છે, વળી તે સઘળાં વાનાં ચલિત છે, ઘણાં પુત્ર પરિવારવાળાં પણ વાંઝીયાં થઇ બેસે છે; અમલવાળાઓના અમલ જતા રહે છે, પૈસાદાર લુંટાય છે, દેવાળું કાઢે છે, ને ભીખ માગતાં પણ થાય છે. સુંદર કાન્તિ પણ કાળ જતાં અથવા કોઇ ખરાબ રોગના પ્રચારથી જતી રહે છે. ત્યારે આપણે શેના ઉપર અભિમાન કરવો? જે માણસ અભિમાન રાખે છે તેને ભલું મનવનાર કેટલાંએક ખુશામતિયાં મ્હોં ઉપર સારૂં સારૂં બોલે છે, કેટલાંએક બ્હિકને

લીધે સારૂં બોલે છે, પણ પાછળથી પોતાનાજ નોકર ચાકર આડોશીપાડોશી, અગર કોઇ પણ નિંદા કર્યા સિવાય રહેતું નથી; માનને મૂર્ખાઇથી આમંત્રણ કરવા તેઓ ઘણું ચાહે છે; પણ માન તેમનાથી બીહીને ન્હાશી જાય છે. માણસને માન મરતબાની જરૂર છે ખરી, પણ તે પોતાના શુભ આચરણથી મળી શકે છે, મિથ્યાભિમાનથી મળતાં નથી. દુનિયામાં ઘણા પુરૂષો કે જેઓએ અભિમાન અને અહંકારને પોતાના ઉપર રાજ્ય કરતાં અટકાવ્યા નથી, તેઓ આખર ધૂળ મળીને ખેદાનમેદાન થઇ ગયા છે. અભિમાનથી મ્હોટા રાજાઓનાં રાજ્યો જતાં રહ્યાં છે. તેના અનેક દાખલાઓ ઇતિહાસનાં પાનાં ઉપર મોજુદ છે; તેમાં રાજા રાવણનો દાખલો આખા હિન્દુસ્તામાં સર્વત્ર અપાય છે. પણ જે કાનના પડદા ખોલે તે સાંભળે; પણ બંધ રાખે તે ક્યાંથી સાંભળે? અભિમાનથી અનેક ધનવાનો દરિદ્રી થઇ ગયા છે. સુખે રોટલો ખાનારા અભિમાનથી બેહાલ થઇ ગયા છે. એ વિષેના દાખલાઓ જો આપણે લેવા બેસીએ, તો આ પુસ્તકમાં ઘણો વધારો થઇ લંબાણ થઇ જાય. પરંતુ દરેક ગામમાં અને દરેક શહેરમાં જ્યાં જોશો ત્યાં એવા દાખલાઓ અનુભવસિદ્ધ મળશે. સ્ત્રી કે પુરૂષ બેમાંથી એક અભિમાની હોય, તો તેઓ બન્ને ધણીધણીઆણીના સ્વભાવ મળતા આવતા નથી, એકને આમ કરવું હોય તો બીજાને તેમ કરવું હોય, ત્યારે ધણીધણીઆણીને કજીઓ થાય છે. બન્નેનાં મન સર્વદા જૂદાં રહે છે, અને તેઓનો પોતાનોજ અવતાર દુઃખમાં જાય છે એટલુંજ નહિ, પણ તેઓનાં છોકરાંઓમાં પણ સ્વભાવિક રીતે માનો અગર બાપનો ગુણ આવે છે, અને તેઓ પણ એવાજ અણબનાવનાં ભોગ થઇ, લોકોમાં પણ અપ્રિય થઇ, પોતાની જીંદગી દુઃખમાં ગાળે છે. માટે મ્હારી પ્રિય બહેનો, વિચાર કરી જુઓ, કે આપણને જે જે સારાં દાનો મળ્યાં છે, તે કેવળ ઇશ્વરી કૃપાનાંજ દાનો છે. પ્રિય માબાપો, પ્રેમાળ પતિ, વહાલાં બાળબચ્ચાંઓનો પરિવાર, સારો હોદ્દો, પૈસો, કાન્તિ કે તંદુરસ્તી જે જે સારાં વાનાં આપણે ભોગવીએ છીએ, તે કેવળ ઇશ્વરીદાનો છે. તેમાંનું કંઇ આપણા પોતાથી મેળવી શકાતું નથી, તે આપે છે ને તે લે છે. સર્વ સત્તા ને અધિકાર તેનાજ હાથમાં છે. આપણે તો માત્ર તેના હાથનાં કાર્યો છીએ. ત્યારે આપણે શા ઉપર અભિમાન કરીએ? જે વસ્તુ સર્વદા દુઃખકા-

રકજ છે, તેનો સંગ્રહ કરવાથી કયું માણુસ સુખી થયું છે? સોમલખાર જો કે ઔષધોપચારમાં કામ આવે છે, તોપણુ કોઇ ગૃહસ્થ માણુસ તેને ઘરમાં રાખવા નહિ ચહાશે; કારણુ તેનો ઉપયોગ તો જે વૈદનું કામ જાણુતો હોય તેનાથીજ થઇ શકે છે. દાકતર દવાની અંદર ઘણી વેળા સોમલ આપે છે, પણુ જો તેનું જોઇને આપણે ખાવા જઇએ કે માંદા માણુસ પર અજમાવવા જઇએ તો તેથી ભયંકર પરિણામ નીપજવા સંભવ છે. જેને જે ચીજની કદર નથી, તે ચીજ તેની પાસે હોય, તો તેને શા કામની? તે તેને નિરૂપયોગી છે એટલુંજ નહિ, પણ અવગુણુકર્ત્તા અને છેવટ મોત સુધીનો ભય ઉત્પન્ન કરનાર છે. મિથ્યા અભિમાન પણુ તેવોજ ભયંકર સમજવો. હવે આપણે જોયું ને જોઇએ છીએ કે, દુનિયામાં સઘળી વસ્તુ ચલિત છે. આજ છે ને કાલે ન હોય. માણુસનો વૈભવ પણુ ઘાસના ફુલ જેવો છે, જે આજ સવારે ખીલી નિકળે છે, અને શોભાયમાન દેખાય છે, પણુ સાંજરે તે ખરી પડીને તેનો વિનાશ થઇ જાય છે. દુનિયામાં એવું તો કોઇ માણુસ નહિ હોય, કે જેણે દુઃખ અનુભવ્યુંજ નહિ હોય, ને એવું પણુ નહિ મળે કે જેણે કદી સુખ જોયુંજ નથી; કોઇ દિવસ હાથીને હોદે બેસનારાને શેરીએ શેરીએ રખડી ભીખ માગવી પડે છે! કોઇ દિવસ જેની આગળ માર્ગ કરાવતા જથાબંધ સિપાઇઓ ચાલતા હોય, તેને સિપાઇના પેરામાં ધક્કા ખાતાં તેની મરજી મુજબ ચાલવું પડે છે! કોઇ વખત સ્વાદિષ્ટ ભોજનો ઉપર અરૂચિ દેખાડનારને સુકા રોટલાના પણુ સાંસા પડે છે; કોઇ વેળા તદન આછાં કાચા રંગનાં મહમલનાં કપડાં પહેરનારાં જેને કીનખાબનું કપડું એક વેળા ભારે લાગતું હતું તેને ખાદીના કપડાના સાંસા પડે છે! એક સ્ત્રી જે એક દિવસ નોકર ચાકરો ઉપર હુકમો ચલાવતી પગ ઉપર પગ ચડાવીને શેઠાણીની માફક બેસતી, તેને પારકી ચાકરી કરી પોતે જેટલી સખતાઇથી ચાકરો ઉપર હુકમો બજાવતી હતી, તેટલી અને તેથી પણુ વિશેષ સખતાઇ પોતા ઉપર ખમવી પડે છે! જે છોકરાંઓને છીંક આવતાં ચારે બાજુથી ખમા, ખમાના અવાજ થતા હતા, તેઓને બારણે બારણે ભીખ માગવાની વેળા પણુ આવે છે; તેમજ એથી વિપરીત, કે જેઓ દુઃખી અને દરિદ્ર, નીચ અને હલકાં, તેઓ પણુ ઉંચે દરજ્જે ચ'ડી મહા મ્હોટાં સુખો ભોગવી શકે

છે. કેટલાએક કોથળો કરી પોતાનું ગુજરાન ચલાવનારા મ્હોટી મેડીના જરૂખા ઉપર બેસે છે! અને કેટલાએક ફકીરો અને ગુલામો રાજ્યગાદી સુધી પહોંચી ગયેલા છે! ત્યારે દુનિયામાં કઇ ચીજ એવી છે કે જે ન બની શકે ? સર્વે કાંઇ શક્ય છે. જ્યારે સુશિલ તારામતી હરિશ્ચંદ્રને પરણી ત્યારે તે જાણુતી નહોતી કે મ્હારે માથે આવાં આવાં સંકટો આવી મ્હારે દાસી થઇ વેચાવું પડશે! ને મ્હારા પતિના તથા બાળકના આવા હાલ થશે! તેમજ નૈશધનાથની સતી પત્ની દમયંતી નહોતી જાણુતી કે મ્હારે આમ વન વન ભટકવું પડશે, અને આવા દુઃખના સમયમાં મ્હારો પ્રિય પતિ પણ મને તજીને ચાલ્યો જશે, અને પોતાનું પદ્મણીનું રૂપ તે પીશાચણીમાં ખપશે! તે નહોતી જાણુતી કે મ્હારે મ્હારી પોતાની માશીના ઘરમાંજ દાસી બની રહેવું પડશે; અને ગાંડીમાં ખપી લોકોના પથરા ખમવા પડશે. તેમજ પાંડવોની રાણી દ્રૌપદી અને રાજારામની રાણી સીતા, વગેરે કેટલીએક સ્ત્રીઓ જેઓ કદી દુઃખ શું ચીજ છે, તે જાણુતી નહોતી, તેઓ અવર્ણનિય દુઃખના ભોગ થઇ પડેલી એવું આપણે વાંચીએ છીયે. તોપણ જો તેમનામાં નમ્રતા હતી, તો છેવટ નમ્રતાનાં ફળ તેઓને મળ્યાં હતાં, તેમજ બાદશાહી વખતમાં અને સાંપ્રતકાળમાં પણ કેટલાંએક નીચ અને હલકી પંક્તિનાં માણસોએ મ્હોટી મ્હોટી પદવીઓ ભોગવી છે, અને ભોગવે છે; એમ ફરતી છાંયા છે. સુખી એ દુઃખી અને દુઃખી એ સુખી થાય છે; ત્યારે માણસોએ શાના ઉપર અભિમાન કરવો? પણ જો તમે માન મરતબો ને આબરૂ ઇજત મેળવવાનાં ખંતી હો, તો તમે તેવાં સુકાર્યો કરીને તે મેળવો, કે જેથી તમને મિથ્યાભિમાનનો દોષ ન લાગતાં, તમારા ખરા સૌંદર્યથી સૌંદર્યવાન થઇ, તમારી નિર્દોષ કીર્ત્તિને સંપાદન કરી શકશો; જો તમને ઈશ્વરે સુંદર કાંન્તિ આપી છે, તો તેનો અભિમાન ન રાખતાં પોતાનાં સુકાર્યોથી પોતાને અધિક શણગારો; અને તેથીજ તમને જેટલો જોઇએ તેટલો અને તેથી પણ વિશેષ માન મરતબો પ્રાપ્ત થશે. જો પ્રભુએ તમને દોલત આપી છે, તો તેનો યોગ્ય ઉપયોગ કરો; ગરીબો ઉપર દયા રાખો, સંપત્તિ પ્રમાણે દાન કરો. જો અમલ આપ્યો છે, તો સાવધાન રહો, ને પ્રભુનો ભય રાખો કે કોઇ પણ પ્રકારે કોઇનો અન્યાય ન થાય, કે કોઇને વૃથા ન પીડાય. અમલના અંગમાં બે તક હાથમાં આવે છે, એક કોઇનું બુરૂં

કરવાની અને બીજું કોઇનું ભલું કરવાની. તો અભિમાની પહેલી તે સહેલી તકનો ઉપયોગ કરી નિંદાય છે! ને નમ્ર માણસો બને તેટલું સૌનું શ્રેય કરી કૃતાર્થ થાય છે. હા, એ પ્રમાણે ચાલવાને માણસ બેશક અબળ છેજ, પણ પ્રભુનો ભય રાખીને, તેની સહાય માગીને, જે માણસ પોતાનું કામ ચોખવટથી કરવાની ઇચ્છા રાખે છે, તેને પ્રભુ સહાય થાય છેજ. અમલનો અંધ કોઇ પણ સ્ત્રી પુરૂષે રાખવો નહિ, કારણ કે નોકરી હથેળીના પાણી જેવી છે. ઢોળાતાં વાર લાગતી નથી, માટે જેટલો વખત તે આપણા હાથમાં છે, તેટલો વખત તેનો સદુપયોગ કરવા ચૂકવું નહિ. તેમ કરવાથી તેમાં વૃદ્ધિ થઇ આબરૂમાં પણ વૃદ્ધિ થશે, ને પ્રભુ રાજી થઇ આપણને દુઃખી થવા દેશે નહિ; પણ તેમાં ફુલાઇ જવાથી દુનિયામાં તિરસ્કાર, લોકોમાં હાંસી, અને પરમેશ્વરનાં ગુન્હેગાર થવાય છે. અમલના અંગમાં જે માણસો તમારા (પોતાના ધણીના) હસ્તમાં સોંપાયા હોય, તેમની જોડે માયાળુપણાથી પોતાનાં બાળબચ્ચાંની જેમ વર્તવું. તાબાનાં માણસો જો મો'ટી ઉમ્મરનાં હોય, તો માવતરતુલ્ય જાણી તેઓને યોગ્ય માન આપવું. તેઓને પોતાના તાબાનાં ગણી, હલકાઇ કે તોછડાઇથી બોલાવવાનો કે વર્તવાનો રીવાજ બીલકુલ રાખવો નહિ. પ્રીતિ રાખવાથી નોકરો બમણું કામ કરે છે. અને વખત આવ્યે જીવ આપવાને પણ તત્પર થઇ જાય છે. જેટલી પ્રીતિ આપણે તેમના ઉપર રાખીએ અને જેટલી નરમાશથી તેઓની જોડે વરતીએ, તેથી બમણી તેઓ માની લઇ હુલ્લાસી થાય છે; એટલુંજ નહિ પણ તેઓ જાતે અભિમાની હોય, તોપણ પોતાના ઉપરી અધિકારીની સાલસાઇ જોઇ લજવાઇને પોતાની કુટેવ મુકી દે છે. હરેક માણસે ઉપકાર કરવો તે સામા જનનું હિત ઇચ્છીનેજ કરવો. નહિતો તેનો ડોળ કોઇ પણ પ્રકારે ઉપયોગી થવાનો નથી. કોઇ પણ ઢાંકેલું એવું નથી, કે જે ઉઘાડું નહિ થાય. માટે જે દયા કરે છે, તેણે ખુશીથી કરવી. ઉદારતાથી વાવનાર ઈશ્વરી ઉદારતાનો બદલો લણે છે. જો પ્રભુએ તમને બાળબચ્ચાં ને મ્હોટા કુટુંબ પરિવાર આપ્યો હોય, તો તે દયાળુના મ્હોટા ઉપકારસહિત તેમને સુકેળવણીથી કેળવો નીતિને માર્ગે દોરવો; કેમકે બચ્ચાં, એ દોલત આપણી નથી; પણ ઈશ્વરની છે. ને આપણા હાથમાં એ માટે સોંપ્યાં છે, કે તેમને સુમાર્ગે પ્રેરી તેમનાં

કલ્યાણકારી થઇયે. વળી પોતાથી કે પોતાનાં ઢોર કે છોકરાંથી કોઇને કંઇ પણ ઉપદ્રવ થવા ન પામે તેવી સંભાળ રાખો. ને તેમ કરતાં થઇ જાય, તો નમ્રતાથી માફ માગો, ને ફરી તેવું ન થાય તેની કાળજી રાખો. પોતાના અંગની ટીલી ટપકીની ટાપટીપથી જે શોભા વધે છે, તેના કરતાં સૌની સાથે સલાહને ધોરણે વર્તવાથી અધિક વધે છે, એ નક્કી જાણવું.

કડવી દવાનો કંટાળો આવતો હોય, તો ખાવા પીવા વગેરે બધી વાતોમાં નિયમીત થવું, એટલે રોગ અળગો રહેશે, ને તે સાથે કડવી દવા પણ દૂર રહેશે. તેમજ નિંદાથી વિરક્ત રહેવાનો અને આરામની જીંદગી ભોગવવાનો એજ સારો ઉપાય કે પોતાને ન્હાનાં અને બીજાને મ્હોટાં લેખવાં.

જો છુટથી દાન કરવાની ઇચ્છા થતી હોય તો કરકસર કરો, એટલે અશક્તને આપવા માટે તમારી પાસે વધશે. જો મ્હોટાં મનાવાની ઇચ્છા હોય તો નમ્ર થાઓ, એટલે ઈશ્વરથી ખરી મ્હોટાઇ પ્રાપ્ત થશે, કે જે કદી જશેજ નહિ.

ઘણી વખત એવું જોવામાં આવે છે કે માણસ પ્રથમ હલકી સ્થિતિમાં હોય, ને પછી સારી સ્થિતિમાં આવે ત્યારે ફુલી જાય છે. જેઓને માટે ખાસ કહેવત કહેવામાં આવે છે કે "અણુદીઠાનું દીઠું, માર મહુડાંને મીઠું," એવી રીતે ઓળનું ડોળ કરે છે. પણ તેમ ન કરતાં આ નીચે લખેલા દાખલા પ્રમાણે વર્તવામાં આવે તો તેને કદી પણ દુઃખનો અંશ નજરે પડે નહિ.

કોઇ એક બાદશાહે એક ફકીરને તેની હુશીઆરી જોઇ પોતાનો વજીર બનાવ્યો. તે વજીર જેમ બીજા ફકીરો ઘેરે ઘેર ફરી સવાલ નાંખે છે તેમ નાંખતો હતો, તેટલામાં બાદશાહની સાથે તેને ઓળખાણ તથા કેટલોક પરિચય થયાથી તેની સુબુદ્ધિ ઉપર ખુશી થઇ તેને વજીરાત આપી. આ ફકીર ખરેખરો નીતિવાન અને નિમકહલાલ હતો. જેથી બાદશાહના બીજા કારભારીઓ તથા હજુરીઓ કોઇપણ રીતે પોતાની બદચાલમાં ફાવી શકતા નહિ તેથી તેઓ વજીર ઉપર ઘણી ઇર્ષા કરતા. અને લાગ શોધતા કે કોઇપણ રીતે બાદશાહની પાસે આ વજીરને અકારો કરી તેને બરતરફ કરાવીએ. આવો લાગ ઘણા દિવસ તે દુષ્ટોએ શોધ્યો, પરંતુ કંઇ લાગ ન મળવાથી તેઓ નાઉમેદ થયા. આખરે તેઓને તે વક્ત મળી. તે

એ હતી કે હમેશાં કચેરી બરખાસ્ત થતાંજ વજીરને બાદશાહના જામદારખાનામાં જતાં તેઓ જોતા. જેથી પોતાને સારો દાવ મળ્યો જાણી, તે દુષ્ટોએ બાદશાહ પાસે ચાડી કરી, કે વજીર દરરોજ કચેરી બરખાસ્ત થતાં આપના મહેલમાં પધાર્યા બાદ જામદારખાનામાં જઇ પુષ્કળ માલ લઇ જાય છે. બાદશાહ ઘણોજ દાનો હતો. ચાડીઆઓની ચાડી ઉપર લાંબો વિચાર કર્યા વગર તેણે વજીરને કંઇ પણ કહ્યું નહિ. પણ તેનો જાતે તપાસ કરી નિર્ણય કરવાનો ઠરાવ કરી પોતાના મહેલમાંથી છાની રીતે જામદારખાનામાં જોયું, તો શું જુવે છે ? કે વજીરે જામદારખાનામાં જઇ બારણું બંધ કર્યું, અને તે માંહેલી એક પેટી ઉઘાડી અને તેમાંથી એક ઝભ્ભો, એક જુની પીછોડી તથા એક ઝોળી કાઢી, અને તે ત્રણે લૂગડાં ફકીરી વેશનાં જે તેણે વજીરનો ઉમદા પોશાક પહેરતી વેળા ઉતાર્યાં હતાં તે લઇને પહેર્યાં, અને ઝોળી ખભે ભરાવી એક મ્હોટા અરીસા સામો ઉભો રહી હાથ જોડીને પરમેશ્વર પાસે દીન મનથી પ્રાર્થના કરી. બંદગી પૂરી કરીને એવું માગ્યું કે, હે પ્રભુ ! તું મ્હારા મનનાં કદી અભિમાન આવવા દેતો નહિ. હું તો તારી આગળ સદાનો ફકીર છું. એવું માગી રહી તે લુગડાં ઉતારી પાછાં સંભાળથી પેટીમાં મુક્યાં. અને ફરી પોતાનો રાજદ્વારી પોશાક પહેરી બહાર નિકળ્યો. આ જોઇ બાદશાહ તો અતિ અજાયબી સાથે દિગમૂઢ બની ગયો, કારણ, તેને પૂરી સમજ પડી નહિ કે આમ કરવામાં શું ભેદ હશે ? બીજે દિવસે બાદશાહે વજીરને એકાંતમાં બોલાવી આ ભેદભરેલી વાત વિષે પૂછ્યું, પણ વજીરે તે ન કહેવડાવવાને બાદશાહ પાસે ઘણી આજીજી કરી, પણ જ્યારે બાદશાહે કહ્યું કે સર્વ મેં મ્હારી પોતાની નજરે જોયું છે, ત્યારે લાચારીથી બધો ભેદ બાદશાહ પાસે ખુલ્લો કર્યો ; અને કહ્યું કે, મ્હારા મનમાં કદી અભિમાન આવી મ્હારી અસલ હાલત હું વિસરી ન જઉં તેટલા સારૂ હું એમ કરૂં છું. બાદશાહ ઘણોજ ખુશી થયો, અને વજીરને ધન્યવાદ આપી, પેલા લુચ્ચા ચાડીઆઓને બરતરફ કર્યા.

**ધન્ય છે એવાં સ્ત્રીપુરૂષોને ! આપણે પણ એવાં નમ્ર થવાને હમેશાં ચ્હાવું, અને ઈશ્વરની સહાય માગવી કે મિથ્યા અભિમાન મુકાવી કર્તવ્ય તરફ દીલ વાળે.**

# પ્રકરણ ૧૪ મું.

## આધુનિક સુધારો.

### ચોપાઇ.

સુધારો છે સારૂં નામ, તેવું તેનું ગણજો કામ,
સુજ્ઞ જનો શોભાવે તેહ, દુષ્ટ વિકારોને દે સેહ. ૧

ધારી કાગ કલાપી પીંછ, જઇ બેસે મોરોની બીચ;
કંઠ ન ઢાંકી શકશે સ્વાંગ, સર્વ પાડી ઉઠે ત્યાં બાંગ. ૨

સત્ય અસત પણ સમજો એમ, ઢાંકે પણ ઢંકાએ કેમ?
નહિ પોશાકે એનું રૂપ, નહિ બોલ્યે કે બેઠે ચૂપ. ૩.

ઉજ્વળ કરણીનું એંધાણ, જયમ ઉગ્યો ઝગઝગતો ભાણ!
તરતો જન, તારે બહુ લોક, બીજાની ક્રિયા સહુ ફોક. ૪

માટે તજજો ખોટો ખેલ, જેમાં કંઇ પણ વિપરીત ભેળ;
ચોકખાં તનમન ચોકખાં ચિત, રાખી યાચો ઈશ્વર પ્રીત. ૫

'સુધારો' કે 'સુધરેલાં' એ ઉત્તમ શબ્દ છે; તેમજ તેનાં કામ પણ સર્વોત્તમ છે. દરેક ચીજ સુધર્યા પછી કામમાં આવે છે, ત્યારે માણસ સુધર્યા વગરનું શા કામનું? જે મેલું છે તે સુધારવા ઉપર તો સૌનું ચિત્ત રહે છે. પણ જે સુધરેલું કહેવામાં આવે તે સારૂંજ હશે એમ ધારી, તે તરફ માણસ નિર્ભય રહે છે. વગર વીણેલ ઘઉંમાં ગમે તેટલી કાંકરી ને કચરો હોય તે કંઇ માણસનું ખાસ ધ્યાન ખેંચતી નથી; કેમકે તે હજી સુપડે ચઢયા નથી ને વીણાયા નથી. પણ ઘંટી ઉપર મુકેલા દળણાની તપાસ કરવાની જરૂર જણાતી નથી, કેમકે જ્યારે ઘઉં વીણીને સાફ થાય છે, ત્યારેજ ઘંટીના ગાળા ઉપર મુકાય છે. પણ તે બરાબર

સાફ થયેલ છે કે નહિ, તે ઝાઝી વાર ઢાંક્યું રહેતું નથી. તે ઘંટીમાં ઓરાતાંજ જબરો ઘઘડાટ કરી ઘંટી કહી આપે છે કે, આ ઘઉં સાફ નથી. તેમાં કાંકરી છે. તેમજ ભણી ગણી, વિદ્વતાની મ્હોટી મ્હોટી ડીગ્રી મેળવી પહેરી ઓઢી સુધરેલાંની હારમાં હરતાં ફરતાં માણસોને જ્યારે લોકો જુએ, ત્યારે તેઓ તેમને સુધરેલાંજ ધારે છે; પરંતુ તેઓની સાથે કામ પડતાં, કે તેમના સહવાસમાં આવતાં, ઘંટી કરતાં પણ જબરો ઘઘડાટ કરી માણસો બોલી ઉઠે છે કે, આ તો સુધરેલાં નથી!

આ જમાનામાં 'સુધારો' ને 'સુધરેલાં' એ નામ તો જ્યાં ત્યાં, ને વારંવાર કાને પડે છે. આ શબ્દ કેટલો રમણિક છે! આ શબ્દ સાંભળીને આપણને તો એમજ લાગે, કે જ્યાં ત્યાં સુધારાનાં નામ, સુધારાનાં કામ ને સુધારાના આનંદથી દુનિયા ભરાઇ ગઇ હશે! કેમકે તેમાં સુખ, શાંતિ, આનંદ વગેરે અનેક સંપત્તિનો સમાવેશ છે, માટે એ શબ્દ આપણને સ્વાભાવિક મધુર લાગે એમાં નવાઇ નહિ. પરંતુ શાણા માણસે એકલો એ શબ્દ સાંભળીનેજ હરખાઇ જવું ન જોઇએ, પણ એ શબ્દ બોલનારની મુખમુદ્રા સામે ધ્યાન આપવું જોઇએ; કેમકે મ્હોમાંથી નિકળતા ઉચ્ચાર કરતાં ઉચારનારની મુખમુદ્રા તેના અંતઃકરણનો ખરો ભાવ પ્રદર્શિત કરે છે; કે જે ઉચ્ચારણથી તદ્દન વિરૂદ્ધ હોય છે. એવા અનેક દાખલા આપણે જોયા અને અનુભવ્યા છે, જેથી અવલોકન કરવાની જે શક્તિ મળી છે, તેનો યોગ્ય ઉપયોગ કરવાની ખાસ જરૂર છે. તો તેઓની મુખમુદ્રા તરફ દૃષ્ટિ કરીએ, તો કંઇક વિચિત્ર ભાવ જણાય છે. તેઓ "સુધરેલા" એ શબ્દ ઉપર ખાસ ભાર મુકતા જણાય છે. તેમજ એ શબ્દ બોલાતો સાંભળી કેટલાંક માણસો નિશ્વાસ નાંખતાં પણ જણાય છે. તો બોલનાર અને સાંભળનાર એ બે સંસ્થાઓ કઇ કઇ હશે? ને એવા જુદા જુદા ભાવ કેમ જણાવતી હશે? એ ઉપર અખાડા ન કરતાં ખાસ વિચાર કરવાની જરૂર છે. કેમકે બંને પક્ષની મુખમુદ્રા જોતાં સાફ જણાય છે, કે તેઓ જે શબ્દ મુખથી ઉચરે છે, તેના કરતાં અંતઃકરણમાં કંઇ જુદોજ અર્થ કરતાં હોય! તો જો એ ભેદ ખુલ્લો ન થાય તો તેમાં કોઇ પણ પ્રકારનો સુધારો કે કંઇ પણ ફેરફાર થઇ શકે નહિ, માટે તેનું સ્પષ્ટીકરણ થવાની જરૂર છે.

હવે એ તો સાફ જણાય છે કે એ શબ્દ સાંભળીને નિશ્વાસ નાંખનાર વર્ગ, તે તેઓ પ્રત્યે દીલસોજી ધરાવનાર ખરો સુધરેલો વર્ગ છે. ને જેઓ એ શબ્દ ઉપર ભાર મુકી વાત કરે છે, તે સુધરેલાંને મશ્કરીમાં ઉડાડનાર વર્ગ છે. તો બંને પક્ષના જુદા જુદા ભાવ હોવા છતાં, મુદ્દો તો એકજ જણાય છે. પહેલો વર્ગ પોતાના સંપ્રદાયને નબળો અને નિંદકનો ભોગ થતો જોઇ દિલગીર થાય છે; ત્યારે બીજો વર્ગ તેમને હથીયાર સાથે ( વિદ્યા સંપાદન કર્યા છતાં તેનો અમુલ્ય લ્હાવ લેવાને બદલે કુફંદમાં ) પજ્ઞા પજ્ઞા હાંકૃતા, અને મીયાં ભાઇની જેમ ટંગડી ઉંચી રાખતા જોઇ, મશ્કરી કરે છે; ને સુધરેલા શબ્દનો પ્રથમ અક્ષર બદલાવી વાતચિતમાં કુધરેલાં નામ વાપરે છે! શું આ નામ બરાબર છે? કે કેવળ તેઓની અદેખાઇજ તેમને એવું રૂપ બતાવે છે? અદેખાઇનું કામ પણ ન્હાનું સૂનું તો નથી. કેટલીક વાર સારા ને સીધા માણસો પણ અદેખાઇના ભોગ થઇ નિંદાય છે. ને ઘણા પ્રકારની વીટંબનામાં આવી પડે છે. પણ આખરે સત્યનો જય થાય છે. જૂઠાણું લાંબી મુદ્દત સુધી ટકી શકતું નથી. જેમ સૂર્યને વાદળાં ઢાંકી શકતાં નથી, તેમ અદેખાઇ પણ સત્યને ઝાઝીવાર ઢાંકી શકતી નથી. આખરે તે ખુલ્લું થાય છે, ને જે ખાડો તે બીજાને માટે ખોદે છે તેમાં તે પોતેજ ફસાઇ પડે છે. પણ જ્યારે ઠામ ઠામ એકજ પ્રકારની વાત સાંભળવામાં આવે, ત્યારે શાણા માણસો એ ઉપર લક્ષ આપી બારીક રીતે તપાસ કરે છે. ને એવી રીતે તપાસ કરતાં જે હકીકત જણાઇ આવી છે તે ખાસ વિચાર કરવા જેવી છે.

જેમ આખી પલટનનો એક જાતનો ડ્રેસ, એક જાતનાં હથિયાર અને કવાયત વગેરે બધું એકજ જાતનું હોય છે. ને એકજ કમાન્ડરના ફરમાન પ્રમાણે કુચ કરી, લડાઇના મેદાનમાં ઉતરે છે. પણ કોણ બહાદુર ને કોણ નાદાન, ને કોણ નિમકહલાલ ને કોણ નિમકહરામ છે, એનું પારખું તો તરવારોની ઝપાઝપી સમયેજ પડે છે. તેમજ જે ભણેલાં ને વિદ્વાન થયાં હોય,તેમજ એકજ નિશાળ, કે એકજ કૉલેજ, કે એકજ યુનિવર્સીટીમાં અભ્યાસ કર્યો હોય, એકજ પ્રકારની ડીગ્રી મેળવી હોય, (પછી તે પુરૂષ હો કે સ્ત્રી, પણ) તેમના ઓઢવા પહેરવાની, હરવા ફરવાની, હળવા મળવાની વીગેરે રીતો સુધારાને મળતી દેખાય છે; તેમજ જમવા જૂઠવામાં,

અભડાવા ન અભડાવામાં, પણ ઘણે ભાગે સરખાપણું આવે છે. પણ મ્હોટો ભેદ જે રહી જાય છે તે એ, કે સુધરેલા ને કુધરેલાની નીતિ રીતિમાં જમીન આસમાન જેટલો તફાવત પડે છે; જે તેમની રહેણી કરણી બતાવી આપે છે. જ્યારે સુધરેલાં માણસો શાસ્ત્રાધારે સર્વ માણસજાતને ભાંડુભાવે ચહાવાની પોતાની ફરજ સમજી આભડછેટને ધિક્કારે છે, ને પ્રસંગોપાત ખુલ્લી રીતે હરકોઇ મિત્રની સાથે બેસીને જમે છે, ત્યારે કુધરેલાં ઉપરથી જ્ઞાતિબંધનનો તથા ધાર્મિકપણાનો મ્હોટો આડંબર રાખી, જુના વિચારવાળાંને ઠગે છે! અને હલકી પંક્તિની સોબતમાં અનેક કુછંદમાં પડી, સર્વ વર્જિત ચીજ સ્વાહા કરે છે! તો કેટલાંક ધર્મશાસ્ત્ર, કે જ્ઞાતિબંધન કશાનો કશો ખ્યાલ લાવ્યા વગર પોતાના કરતાં મ્હોટા દરજ્જાના માણસોનાં ન્હોતરાં આવે, ને મીટીંગ મેળાવડામાં ભાગ લેવાનો મળે, એવે લોભે સૌની સાથે ખાય પીએ છે. જ્યારે સુધરેલાં, હરકોઇ ભાઇ, બાઇને ભાંડુવત લેખી, તેમની સાથે હરવા ફરવા ને બોલવા ચાલવાની નિર્મળ મનથી, ને નિર્મળ પ્રેમથી, યોગ્ય છૂટ લે છે; ત્યારે કુધરેલાં પોતાની નીચ ધારણાથી એ છૂટનો ગેર ઉપયોગ કરે છે! સુધરેલા પુરૂષો જ્યારે સ્ત્રીને પોતાની આશ્રિત અને અર્ધાગના ગણી તેને અંગસમાન માન અને મદદ આપે છે, ત્યારે તેમની કેળવાયેલ સ્ત્રીઓ પણ પોતાના પ્રિય પતિને આજ્ઞાધિન રહેવા, ને તેની સેવા બજાવવાને અહર્નિશ ઉત્સુક રહે છે. પણ કુધરેલી સ્ત્રી તેને બદલે પોતાના માયાળુ ભરથારની માયાનો ગેરૂપયોગ કરી, તેને કબજે લેવાની યુક્તિઓ રચે છે, ને અનેક પ્રકારે તેને હેરાન કરે છે! સુધરેલાં પોતાની તંદુરસ્તી ને મોભો જાળવવા માટે, જે જરૂરનું તે ખાય પીયે છે, ને પહેરે છે ઓઢે છે, ત્યારે કુધરેલાં પોતાનો ભપકો જાહેર કરી સરખા સમાજમાં સરસાઇ બતાવવાને, ગજા ઉપરાંત ને આવડત વગર તેમનું અનુકરણ કરે છે! ટુંકામાં કાચા રંગની અને પાકા રંગની સરખામણી કરતાં, જેટલો ફેર પડે, તેટલો સુધરેલાં અને કુધરેલાંમાં ફેર છે. જેમ મોરનાં પીછાં ખોસેલો કાગડો પોતેજ પોતાની જાત ઓળખાવી આપે છે, તેમ કુધરેલાં પણ પોતાનાં કૃત્યેજ ઓળખાઇ હલકાં પડે છે. કુધરેલાં જમીન રોકનાર સીમળા જેવાં છે; કે જેની શોભા કેવળ ફૂલમાંજ છે, તેમાં નથી સુગંધ હોતી કે નથી મિઠાસ હોતી. પણ

સુધરેલાં મિઠાં ફળ આપનાર આંબા જેવાં, પોતાના અમૃત જેવા મિઠા ગુણોએ કેકને પોષણ અને ઠંડક આપનારાં છે. કુધરેલાં હુંપદ અને મિથ્યા ડફાંસ મારવામાં, પરમ કૃપાળુ પરમેશ્વરે બક્ષેલા અમૂલ્ય પ્રસંગોનો લાભ લઇ શકતાં નથી. પણ સુધરેલાં પોતાનાં બચ્ચાંને, પોતાના કુટુંબને, પોતાની કોમને, પોતાના દેશને, તથા જે પોતાના પ્રસંગમાં આવે તેમને સુધારી, શિખાડી સીધે માર્ગે ચઢાવવામાં, ને નબળાને ટેકો આપી સ્થિર કરવામાં, ઈશ્વરે આપેલી જીંદગીની પળે પળનો સદુપયોગ કરવાની પોતાની ફરજ સમજે છે, અને જેટલું બની શકે તેટલું કરે છે. સર્વે કામોમાં તે ઈશ્વરી સહાય માગે છે, ને તેનાં દયાળુ કૃત્ય પિછાણી તેનો ઉપકાર માને છે. પરંતુ કુધરેલાં બાહ્ય ભપકા અને દમામથી ભલભલાને અંજાવી દેવામાં બહાદુરી સમજે છે. ઈશ્વરી સહાય કે કૃપાને તેઓ ગણકારતાં નથી, સ્વેચ્છાને પોતાનો માર્ગદર્શક ગણે છે, ને કેટલીકવાર તેઓ ઘણા ને અજબ જેવા લાભ મેળવતાં પણ જણાય છે. પણ તે લાભ ઈશ્વરે-ચ્છાથી પ્રતિકુળ હોઇને, એક વીજળીના આંચકાની જેમ કંઇ આફત આવીને હતા ન હતા કરી નાંખે છે! અને તેઓ દુનિયામાં તમાસારૂપ થાય છે! પણ સુધરેલાં ઈશ્વરી સહાયે ધીમેધીમે પણ અખંડ લાભ પ્રાપ્ત કરે છે. ને બીજાને પણ પમાડે છે. ઈશ્વરી નિયમ એવો છે, કે બીજાને આપનાર પોતે પામે છે. ખવરાવનાર ખાય છે. ને પાનાર પીએ છે. જ્યારે સુધરેલાં સૌને સન્માર્ગે દોરી પોતા જેવાં બનાવવાની તજવીજ કરે છે, ત્યારે કુધરેલાં સુધરેલાંને ઝાંખાં પાડી શરમાવવાની યુક્તિઓ રચે છે. એમ કુધરેલાં અને સુધરેલાંમાં વિરૂદ્ધ ગુણ છે. છતાં ઉપરના ડોળથી તેઓ સુધરેલાંની હારમાં, બલકે ઉલટાં આગળ પડતાં જણાય છે! અજ્ઞાની અને બીન અનુભવી તેનો ભેદ સમજી તેઓને પારખી શકતાં નથી. એટલે સુકા ભેગું લીલું બળે, તેમ તમામ એક લાકડીએ હંકાઇ સુધારાનું નામ વગોવાય છે! એ વિષે મહિલા મિત્ર નવલરામભાઇ ઠીક કહે છે કે, "હાથી થોડા તો છે ઘણા હાર રોકતા પાડા, કાળા કઢંગા ને બન્ધા ખડખાઇ જડ જાડા; આંખ ફાટી છાતી નિસરી કરતા ખૂબ ખુંખારા!" હાથી ગમે તેવો દુબળો હોય પણ તે હાથી છે, એમ જગત વગર કહે જાણે છે, માટે એને ડોળ દેખાડવાની કંઇ જરૂર નથી. પણ

પાડો જ્યારે તેની બરાબરી કરવાનો પ્રયત્ન કરે, ત્યારે ખોટો ડોળ કરવોજ પડે, એમાં શી નવાઇ! કેમકે તે હાથી નથી, ને ગમે તેટલા ડોળ છતાં તે હાથી થઇ શકતો પણ નથી.

બ્હેનો, આ બાબતમાં કેટલા દાખલા આપીએ? જેટલા આપીએ તેટલા થોડાજ છે, મતલબ એટલીજ છે, કે ભલાં ભુંડાં માણસોથી દુનિયા ભરેલી છે ખરી, પણ આડફેટુ રસ્તે ખાડાખડીયા ને કાંટાનો સંભવ હોય, જેથી માણસ સંભાળીને ચાલે, પણ સડક ઉપર તેવી ધાસ્તી હોતી નથી, છતાં જો એ બગડી ગયેલ હોય, તો કેટલાં માણસોને ઠોકર ખવડાવી હેરાન કરે! તેમજ સુધરેલાં માણસો પ્રત્યે સ્વાભાવિક સૌની સારી વૃત્તિ અને ભરોસો હોય, તેથી કુધરેલાંને ન પારખતાં સુધરેલાં ધારી, ઘણાં ભોળાં માણસો તેવાંની સોબત શ્રેયકર સમજી, પોતાનો વિશ્વાસ તેમના પર મુકે છે. એટલે ભરેલો ધારી ખાલી ઘડો ઉપાડતાં જેમ હાથને આંચકો લાગે છે; ને દોદળા પાયાની ખુરસી પર બેસતાં પછડાઇને હાથપગ ભાંગી જાય છે, તેમ તેમની સોબતથી ફાયદાને બદલે નુકસાન થાય છે. તેઓની વાણી મિઠાશ વગરની તોછડી ને અભિમાનયુક્ત હોય છે, તોપણ વખત અને પ્રસંગ પ્રમાણે પોતાના સ્વભાવનું સ્વરૂપ બદલાવવાની કવાયત તેમને આવડે છે! સુધરેલાંની વાણી શાંત અને ગાઢી હોય છે, છતાં તેમાં મધ જેવી મિઠાશ અને પોષણ રહેલું હોય છે. કુધરેલાં માત્ર પોષાક અને ઘરનો ઠાઠમાઠ રાખવામાંજ પોતાની શ્રેષ્ઠતા માને છે, પરંતુ જેમ કહેવત છે કે, "વરમાંથી ઘર થાય, કંઇ ઘરમાંથી વર ન થાય." તેમજ સદાચરણ શોભાને જન્મ આપી શકે છે, પણ શોભા સદાચરણને જન્મ આપી શકતી નથી, સુધરેલાં માણસો અંતઃકરણની નિર્મળતા, પરોપકાર, અને વિનયને પોતાનું કર્તવ્ય સમજે છે, તેથી તેઓ સાદાં હોય તોપણ શોભી નિકળે છે.

માટે બ્હેનો, એવાં વેશધારી સુધરેલાંથી સંભાળીને ચાલવાનુંછે. એવાંઓ પોતાને કે બીજાને કોઇને ઉપયોગી નથી. પણ કેવળ બગીચાનાં નિંદણ જેવાં, થોડી વાર બગીચાનાં સુવૃક્ષો ભેગાં રહીને પાણી પીએ છે, પણ પરિણામે તે ખોદાઇને બહાર ફેંકાય છે; તેવો તેમનો પરિણામ અને કિમ્મત સમજવી. માટે ક્ષણિક મ્હોટાઇ ઉપર મન ન રાખતાં ખરો

સુધારો, જે નીતિશાસ્ત્ર શિખવે છે, જે કુદરત શિખવે છે, અને આપણુ અધમ પ્રાણીપ્રત્યે ઈશ્વર જેવી સહનશીલતા અને પ્રીતિ રાખે છે, એવી વર્તણુક સૌની સાથે રાખવી, ને સુચાલે વર્ત્તી, જગતને રૂડો નમુનો બતાવવો. સૌને મદદગાર થવું. ભૂલેલાંને માર્ગે ચઢાવવાં. લડનારાંને શાંત કરવાં. કુસંપીને સંપ કરાવવો. એ સુધરેલાંનું કામ, સુધરેલાંની શોભા, સુધરેલાંનું ભૂષણ ને સુધરેલાંનું પાકું એંધાણ છે. અમે સુધરેલાં છીએ એવું પોતાની જીભથી, કે નાશવંત ભભકાથી સાબિત કરી અપાતું નથી. પણ હજારોની જીભ સાક્ષી આપે, હજારોની આશિષ પામે, અને દીવી પર મુકેલા દીવાની જેમ ઘણાંને પ્રકાશ આપી આડે માર્ગેથી પાછાં ફેરવે, તેનું નામ સુધરેલાં સમજવાં. સુધરેલાં માણસો મનુષ્યજાત સાથે નહિ, પણ દરેક પાપ અને ભુંડાઇ સાથે લડાઇ કરે છે; એ લડાઇ તેમની જીંદગીના અંત સુધી ચાલે છે; ને તેમાં તે જય પામે છે. ને જે જય તે પામે છે, તે મહિમા પોતાને નહિ પણ પોતાના પેદા કરનારને આપે છે, ને જગન્નિયંતાના અખૂટ અને અચળ આશીર્વાદોથી ભરપૂર થાય છે.

તો આજકાલ જે "સુધારો સુધારો" પોકારાય છે, તે એવો ખરો સુધારો હોય, તો એ સુધારાની મશ્કરી કરનારાં પણ શું સુધરી ગયાં ન હોય? પણ દિલગીરીની વાત એ છે કે, હાલનો સુધારો કહો, કે કુધારો કહો પણ જેને "ફેશનની શીશીયારી" નામ આપવામાં આવ્યું છે! તેમાં ફસાઇ, ઘણાં ભાઇબ્હેનો, નાશકારક તૃષ્ણામાં પડે છે. ઘરબારની સંભાળ રહેતી નથી. પૈસાની હાની થાય છે. સ્ત્રીઓથી જેમ જોઇએ તેમ પતિસેવા બનતી નથી. બાળકોની સંભાળ રહેતી નથી. વૃદ્ધ માબાપો અને સાસરીયાંના મોભા જાળવી તેમને સંતોષકાર થવાતું નથી. તેમની મર્યાદા તૂટે છે, ને તેમનું નામ ડુબે છે. જેમ કંજુસનું દ્રવ્ય તેના પોતાના કે બીજા કોઇના ઉપયોગમાં ન આવતાં ધરતીમાં પડયું પડયું કટાઇ જાય છે, તેમજ તેઓની વિદ્યા પોતાનું રહસ્ય દેખાડવા અશક્ત બને છે. કેમકે નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કે ધર્મશાસ્ત્ર ઉપર તેમનું ચિત્ત ચોંટતું નથી. તેઓ નવનવી નવલકથાઓ ને નાટક ચેટકો શોધતાં ફરે છે; તે વાંચે છે, ને જુએ છે, ને તાન તમાસામાં આનંદ માને છે. પણ ઈશ્વરની ઇચ્છા જાણવાને ઉંચી આંખ પણ કરતાં નથી.

આધુનિક સુધારાને અંગે અનેક કહેવતો જન્મ પામી છે, તેમાંની એક આ છે કે, "ઘરેણામાં ઘડિયાળ, પહેરવામાં ચશ્માં, ખાવામાં વા, ને પીવામાં ચા." હવે એ ચારે વાનાંમાં એક પણ વાનું પાપિષ્ટ તો નથી. પણ એને વખોડવાની તક કુધરેલાં હાથે કરીને આપે છે, કેમકે તેઓ એમ સમજે છે કે, સંપત હો કે ન હો, બહાર પહેરી જવાને સારૂં મજાનું સોનાનું ઘડિયાળ તો જોઇએજ! જે ચાલે ત્યાં લગી પચાસનું, ને બગડે ત્યારે પાંચ ઉપજવા પણ કઠણ! એ પિસ્તાળીસનો ધક્કો ફેશનને અર્પણ! પણ એ ધક્કો આગળ જતાં અમને કે અમારાં છોકરાંને લાગશે તે વિચાર કરતાં નથી. જો કે દશ રૂપિયાનું ઘડિયાળ એનું એ કામ કરે ખરૂં, પણ એ તેમને ગમે નહિ. કેટલાંક બિચારાં ટુંકી નજરને દુઃખે ચશ્માં પહેરે છે, તો કેટલાંક દીવા જેવી આંખો આડે ડાબલા દઇ ફેશન ગણે છે! ને ફલાણી મીસીસના ને ફલાણી મીસના નમુના શોધતાં ફરે છે. ને એવું બતાવે છે, કે એથી આંખનું રક્ષણ થાય છે. પણ જો ચશ્માંથીજ આંખનું રક્ષણ થતું હોત, ને ઈશ્વરે આપેલ પોપચાં નકામાં હોત, તો તડકામાં ફરી રાતદિવસ ધૂળ ને પત્થરા ઉથામનાર ખેડુત ને મજુર, બધા આંધળા થઇ જાત, ને ચશ્માંવાળાંને ખેડવા ને મજુરી કરવા જવું પડત!! ખુલ્લી હવા ખરેખર ઉપયોગી છે. પણ યોગ્ય પ્રસંગે ને યોગ્ય સંગતે બહાર જવું જોઇએ, નહિતો તેમાંથી ખોટા પરિણામ આવે અગર તો લોકોની બત્રીસીએ ચઢાય. 'ચા' આદરભાવની નિશાની તરીકે, કે માંદાને જરા હુશિયારી આપવાને ઉપયોગી છે. પણ હાલના જમાનામાં કેટલાંક માણસો ચાનાં અફીણ જેવાં બંધાણી થઇ પડ્યાં છે, કે દિવસમાં જેટલીવાર પીએ તેટલો ઓછો, ને તેમાં શોભા ને મ્હોટાઇ માની છે. પણ તેમાં કશું પોષણ કે ગુણ હોય, એવું દેશી કે અંગ્રેજી એકે વૈદક કહેતું નથી, તેમ દેખાતું પણ નથી. એ કેવળ નકામો ખર્ચ વધી પડયો છે, તેનું કારણ ફેશન વગર બીજું કંઇ જણાતું નથી.

આપણા દેશની ઘણીખરી ઢબ, છબ, પશ્ચિમ દેશ સાથે બદલાઇ ગઇ છે, એ ઠીક છે. પણ ત્યાંનું કયું સારૂં અને કયું સુખકર, ને કયું આપણા દેશ, કાળ, ને યોગ્યતાને ઉપયોગી, તે પારખીને ગ્રહણ કરવું જોઇએ. કેમકે કંઇ એમ નથી કે આપણા દેશનું બધુંજ નઠારૂં, ને ત્યાંનું બધુંજ

સારૂં. કેટલુંક ત્યાં પણ સારૂં છે, તો કેટલુંક અહીં પણ સારૂં છે, જે ખરાં સુધરેલાં માણસો છે, તે ફેશનની શીશીયારીમાં ન તણાતાં, અક્કલથી પારખી સારૂંજ ગ્રહણ કરે છે. દેશદેશના પહેરવા ઓઢવા, ખાવા પીવા ને રહેવાના રિવાજ પોતાના દેશનાં હવા પાણી ને ઋતુને અનુસરીને છે; છતાં વખત જતાં તેમાં સુધારો થવાની પણ જરૂર છે ખરી, પણ વોરાની માફક નાડું પકડી રાખવું એ મૂર્ખાઇ છે. પણ શેમાં સુધારો કરવાની જરૂર છે, ને પરદેશનું શું ગ્રહણ કરવા જેવું છે, તે કેવળ એક બે દેશમાંથી નહિ, પણ ઘણા દેશોનાં વૃત્તાંત વાંચી, જોઇ જાણીને તેમાંથી સારૂં સારૂં ગ્રહણ કરવાથી ફાયદો છે, પણ દેખાદેખી કરી જરૂરીઆત વગર, સંપત વગર, અને અજુકતું દેખાયા છતાં, તેમનું અનુકરણ કરવું, ને તેમાંજ સરસાઇ માનવી, એ સુધરેલાંનું લક્ષણ ન કહેવાય. જેમ આપણા દેશમાં, તેમ યૂરોપ અને બીજા દેશોમાં પણ ઘણા રીત રિવાજો વખોડવા લાયક છે, ને ઘણા વખાણવા લાયક અને અનુકરણ કરવા જોગ પણ છે, તો તેવા સારા સારા રિવાજો ગ્રહણ કરી અને આપણા દેશના સારા રિવાજો સાથે મળવી, જેમાંથી પોતાની જીંદગી સુખકર અને શ્રેયકર થાય, એવાં સાધનો ગ્રહણ કરવાં જોઇએ.

અજ્ઞાનીઓને બોધ આપવો એ જ્ઞાનીનું કામ છે ખરૂં. પણ તે બોધ ઉગીને ક્યારે ફળદ્રુપ થાય, કે બોધકની પોતાની કરણી નમુનારૂપ હોય ત્યારે. કેમકે શ્રોતાજનને એકલા કાનજ નથી હોતા, તેમને આંખો પણ હોય છે! તેઓ બોધકના કામ તરફ તાકીને જોઇ રહે છે, ને તેમનાં કામ અને તેમની વાત બન્ને જ્યારે મળતાં જુએ છે, ત્યારે જેમ એસિડમાં ગમે તેવી કઠણ ધાતુ પણ ઓગળીને પાણી પાણી થઇ જાય છે, ને તેનો જેવો ઢાળો પાડવા ચાહીએ તેવો પડે છે, તેમ સુધરેલાના સદ્બોધની અસર પાપીઓ અને અજ્ઞાનીઓ ઉપર થાય છે. પણ ડોળ ઘાલુના બોધ કેવળ ઠઠ્ઠાબાજી ઉપજાવે છે. કેમકે તેઓ કહે છે તે પોતે કરતા નથી. એક વખત એક શખસ ભપકાબંધ પોશાકમાં ઉતાવળથી જતો હતો, તેટલામાં રસ્તાની કોરે બેઠેલા આંધળાએ તેના અંગરખાની કોર પકડી બૂમ પાડી કે, "બાપુ એક પૈસો આપો, ભૂખે મરી જાઉં છું." તે શખસે રૂવાબમાં અંગરખાની ફડક ખેંચી લીધી અને બોલી ઉઠયો કે, ચાલ મુક!!

હમણાં મને ફુરસદ નથી. આંધળાં લૂલાં માટે આશ્રયસ્થાન બનાવવા માટેની સભા છે, તેમાં હું પ્રમુખ છું. માટે તને પૈસા આપવા રોકાવાય તેમ નથી!! એમ બોલતો ચાલ્યો ગયો. કેમકે સભાસ્થાનનાં પ્રમુખપણાના માનનો તે ભૂખ્યો હતો, તેના અંગમાં દયા ન હતી. એવા ઘણા લોકો છે, કે જેઓ પરમાર્થી અનેક કામો કરે છે ખરા, પણ તેમના અંતઃકરણમાં પ્યાર હોતો નથી, જેથી તેનું પરિણામ સંતોષકારક આવતું નથી. માટે નક્કી જાણવું કે પોતે સુધર્યા વગર કોઇ માણસ બીજાને સુધારી શકતું નથી. સદ્‌બોધરૂપી બી એવા પ્રકારનાં છે, કે જે તેનાથી રસ ને પોષણ પામેલાં હોય, તેનું વાવેલું ગમે તેટલો કાળ વિત્યા છતાં પણ સડી જતું નથી. તે ધીમે રહીને ઉગે; તોપણ મિઠાં ફળ વાળું કાયમી વૃક્ષ ખીલે છે. એ નિ:સંશય ને અનુભવસિદ્ધ વાત છે. ડોળ ઘાલેલ માણસોનો બોધ કેટલીક વાર ઉગેલો જણાય છે ખરો, પણ ન્હાના મ્હોટા વેલા કાઢી આખરે કરમાઇ જાય છે. તો મ્હારા સુજ્ઞ વાંચકવર્ગ, દુનિયાની મહોટાઇ ઉપર લક્ષ ન રાખતાં, ઈશ્વરી ઇચ્છા અનુકુળ વર્તન રાખી, ક્ષણિક નહિ પણ અક્ષય સુખ પ્રાપ્ત કરો. અને જેમ આપણે બીજા દેશોના સારા નમુના જોઇ અનુકરણ કરીએ છીએ, તેમ આપણા દેશમાંના ઉત્તમ નમુનાનું બીજા દેશો અનુકરણ કરે, ને 'સુધરેલાં' આ શબ્દ બોલનાર અને સાંભળનાર બન્નેના મુખ પર ઉચ્ચ ભાવ પ્રદર્શિત થાય; એવો પ્રકાશિત આપણો દેશ થાય એ મારી ઇચ્છા ને ઈશ્વરપ્રાર્થના છે.



# પ્રકરણ ૧૫ મું.

## વિવિધ બોધ.

ચારૂચીલો આ નીતિનો નરનારી રે. એ રાગ.

બે આંખે સૌ ભાળતાં, નરનારી રે;
પણ ભાળે આંખે ચાર, તો બલીહારી રે.
જગમાં ચાલે જાળવી, નરનારી રે;
તો લેખો આંખો ચાર, સૌ મન ધારી રે.
ડહાપણ દિલમાં જો વસે, નરનારી રે;
તો ઓળંગે દુઃખ ઘાટ, કહું છું વિચારી રે.
ખાવામાં 'ગમ' શ્રેષ્ઠ, સમજો ખાણું રે;
ગાણામાં સૌથી શ્રેષ્ઠ, ઈશ્વર ગાણું રે.
નાણામાં છે એક, ભક્તિ નાણું રે;
એ વણના ક્રોડોનાથ, નિર્ધન જાણું રે.
પહેર્યામાં નહિ પ્રેમ જેવું, એકે રે;
એ પહેરેલાંનું જીવવું છે લેખે રે.
હથિયારોમાં શ્રેષ્ઠ, જો તમ શોધો રે;
તો બાંધી સત સમશેર, સૌને બોધો રે.
પડશે નહિ ઘા એક, કદીએ પાછો રે;
જઈ ઈશ્વર પાસે હાલ, ને સત યાચો રે.
કાપે છે કુકર્મ, ને કુયુક્તિ રે;
એ દુર્ગુણ શત્રુ સર્વથી, દે મુક્તિ રે.
શત્રુઓ છે સામટા, બળધારી રે;
પણ બીહીશો મા મમ બ્હેન, જાશે હારી રે.
ઝાલી રાખો જાળવી, ઓ બ્હેની રે;
જે ખુએ છે સત તેગ, ખુવારી તેની રે.

"જે કોઈ જન શિખામણ ચહાય છે, તે વિદ્યા ચહાય છે; પણ ઠપકાને ધિક્કારનાર પશુવત્ છે."

નમ્રતા :——"નમ્ર ઉત્તર ક્રોધ સમાવી દે છે, પણ સખ્ત શબ્દ રીસ ચડાવે છે." સુલેમાન.*

નમ્રતા ઉત્તમ શૃંગાર છે, તે પહેરેલાં જગતમાં સદા વખણાય છે, સૌને પ્રિય લાગે છે, આપત્તિમાં તેમની અડચણ ભાંગનાર ઘણાં મળે છે, તેમના દુઃખથી ઘણાંને દાઝે છે; ધાર્યામાં ન હોય તેવે ઠેકાણેથી તેમને મદદ મળે છે, તેમનાં વખાણ ઠામોઠામ ને ગામોગામ થાય છે. નમ્ર જન નિંદાથી વિરક્ત રહે છે. ઈશ્વર પણ નમ્ર ઉપર કૃપા રાખેછે, ને કૃપામાં હજારો અપરાધોની માફી વસેલી હોય છે. યાદ રાખવું કે નમ્રતા અથવા તો હરેક સદ્ગુણ લોકોને દેખાડવા માટે નહિ, પણ અંતઃકરણના આવેશથી હોવા જોઇએ, ઉપરથી ડોળ ઘાલવો તે ઠગાઇ છે, લુચ્ચાઇ છે, ભુંડાઇ છે, ને ખરી નમ્રતામાં જેટલા ફાયદા છે, તેટલાજ ડોળમાં ગેરફાયદા સમજી લેવા.

ક્રોધ :—"જે ક્રોધ કરવે ધીમો છે તે ઘણો બુદ્ધિવાળો છે; પણ ઉતાવળા મિજાજનો મૂર્ખાઇને સન્માન આપે છે." સુલેમાન.

ક્રોધ ઘણે ભાગે તાત્કાલિક થાય છે, ને કેટલાંક તો ક્રોધની મૂર્તિ તરીકે સદા સળગતાંજ હોય છે; ને જેમ ગ્યાસલેટમાં જરાક દીવાસળી અડકતાં ભડક ભડકો થાય છે, તેમ તેઓના સંબંધમાં થાય છે. ક્રોધી સ્ત્રી કે પુરૂષ, મ્હોટાં કે ન્હાનાં, શાંતિનું ભક્ષણ કરનાર અગ્નિ જેવાં છે. તે વહાલાંમાં વેર કરાવનાર, નિરંતર લડાઇ સળગતી રાખનાર, ને તિરસ્કાર પમાડનાર, નાશકારક સાધન છે. ક્રોધી ઉપર જે પ્યાર દેખાડનારાં જણાય છે, તે કેવળ બ્હિકથી કે સ્વાર્થથી હોય છે. તેના ઉપર કોઇનો ઉભરાતો પ્રેમ હોતોજ નથી, તેને દુઃખી દેખીને સૌ તાળીઓ પાડે છે. તે રડે છે, પણ છાનું રાખવા કોઇ જતું નથી; તે પડે છે ત્યારે પાટુ મારવાને ઘણાં તાકી રહેલાં હોય છે. સુસમાજ તેને ધિક્કારની દૃષ્ટિએ નિહાળે છે. તેના ઉપર વ્યથા કરનારાં સહેલાઇથી ફાવે છે, ને તેની ફર્યાદી કોઇ સાચી માનતું નથી. ઘરમાં ને બહાર બધેથી તેની આબરૂ હલકી થાય છે, તેનું

---

* યરૂશાલેમ નગરનો રાજા ને ઇશ્વરનો મહાન ભક્ત.

અંતઃકરણ સદા પ્રજ્વલિત રહી ખાતાં પીતાં લોહી સૂકાઇ જાય છે. એવાંને માટે પણ સુલેમાન કહે છે, કે "જે ક્રોધ કરવે ધીમો તે પરાક્રમી કરતાં, અને જે પોતાના મિજાજને કાબુમાં રાખે છે, તે શહેર જીતનારના કરતાં ઉત્તમ છે." ને આખરે "દુષ્ટોને સદાચારીના દરવાજા પાસે નમવું પડે છે." માટે બ્હેનો, જેને ક્રોધરૂપી કોઢ લાગ્યો હોય, તેણે ઈશ્વરી સહાય માગી, શુદ્ધ થવું, ને નમ્રપણું ધારણ કરવું; એ ડાહ્યા માણસનું કર્ત્તવ્ય છે. "કૃપાળુ સ્ત્રી આબરૂ સાચવી રાખે છે, પણ ઘાતકી પોતાના દેહને દુઃખમાં નાંખે છે."

ઠપકો:—જ્ઞાની માણસને ઠપકો આપવાથી તે તેને વધારે ચાહે છે, તેમજ જ્ઞાનીને શિક્ષણ દેવાથી તે વધારે ડાહ્યું થાય છે, પણ તિરસ્કારી (એટલે સૌથી પોતાને શ્રેષ્ઠ માનનારને) ઠપકો દેવાથી તે પોતાની ભૂલ સુધારતાં નથી, પણ ઉલટાં આપણને પાછાં પાડે છે, અને ઉપદ્રવ પણ કરે છે. એ વિષેની ઇસપનીતિમાંની સુઘરી અને વાંદરાની વાત ઘણાના જાણવામાં હશે કે, સુઘરી વાંદરાને શિખામણ દેવા ગઇ કે, ભલા માણસ, અમે હાથ વગરનાં ન્હાનાં પ્રાણીઓ માળા બાંધીને ત્રણે ઋતુમાં સુખે રહીએ છીએ, તો તારે તો હાથ પગ છે, છતાં વરસાદમાં પલળે છે; ને ઘર બાંધીને કેમ રહેતો નથી? આ શિખામણને લઇને વાંદરે ઘર તો બાંધ્યું નહિ, પણ ગુસ્સામાં સુઘરીનો માળો તોડી તેને ઘર વગરની કરી મેલી! માટે પાત્ર જોઇ શિખામણ દેતાં આવડે તોજ દેવી, નહિતો પોતાના ભાણા ઉપરનીજ માખો ઉડાડયા કરવામાંજ સલામતી છે.

વિવેક:--"જેમ ભુંડના નાકમાં સોનાનું કડું" (દીપતું નથી) "તેમજ વિવેક વગરની સુંદર સ્ત્રી" (પણ શોભતી નથી).

વિવેક જવાહીરમાં ઉત્તમ જવાહીર, ને શોભામાં ઉત્તમ શોભા છે. વિવેકસર બોલવાથી પોતાનો ને પોતાના ઘરનાંનો, કૂળનો ને જાતનો ભોભો જળવાય છે. વિવેકસર રાંધવાથી ઘરનાં સારી વાણીએ તૃપ્ત થાય છે, વિવેકસર પહેરવાથી સૌંદર્ય વધે છે. વિવેકસર ખર્ચ કરવાથી તંગીના દિવસ જોવા પડતા નથી. વિવેકસર ચાલવાથી કોઇ જાતનો મિથ્યા આરોપ આવતો નથી. અતિશય કંઇ કામનું નથી. કહે છે કે "અતિકા ભલા ન બોલના, અતિકી ભલી ન ચૂપ, અતિકા ભલા ન બરસના, અતિકી

ભલી ન ધુપ." જેટલું 'અતિ' એટલું વિવેક બહાર સમજવું. કહ્યું છે કે "વિવેકબુદ્ધિવાળાના હોઠોમાં જ્ઞાન માલમ પડે છે, પણ અબુધની પીઠને માટે લાકડી છે." વળી મૂર્ખાઇથી અઘટિત આરોપ અને ભયંકર પરિણામો પણ આવે છે. અવિવેકી મૂર્ખ માણસ સાંભળેલી વાત પર વિશ્વાસ લાવી તકરાર ઉભી કરે છે. પણ જ્ઞાની માણસો હમેશાં વિચાર કરે છે, વાતને તોળે છે, અને સુબોધ ઉપર લક્ષ રાખે છે. ઘણું સાંભળે છે ને થોડું બોલે છે. મૂર્ખાઇના અનેક પ્રકાર છે. કેટલાંક મૂર્ખ પાપને મશ્કરીમાં ઉડાડે છે, ને તેની ભયંકરતા પોતાની દૃષ્ટિમર્યાદામાં આવવા દેતાં નથી. મૂર્ખ ન હસવું ત્યાં હસે છે. ન રડવું ત્યાં રડે છે. ન ખવરાવવું તેને ખવરાવે છે. ન પહેરવું કે પહેરાવવું તે પહેરે કે પહેરાવે છે. મૂર્ખાઇ એ અવિવેકની દીકરી છે! વિવેક વગરના માણસની જીંદગી પશુવત્ લેખાય છે. વિવેક એ મનુષ્યનો ઉત્તમ શૃંગાર છે, તેમાં સ્ત્રીનું તો ખરૂં સૌંદર્ય બતાવનાર ઉત્તમ ભૂષણ તે વિવેક છે, તે નમ્રતાથી શિખાય છે, ને તેના એટલા બધા તાંતણા છે, કે તે આ ન્હાના પુસ્તકમાં સમાવી શકાતા નથી.

કુયુક્તિ:—કુયુક્તિ યોજનારના મનમાં હમેશાં કપટ હોય છે; ને કપટ કરનાર બીજાને માટે ખાડો ખોદે છે, પણ જ્યારે તે ખોદાઇ ખોદાઇને મ્હોટો થાય છે, ત્યારે તે પોતેજ તેમાં ફસાઇ પડે છે. એ અનુભવસિદ્ધ વાત છે. જ્યારે પોતામાં અનેક અવગુણોની ખાણ હોય, ત્યારેજ માણસ કુયુક્તિઓ રચે છે. વ્હાલી બ્હેનો, એ અવગુણથી તો સદા તરીને ચાલવું, એટલુંજ નહિ પણ તેવા માણસોના ખોદેલા ઘણા ખાડા એવા તો ઢાંકીને રાખેલા હોય છે, કે જેમ હાથીને પકડવા માટેની ખાઇ ઉપર આછું આચ્છાદન કરી ઉપર માટી પાથરી લીલું ખડ ઉગાવે છે, ને હાથીને તે ઉપર વાળી લાવી ખાઇમાં સપડાવે છે, એમ સદાચારીઓને પણ ઘણી વખત બીજાની કુયુક્તિનાં ભોગ થવું પડે છે. માટે હુશિયારીમાં સર્પ જેવાં, ને સાલસાઇમાં કબુતર જેવાં થવું એમાં ડહાપણ છે, ને એમાં સલામતી છે.

સદાચાર (નીતિ):—નીતિ ઇશ્વરને પ્યારી છે. ને તેનો આશીર્વાદ નીતિવાનના ઘર ઉપર સદા રહે છે. નીતિવાનો સુખે ઉંઘે છે, ને સ્વાદેથી પોતાની રોટલી ખાય છે. નીતિવાનો નદી પાળે ઉગેલા ઝાડના જેવાં સદા

લીલાં ને ખીલેલાં જણાય છે; ને નીતિવાનની આબાદીમાં નગરનાં નગર હરખાય છે, તેમજ દુષ્ટોના નાશથી લોકો ખુશી થાય છે!

"સદાચારી સંકટમાંથી છુટો કરાય છે, ને તેને ઠેકાણે દુષ્ટ આવે છે." ત્યારે તે બહુ પસ્તાય છે પણ કંઇ વળતું નથી, એટલુંજ નહિ, પણ તેનો પશ્ચાતાપ ક્ષણિક હોય છે, કાયમી હોતો નથી. "પ્રમાણિક માણસ લથડયા વગર ચાલશે" "સદાચારીની અપેક્ષા આનંદરૂપ થશે, પણ દુષ્ટોની અપેક્ષા નાશ પામશે" કેમકે ઇશ્વર તેમાં નારાજ હોય છે. "ખોટાં ત્રાજવાં પરમેશ્વરને કંટાળારૂપ છે, પણ અદલ કાંટા પર તે રાજી થાય છે."

"સંતોષકારક શું છે તે સદાચારીના હોઠ જાણે છે, પણ દુષ્ટના મુખને આડાઇ આવડે છે."

"સદાચાર સદ્ગુણોની પરિસીમા છે, ને જ્ઞાની માણસ તેનો સંગ્રહ કરે છે; પણ મૂર્ખ પોતાની દુષ્ટતા ઉપર અભિમાન કરે છે, ને સદાચારીને ધિક્કારે છે."

"સત્યમેવ જયતે" શુભ આચરણમાં હમેશાં સંતોષને શાંતિ છે, પણ દુરાચરણમાં સદા ભય, ચિંતા ને પાયમાલી છે. માટે બ્હેનો, ભાઇઓ ને બાળકો, સદાચરણમાં ચાલવા માટે મહેનત કરો, સદાચારીની સોબત કરો ને ઇશ્વર પાસે સહાય માગો; કેમકે સદાચારીનું પરિણામ જય છે, ને દુરાચારીમાં ભય છે. સદાચારી કસોટીથી કસાયેલ ને અગ્નિથી પરખાયેલ સોનું છે. સ્ત્રી સર્વે પ્રજાની માતા છે, માટે સદાચારમાં ચાલવાની ખાસ ને પહેલી જરૂર તેને છે. મહાન ભક્ત સુલેમાન કહે છે કે, "કજીયાખોર વહુ જાથુ ટપકતા પાણી જેવી છે. ઘર તથા દ્રવ્ય બાપદાદાથી ઉતરેલો વારસો છે, પણ ડાહી વહુ ઈશ્વર તરફથી છે. સદ્ગુણી સ્ત્રી કોને મળે? કેમકે તેનું મૂલ્ય તો રત્નો કરતાં ઘણું છે."

કજીયા:—"કજીયાખોર સ્ત્રીની સાથે વિશાળ ઘરમાં રહેવું તેના કરતાં અગાશીના ખૂણામાં રહેવું સારૂં છે; કજીયાનું મૂળ કાન ભંભેરનાર છે. કાન ભંભેરનારના શબ્દો સાંભળનારને મધ જેવા લાગે છે, પણ પરિણામે તે સ્નેહિઓમાં કડવાસ ઉપજાવે છે. કજીયામાં ખેદ, સંતાપ, બેઆબરૂ ને ખુવારી સિવાય કંઇ ફળ નથી.

પ્રીતિ :—પ્રીતિ સર્વ અપરાધોને ઢાંકનાર ને સુખશાંતિની માતા છે.

મૂર્ખાઇ :—મૂર્ખાઇનાં પરિણામોની શી ખામી ? મૂર્ખ જે કરવા ચાહે તે કરે, પણ તે સઘળામાં પોતાને અને પોતાના પ્રસંગમાં આવનાર બન્ને પક્ષને હાની ને દુઃખ ઉપજાવે. મૂર્ખ ઠપકાને ગણકારે નહિ ને ફટકાથી કાયર થાય નહિ! આબરૂને તે ઓળખે નહિ ને સંપની સાથે તેને સગાઇ હોય નહિ! "મૂર્ખને સો ફટકાના કરતાં બુદ્ધિવાનમાં ઠપકાનો ઘા વધારે ઉંડો ઉતરે છે."

ચંચળતા :—ચંચળ માણસની સાથે કોઇ કામમાં સામેલ થવું નહિ. એક વાર જે કામને માટે તે બેહદ ઇન્તેજાર હોય છે, તેજ કામ ઘડીક પછી મુકી દઇ તે કામને અને તે કામમાં સહાય આપનાર બંનેને ધિક્કારે છે, તેમજ તેના ઉપર ઓચિંતુ દુઃખ આવી પડે છે, એટલે તેનાં સહાયકારી પણ ભેગાં સપડાય છે. માટે તેની સાથે કોઇ કામમાં સામેલ થવા અગાઉ સારી પેઠે વિચાર કરવો જોઇએ.

ચાડી :—ચાડી કરનાર માણસ બધાંનાં મન જોતું ફરે છે, ને કોઇ-નામાં કોઇની સાથે જરા ઉંચું મન જણાયું, કે તરતજ સામા માણસની ચાડી કરે છે. ચાડીમાં કદી પૂરી સત્યતા હોયજ નહિ; કંઇ મીઠું મરચું મેળવ્યા વગર ચાડી થાયજ નહિ. માટે તેવાઓ પર ભરોસો રાખવો નહિ, અને તેમની વાતોને કાન દઇ ઉત્તેજન ન આપતાં, તેના ઉપર પોતાનો ખુલ્લો તિરસ્કાર જાહેર કરવો જોઇએ.

અન્યાય :—અન્યાયથી દ્રવ્ય મેળવનાર એમ સમજે છે કે, હું મ્હારાં છોકરાંનાં છોકરાં સારૂ એકઠું કરૂં છું; પણ તેના વિચારો અને તેનો સંગ્રહ એઉ તેની પોતાની સાથે નાશ પામે છે; ને તેનાં છોકરાં બેહાલ થાય છે. પણ ન્યાયી માણસ સદા તૃપ્ત રહે છે, ને તેનાં છોકરાં શાંતિની રોટલી ખાય છે. બીજાનું બગાડનાર પોતાનું બગાડે છે, ને બીજાનું ભલું કરનાર પોતાનું ભલું કરે છે. જે વેરી નથી નાંખતાં તે સંગ્રહ કરે છે; ને જે કોઇને નુકસાન કરવાનું નથી ચહાતાં, તે પોતાને તેમજ તેના પ્રસંગમાં આવનાર સર્વને શ્રેયકર થાય છે.

વખાણ :—માણસો વખાણ કરે તેથી ન ફુલાતાં પોતે પોતાને હમેશાં તપાસ્યાં કરવું. એમ કરવાથી પોતાની ભૂલો સુધારવાનો વખત મળે છે. પણ વખાણ પર લક્ષ રાખવાથી ભૂલો વધે છે; ને અભિમાનરૂપી દુર્ગુણ પેસે છે. વળી પોતાનાં વખાણ પોતાને મ્હોએ કરનાર માણસ વખાણને પાત્રજ નથી, એમ સમજવું. વળી આપણને વખાણનાર કરતાં વખોડનાર તરફથી આપણા દોષ સુધારવાની સારી તક મળે છે; માટે વખાણનારથી ફુલાવું નહિ અને વખોડનારથી ગભરાવું નહિ. "બડા બડાઇ ના કરે, બડા ન બોલે બોલ; હીરા મુખસે ના કહે કે, લાખ હમારા મોલ." વળી એક વાત યાદ રાખવાની છે કે, વખાણનાર અને વખોડનાર બંને પક્ષ કેવી આબરૂનાં છે? જો સુગુણી સમાજ વખાણે છે તો કેવળ ઈશ્વરી કૃપાજ સમજવી; અને દુર્ગુણી લોકો વખોડે છે, તો તેઓનો સ્વભાવ સમજવો, ને તેથી સારાં કામ કરતાં ડરીને પાછાં હઠવું નહિ.

ખુશામત :—એ સાફ જૂઠાણું છે. તેમાં સ્વાર્થ રહેલો છે. તે માટે તે જે બોલે છે, તે સ્વાર્થ સાધવા માટે કેવળ જૂઠું બોલે છે. તેઓ પોતાનું કામ કાઢવા ટાણે પાળેલા કૂતરાની જેમ ગેલ કરે છે. ને પાછાં ફરીને કરડી ખાય છે. ભોળાં માણસો તેમનું કપટ ઓળખી શકતાં નથી, પણ પાછળથી તેઓ પોતેજ પોતાને ઓળખાવી આપે છે. તે વિષે કવિ દલપતરામ ડાહ્યાભાઇ પણ કહે છે કે—

એ બે એક સ્વભાવનાં, સ્વારથીયાં ને શ્વાન;
ખાય ત્યાં લગી ચૂપ રહે, પછી ભસ્યાનું તાન.

સ્વાર્થ સર્યો ન સર્યો ત્યાં તો ખુશામતીયાંનું રૂપ બદલાવા માંડે છે! તે એટલું તો જલદી રૂપાંતર થાય છે, કે સલામ સાહેબજી કહેતાં પણ જાણે તેમને જોર પડતું હોય! એટલુંજ નહિ પણ હડકાયા કૂતરાની જેમ વાતે વાતમાં ડાચીઓ નાખે છે, ને કંઇ લાગ મળે તો ઉપકારને બદલે અપકાર કરી તેના ઉપર સ્વારી કરતાં ચૂકતાં નથી! એવું કરનારને મહા મૂર્ખ ગણવું, કારણ કે દુનિયામાં એક એકથી એક છે, એકજ વેળા કામ કાઢી લીધે બેડો પાર ઉતરતો નથી. આભારી બનનાર ઓળખાણ વધારે છે, અને ઓળખાણ તે ખાણ છે. તેમાંથી જીંદગીભર સારી વસ્તુઓ મળી શકે, પણ એકજ વાર કામ કાઢી લઇ પોતાનું સ્વરૂપ પ્રકાશ્યમાન કર્યેથી,

મિઠા ઝાડનાં મૂળ ખોધા બરાબર થાય છે. બીજે પ્રસંગે તેની પાસે જવાતું નથી, ને એની એવી કુચાલ જાણીને બીજાં માણસો પણ તેને ઉભાં રહેવા દેતાં નથી. માટે ખુશામતથી દૂર રહેવું, ને ખુશામતીયાં હોકોને પારખવા શિખવું. ખુશામતીયાંને ચહાવા કરતાં ઠપકો દેનારને ચહાવામાં ઘણો ફાયદો છે. હુંપદવાળાં કે ભોળાં માણસો પાસે ખુશામતીયાં ફાવે છે; તે માટે એક ખાસ કહેવત નિકળી છે કે "કામ કરે તે કાલી, ને વાત કરે તે વહાલી." પોતાના હાથમાં કંઇ અમલ હોય, તે વખતે ઘણાં માણસો આપણે ઘેર બાસાહેબ અને બાઇસાહેબ કરતાં આવતાં હોય, તે તમામ પ્રીતિથી આવે છે, કે આપણી મ્હોટાઇને લઇને આવે છે, એમ નથી. તેઓ કેવળ પોતાનો સ્વાર્થ સાધવા માટે આવે છે; ને જ્યારે તે અમલ આપણા હાથમાંથી ખસી, ઉમરો ઉમ્મર બે ડગલાંજ બીજાને ઘેર જાય, તો ત્યાં તેઓ દોડ્યાં જાય, પણ બે ડગલાં ચાલીને પોતાના જુના અધિકારીને ત્યાં આવવું, કે તેમને સલામ કરવી, એ તેમને બોજારૂપ લાગે છે! પણ જે માણસો તેવા વખતમાં ખુશામતીયાંને ઓળખી નિમકહલાલને બદલો આપે છે, ને પોતાનો મોભો સદા જાળવી શકે છે, તેને આજ મ્હારે ઘેર અમલ નથી એવા નિશ્વાસ નાંખવાનો વખત આવતો નથી, કેમકે અમલના વખતમાં પ્રસંગમાં આવેલાં માણસો ઉપર મ્હેરબાની રાખેલી હોવાથી ઘણા મિત્રો થઇ ગયેલા હોય છે, ને દુઃખમાં તે બહુ કામ લાગે છે. ખુશામતીયાંને કૂતરાના કાનના જીંગોડાની ઉપમા ઘટે છે. સામટા જીંગોડાથી તેના કાન લચી પડે છે, ખરા! પણ તે કંઇ સોનાની વાળીઓ નથી! તે કાયમ રહે એ તો કૂતરૂં જ્યાં લગી છેલ્લા શ્વાસ લેતું હોય ત્યાં લગી લોહી પીધે રાખે, ને મરી ગયું કે તુરત ઉતરીને બીજા કૂતરાને વળગે છે! માટે કોઇએ ખુશામત કરવી નહિ, કેમકે તે સાફ જૂઠાણું છે. અને ખુશામતીયાથી ઠગાઇને હાનીમાં, કે ફુલાઇને અભિમાનમાં ફસાવું નહિ. કેમકે તે મૂર્ખાઇ છે. તેમજ કોઇને તરછોડવું નહિ કેમકે તે હલકાઇ છે.

ગુપ્ત વાત*:—દરેક વાત દરેક માણસ પાસે કરાતી નથી, પણ જેને કરવામાં આવે છે તેને મિત્ર ગણવામાં આવે છે. તો મિત્ર થઇને સાંભળવી, અને દુશ્મન થઇને ફેલાવવી, એ ખરેખરો વિશ્વાસઘાત અને હલકાપણું છે. સ્ત્રીઓને માથે આ ટેવનો ખાસ આરોપ છે, તે દૂર થવો જોઇએ.

નકામી વાત:—નકામી વાત કરવી તેના કરતાં છાનું રહેવું સારૂં છે. અંતઃકરણનો દરવાજો મુખ છે, તે દ્વારે નિકળતાં વચનો ઉપર માણસના સુખ દુઃખનો, ને આબરૂ ગેરઆબરૂનો આધાર છે. કહે છે કે, મૂર્ખ માણસ પણ અણબોલ્યો રહે ત્યાં લગી ડાહ્યો લેખાય છે. જે પોતાના મુખની ચોકી રાખી શકે છે, ને જીભને કાયદામાં રાખે છે, તે કિલ્લાના હોશિયાર ચોકીદાર કરતાં પણ વખાણવા લાયક છે. જેમ થોડો અગ્નિ આખા ઢગલાને સળગાવે છે, તેમજ અવિચારી બોલ માણસોનાં મનને સળગાવે છે.

બહુ બોલાપણું:—બહુ બોલાપણું હમેશાં હાનીમાં ઉતારે છે, કેમકે બુદ્ધિથી ચાળવી સારૂં વચન બહાર કાઢવા જેટલો અવકાશ તેને રહેતો નથી. સ્ત્રીઓને માટે એ ગુણ ખાસ લજ્જાકારક છે. એક ઝરણમાંથી મિઠું ને ખારૂં બે જાતનાં પાણી નિકળતાં નથી, પણ જીભમાંથી મિઠાં, કડવાં, તીખાં, ખારાં ને ઝેરી વચનો પણ નિકળે છે. એ નઠારા નળ બંધ થવા માટે એકજ ઉપાય છે, કે ઈશ્વરની સહાય માગવી, ને વિવેકથી જોઇતું બોલવું.

આળસઃ—એ દુષ્ટ રોગ છે. સઘળાં કામો તેને મન અસાધ્ય છે! જેમ બારણું પોતાના મજાગરા ઉપર તેમ આળસુ પોતાની જગ્યામાં ફર્યા કરે છે. તે અનેક તુરંગો યોજે છે, પણ એકે કાર્ય ફળીભૂત થતું નથી

ઉદ્યમ:—"હિંમત મરદા તો મદદે ખુદા". આ કહેવત આપણે ધર્મશાસ્ત્ર, અને ઇતિહાસોનાં પાનાં ઉપર પૂરવાર થયેલી જોઇએ છીએ. કોઇ માણસે એવો વિચાર ન કરવો કે હું એકલો શું કરૂં? જુઓ કોલમ્બસ એકલો અને થોડીજ શક્તિ ધરાવનારો માણસ હતો, ને તેની આસપાસ ઘણા દુશ્મનો તેને સતાવતા હતા, છતાં અમેરિકા જેવા મહાન ખંડના શોધનાર તરીકે તે એકલોજ પોતાનું નામ અમ્મર કરી ગયો! લુથર એ એક ગરીબ માણસ અને વસીલ વગર હોવા છતાં, પોપ જેવા મહા બળીયા સામે થયો! ને ઈશ્વરની સહાયે તેની જીત થઇ: તેમજ વિજળીક પ્રયોગ યોજનાર અને વરાળયંત્ર શોધનાર, વગેરે તમામ નવી નવી શોધો કરનારા પ્રથમથી ઘણા નહિ, પણ માત્ર એકેકજ શખસ હતા. ને ત્યાર પછી તે કાર્ય ઉઠાવી લેનારા હજારો અને તેનો લાભ લેનારા લાખો થયા છે!

શરતના મેદાનમાં દરેક દોડનાર ત્વરાથી દોડે છે. તેમાં ઇનામ લેનાર પણ નિકળે છે. તો પહેલી કે બીજી દોડમાં, આ વખતે નહિ તો બીજી વખતે ફાવીશું, એવી હિંમત રાખી ઉદ્યમ કર્યા કરવો એ આપણી ફરજ છે. જેને આળસુ થવું ગમતું હોય તેણે નીચું જોવું તો કીડી પાસેથી, ને ઉંચું ઝાડવે જોવું તો મધમાખી પાસેથી શિક્ષણ મળશે.

મુલતવીપણું—મુલતવીપણામાં અનેક માઠાં પરિણામ છે. કહેવત છે કે "જે ટાણે થાય તે નાણે ન થાય" "અવસર ચુક્યા મેહુલા." મુલતવી રાખનારનું ડહાપણ, ચતુરાઇ, ભલાઇ, બહાદુરી, ભક્તિભાવ એ બધાં નકામાં જેવાં થઇ પડે છે. માટે સુજ્ઞ માણસે કોઇ પણ સુકાર્ય મુલતવી ન રાખવું, પણ પોતાના મુરબ્બી સામો ઉત્તર આપવાનું હમેશાં મુલતવી રાખવું; જેથી થોડી વારમાં ગુસ્સો સમી જશે, ને પોતાની ભૂલ જણાશે, ને તેમના કડવા બોલ અમૃતના પ્યાલા જેવા મિઠા લાગશે.

જૂઠાણું:—તે હલકાપણું ને નાદાની છે. જે માણસમાં હિંમત નથી તે જૂઠું બોલે છે. પણ તે તેમાંજ સપડાઇ જાય છે. વળી જૂઠાણું મહા પાપ છે. ઈશ્વર જૂઠાને ધિક્કારે છે, ત્યારે માણસોમાં તેને માન ક્યાંથી મળે ? તે પોતાની વાતોથીજ પોતાનો તોલ ઘટાડે છે. જૂઠાણાના ઘણા પ્રકાર છે, ને તેમાંના કેટલાક પ્રકારને માણસો હુશીયારી ગણે છે, એટલે વાતનું રૂપાંતર કરે, વાત ફેરવી નાંખે, મ્હેણું મારે વગેરે અનેક પ્રકારનું જૂઠાણું ચાલે છે; ને તે સઘળું એક સરખું પાપ છે.

ચોરી:—કેવળ કોઇની જણસ છાનાંમાનાં ઉઠાવી લેવી તેજ ચોરી છે, એમ નથી. હરેક કાર્ય કે વાત કોઇ ઉપરી અધિકારીની મનાઇ છતાં છાનાંમાનાં કરવો, અથવા તો તેવી યોજના કરવી તે પણ ચોરી છે.

ઉછીનું આપવું તથા લેવું:—ઉછીનું માગનારથી મ્હો ન ફેરવવું, પણ જે ઉછીનાનું નામ લઇ વારંવાર મફત લઇ જવાની દાનત રાખતું હોય, તેને થોડેથીજ પતાવવું સારૂં છે. કેમકે જ્યારે તે પાછું લેવા જઇએ ત્યારે નક્કી તેના દુશ્મન જેવાં લાગીએ, માટે તેવાં માણસોને પ્રથમ પારખીને પછી કામ કરવું. એક વાર કુતરૂં રોટલો લઇ જાય તો કુતરાનો વાંક, ને બીજી વાર લઇ જવા પામે તો તે આપણો વાંક છે. ખરી જરૂર

હોય તો જેનું મ્હોટું મન હોય તેને ત્યાં ઉછીનું લેવા જવું ; હલકા મનવાળા પાસે કદી જવુંજ નહિ. નહિતો મ્હેણાં સાંભળવાનો વખત જલદી આવશે !

ભરોસો :—સર્વે માણસો પર ભરોસો રાખનાર જોખમમાં આવી પડે છે. માટે પ્રથમ પારખવું, પછી ભરોસો મુકવો. કહેવત છે કે,—

"સજ્જન સબ જગ સરસ હે, જબ લગ પડયો ન કામ,
કંચન અગ્નિ પરખીએ, પીતળ નિકળયો શ્યામ.

માટે કામ અને પ્રસંગોની કસોટીમાં કસાઇને પરખાય, ત્યાં લગી એકદમ કોઇને ભલાં લેખવામાં, તેમજ ભુંડાં લેખવામાં બન્નેમાં જોખમ છે. તેમ સંબંધ વધારવા ને ઘટાડવામાં પણ જોખમ છે. ઘણી વેળા થોડા સહવાસમાં આપણે કોઇને બહુ વખાણીએ છીએ, ને પછીથી પસ્તાવું પડે છે. ઘણાંને વખોડીએ છીએ ને પછી આપણો બોલ ખેંચી લેવો પડે છે, આમ છતાં પણ એક અપવાદ છે ખરો, એટલે કેટલાંક માણસો એટલાં તો ભુંડાં હોય છે કે, બાજુ ઉપર નિકળતાંજ તેના દુર્ગુણની ગંધ આવે છે; તેમજ એવાં ભલાં પણ છે કે, થોડીજ વાતમાં ને થોડાજ પ્રસંગમાં જેમના સદ્દગુણની બહેક વછુટે છે !

સંકટ :—સંકટ સમયે નાહિંમત થવાથી તે બમણા જોરથી હુમલો કરે છે, પણ ધીરજ રાખી હિંમત પકડવાથી તે પાછું હઠે છે. સંકટ નિવારણનું સાધન, હિમ્મત મેળવી આપે છે, ને ગભરાટ ઢાંકી દે છે.

સમયસુચકતા :—સમયસૂચકતા કોઇ પુસ્તકથી ભણાતી નથી, તે કેવળ વખતજ ભણાવે છે, ને તે ડાહ્યું, કાંતો દુઃખિયું માણસ ભણે છે.

અદેખાઇ :—આ માણસમાં સૌથી મોટો અવગુણ છે, ને તે પ્રથમ તો અદેખાને પોતાનેજ બાળે છે; પછી તેની ઝાળ બહાર નિકળે છે, એટલે બીજાને જે સારૂં મળે તે બધું પોતાને મળે, યાતો તેને પણ ન મળે, એવું તે ચાહે છે, ને તેમ થવું તે કંઇ તેની ઇચ્છાને આધિન નથી : ઇશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે સૌને વહેંચી આપે છે. તેમાં ઇર્ષાળુ માણસો નાહક બળે છે. એટલુંજ નહિ પણ ભલા માણસને બાળવાના જેટલા પ્રયત્ન થઇ શકે તેટલા પ્રયત્ન કરે છે, કંઇ ન વળે તો છેવટ તેની નિંદા કરીનેજ મનની જવાળા બહાર

કાઢે છે. આવા માણસને કોઇથી ખુશી કરાતો નથી. ઘણી વખત તે મિત્રતાને ડોળ ઘાલે છે. પણ ગુપ્ત રીતે તેની ખામીઓ એકઠી કરતો હોય છે. ને જ્યારે વખત આવે ત્યારે પોતાનું વેર વાળે છે. ઈર્ષાળુ પડોશી, કે સગાં કે હરકોઇ ઈર્ષાળુ માણસોથી, સારાં માણસોને અતિ ત્રાસ ઉપજે છે; પણ તે અસાધ્ય વ્યાધિ સમ છે? જો તેમાં કંઇ કારણ હોય, તો તે કારણ માણસ દૂર કરી શકે. પણ કેવળ ઇશ્વરે આપેલા આશીર્વાદ જોઇને તેઓ નાખુશ થાય તેનો શો ઉપાય? શું તેમને રાજી રાખવા માટે ઇશ્વરી આશીર્વાદ ન લેવા? ને જો તેમ થાય, તોપણ સાત પૂંછડીયા ઉંદરની જેમ છેવટ સુધી તેઓ કેડ લેતાં થાકતાં નથી! માટે સૌથી સારો રસ્તો એજ, કે કોઇએ અદેખાઇ કરવી નહિ તેમ અદેખાથી ડરવું પણ નહિ.

દુઃખી સ્થિતિ:—દુનિયામાં ફરતી છાંયા છે. સુખીયાં તે દુઃખીયાં, ને દુઃખીયાં તે સુખીયાં થાય છે. પણ ડાહ્યા માણસો દુઃખ પડે ત્યારે સુખનો ખ્યાલ મનમાંથી કાઢી નાંખીને, જે દુઃખ આવ્યું છે તેમાં સંતોષ મેળવવાને માટે, અને તેમાંથી ધીમેધીમે બહાર નિકળવાને માટે, યત્ન કર્યા કરે છે. પણ બાઇ! મ્હારે આવું સુખ હતું, ને તેવું સુખ હતું! એમ બોલીને નિસાસા નાંખવાથી, કે આંસુ પાડવાથી કંઇ તે પાછું મળતું નથી; ને શરીરની તેમજ આબરૂની બંન્નેની હાની થાય છે; તે વગર બીજું ફળ નથી. ને જેમ ગત સુખનું સ્મરણ કર્યાથી કેવળ દુઃખ થાય છે, તેમજ ગત દુઃખનું સ્મરણ રાખ્યાથી હદમાં રહેવાય છે. અભિમાનનું જોર ફાવતું નથી, અને નમ્રતા વાસો કરે છે, ને નમ્રતા સુખને દોરી લાવે છે.

મદદ:—હરકોઇ માણસને આપત્તિ વેળાએ મદદ આપવી, તે માણસનું ખાસ કર્ત્તવ્ય છે. પણ તેના બદલાની આશા તેનાથી રાખવી તે ફોકટ છે. જે બદલાની આશા રાખીને મદદ કરે છે, તે નક્કી નિરાશજ થાય છે. કેમકે જેને માટે આપણે કંઇ કર્યું નથી, તેઓ આપણને મદદગાર થાય છે ખરાં, પણ જેને માટે આપણે ઘણું કર્યું છે, તે જો દુશ્મન ન થાય તોજ બસ!! તોપણ ભલું કરતાં થાકવું નહિ, કેમકે તેનો બદલો ઈશ્વર તરફથી અચુક અને અખુટ મળે છે.

પાડોશી ઉપર પ્રેમ:—આખી દુનિયા આપણાં પાડોશી છે. ને જેવો પોતા ઉપર, તેવો બીજા ઉપર પ્રેમ રાખવો, એ ઇશ્વરી ખાસ આજ્ઞા

છે. પરંતુ પોતાના પાડોશીના ઘરમાં વિના કારણે ઘડીઘડી જવું તે ઉછાંછળાપણું છે. એમ કરવાથી પ્રેમ, આબરૂ ને મોભો સચવાતાં નથી.

દયા :—"દયાળુઓને ધન્ય છે કેમકે તેઓ દયા પામશે." દયા કરવાને સૌથી સારૂં પાત્ર પોતાનો દુશ્મન સમજવો. જે માણસનું એવું મન છે તેને ધન્ય છે!

આપવખાણ:—પોતાને મ્હોંએ પોતાનાં વખાણ કરનારને બીજાથી વખણાવાનો અવકાશ રહેતો નથી. તમારામાં જો વખાણપાત્ર કંઇ ગુણ છે, તો તે ઢાંક્યા રહેવાના નથી, અને જો નથી તો બોલ્યાથી કંઇ ગણાવાના નથી! સોનું, રૂપું, હીરા, વગેરે ખાણમાં ઉંડાં હોય છે, અને મોતી દરિયાના ઉંડાણમાં હોય છે, તેમજ કોલસા ને ગંધક એ પણ પૃથ્વીના ઉંડાણમાં હોય છે; તે બધાને પૃથ્વીના કહ્યા વગર માણસ ખોદીને બહાર કાઢે છે. ને સૌ સૌના ગુણથી પ્રગટ થાય છે. હીરા, મોતી, ને સોનું રાજાના મુકુટમાં જડાય છે, તેમજ ગંધક ને કોલસા અગ્નિમાં પડે છે!! તો શું તમારા કહ્યા વગર તમારા ગુણ નહિ જણાય? ને તમારી કિમ્મત નહિ થાય?

પાપમાં પડવું:—માણસ માત્ર અધૂરૂં છે. ને પાપ તે કાદવરૂપ છે. તેમાં માણસ ઘણી વાર ફસાઇ પડે છે. અને પાપમાં પડેલા સમયમાં ધાર્મિક અને અધર્મી બંનેની એક સ્થિતિ દીસે છે. પણ તે બેમાં મ્હોટો તફાવત છે. એટલે ધાર્મિક માણસને ઘેટાની ઉપમા અને અધર્મીને ભુંડની ઉપમા ઘટે છે. ધારો કે ઘેટું અને ભુંડ બન્ને કાદવમાં ફસાઇ પડેલાં આપણે દેખીએ, તો ભુંડ કાદવમાં પડયું પડયું મઝા માણતું દેખાય છે, પણ ઘેટું ગફલતથી પડેલું છે, અને નિકળવાની તજવીજ પોતાના પૂર બળથી કરે છે, એવું સાફ દેખાય છે. ને કોઇ જોનાર એમ નહિ કહેશે કે ઘેટાને કાદવમાં ગમે છે! કે ભુંડ કાદવમાં ગભરાય છે!! એટલોજ તફાવત ધાર્મિક અને અધર્મીમાં છે. વળી ઘેટું ખેદિત ને કષ્ટિત થઇ, કાદવમાંથી નિકળવા માટે બૂમે બૂમ પાડીને સહાય માટે પોતાના પાળકને (ગોવાળને) બોલાવે છે! તેમજ ધાર્મિક માણસ ભૂલમાં પડે ત્યારે પશ્ચાતાપથી ખેદિત થઇ, પરમેશ્વરને હાંક મારે છે. પણ અધર્મી દુષ્ટો તો તેમાં ખુશીથી, વધારે ને વધારે આળોટયાં કરે છે, ને પાપરૂપી કાદવને પોતાની જીંદગીનું સુખ ગણે છે!

વખતની કિમ્મત :—જે વખતની કિમ્મત કરે છે તે તેનો યોગ્ય ઉપયોગ કરે છે, ને ઇશ્વરી પ્રેમની કિમ્મત કરે છે. પણ આળસુ તેની કૃપાને ઠેલો મારે છે. ને તેથી તેના ઉપર જે સંકટ ને દુ:ખ ને તંગી આવે છે તે તેનાં કૃત્યનો બદલો છે. ઈશ્વરી કૃપા તેણે દૃષ્ટાંતમાં આખી સૃષ્ટિમાં સર્વત્ર પાથરી મુકી છે. પણ જે આત્મજ્ઞાનથી અંધ છે, ને પોતાને બળે સુખ શોધે છે, તેનાથી તે દેખાતી નથી. માટે જે જે દેખી શકતા નથી, તેમણે ઈશ્વરની આરાધના કરવી તો તે દયાળુ તેઓની આંખો ખોલશે. જ્ઞાન તો માણસની નજર સામેજ છે. પણ આંખ ઉઘેડ્યા વિના ક્યાંથી દેખે? જેમ બાળકનો સ્વભાવ ધુળમાં રમવાનો છે, તેમ માણસ માત્રનો સ્વભાવ અયોગ્ય રસ્તે ચઢવાનો છે. પણ ઈશ્વરી કૃપા તેને નિયમમાં રાખી શકે છે; ને નમ્રતાથી કૃપા માગનારને તે ઉદારતાથી આપે છે.

હલકું મન :—હલકા મનનાં માણસો દરેકનાં કામનો ને વાતનો હલકોજ તોલ બાંધે છે (તેથી તેઓ પોતે દુનિયાની નજરમાં હલકાં પડે છે, તેની ભાન તેમને રહેતી નથી) તેની દૃષ્ટિમાં કોઇ ઉંચભાવ આવતોજ નથી. તેમ કોઇના વિષે ઉંચ મત બંધાતોજ નથી. એવાં માણસ સાથે સેજ પણ કામ પડે, તો તેઓ ખેતરમાંનાં ભંઠીયાંની જેમ, કે વગડાની બોરડી જેમ વળગીજ પડે છે! અર્થનો અનર્થ કરી લઢવાજ માંડે છે). ને જેમ જેમ તેમની પાસે ખરો ખુલાસો કરવા જઇયે, તેમ તેમ આપણને વધારે સપડાવે ને વધારે ત્રાસ પમાડે, આવાં માણસો સાથે સેજ કામ પડે, તોપણ તેઓ પોતાનું રૂપ બતલાવી દે છે. તે માટે એક વિદ્વાન કહે છે કે, દુનિયામાં કાંટા કંટાળાની ગીચ ઝાડી ઉભી છે, ને તેની વચ્ચેથી તમારો માર્ગ નિકળે છે, તો જો તમે તેના સામી રીસ ચઢાવી તેના સામાં લઢવા જશો, તો તમારાં કપડાં અને ચામડી ફાટતાં પણ આરો આવશે નહિ. તે માટે બ્હેતર કે એવા માણસની સેજ પણ ઓળખાણ પડે, કે તરતજ તેનાથી તરીને ચાલવું.

ઠગાવું :—માણસ બે પ્રકારે ઠગાય છે. એક લોભથી ને બીજું દયાથી. લોભથી ઠગાય છે, તે તેને લાયક સજા છે, પણ દયાથી ઠગાય છે, તેના કામનો બદલો ઈશ્વર પાસેથી જતો નથી, છતાં સંભાળવાની જરૂર છે.

કેમકે કોઇ દયાળુ એક વેળા દયા કરતાં ઠગાય, તેનો ગેરલાભ બીજા ખરા દુઃખીને થાય છે, કેમકે તેને પણ તે ઢોંગી સમજે છે.

મ્હોટાં :—મ્હોટાં માણસનો ન્હાનો બોલ પણ બધે પ્રસરી જાય છે, તેમ તેમનું પાપ તેમનું સદાચરણ વગેરેનો તેમનો નમુનો ઘણાં લે છે, બગીચામાં જે ફુલ હોય તેને સૌ ઓળખે છે, ઉપયોગમાં લે છે, ને વખાણે છે. પણ તેથી પણ ઘણાં સુંદર અને સુગંધીદાર અને ગુણકારક અનેક ફુલો જંગલમાં ખીલે છે ને કરમાઇ જાય છે; પણ તેનું નામ કોઇ લેતું નથી. તેમ ઘણાં સદ્‌ગુણી માણસો દુનિયામાં નિપજે છે ને મરે છે, તેમના સામું ધારીને થોડાંજ જુએ છે; ને થોડાંજ તેમનું અનુકરણ કરે છે; પણ મ્હોટાંનું અનુકરણ બહુ સ્વભાવિક છે. તો હરેક બાબતમાં જે મ્હોટાં, તેમણે પોતાની કરણી વિષે ખુબ સાવધાન રહેવું જોઇએ, કેમકે તેમનું અનુકરણ ઘણાં કરે છે. ઘાતકી રાજાની પ્રજામાં નમ્ર માણસોની સંખ્યા બહુ ઓછી જણાશે, ને નમ્ર રાજાની પ્રજામાં ઘાતકીની ઓછી હશે. નમ્ર માબાપનાં છોકરાંમાં તેમના સારા ગુણ આવશે, ને દુષ્ટ ને અવિચારી માવતરની પ્રજા તેવીજ થશે. કેમકે મ્હોટાંની ભૂલ એ તેમનું ડાહાપણ મનાય છે! જેથી અજ્ઞાનીઓ તેમની ભૂલના ખાડામાં પડે છે, ને તે દોષ મ્હોટાંઓને માથે રહે છે. કુરસ્તે ચાલનાર કરતાં કુરસ્તે દોરવનાર વધારે ગુન્હેગાર છે. માટે મ્હોટાં માણસોએ પોતાની ચાલ શુદ્ધ રાખવાની પોતાને એકલાંના હિતને ખાતરજ માત્ર જરૂર છે એમ નહિ પણ ઘણાંના હિતને ખાતર છે.

સામાન્ય બોધ :—માણસે પેટ મ્હોટું, આંખો તીવ્ર, કાન જાગૃત, જીભ નરમ અને અંતઃકરણ કોમળ રાખવું. કહેવત છે કે તોલડી તેરવાનાં માગે. તેમ જગતમાં ડાહ્યાં ગણાવાને, અને સુખી થવાને પણ અનેક સાહિત્યની જરૂર છે. જેમ હથિયારબંધ સિપાઇ સામે શત્રુ આવતાં બ્હીએ છે, તેમ ખરી કેળવણીથી કેળવાએલાં અને ઇશ્વરથી બ્હિનારાં માણસો સામે, પાપ અને દુષ્કર્મી ફાવતાં અટકે છે.



# પ્રકરણ ૧૬ મું.

## ભક્તિવિચાર.

દોહરા.

લેખણ લેતાં પ્હેલ હું, જોડું છું બે હાથ;
યોગ્યજ વાત લખાવજે, મસ્તક નામું નાથ. ૧

તુજ સેવાની રીત શી? ભક્તિ કહોનું નામ?
તું ચાહે છે કોણને? ચાહે કેવાં કામ? ૨

યોગ્ય રીતે વર્ણાવજે, પ્રેમે પ્રેરી ઉર;
કે મમ દેશે ભૂલ જે, સઘળી થાએ દૂર. ૩

અંતરજામી આપ છો, જાણો સૌનો ક્લેશ;
સૌ તું પાસે આવવા, ઇચ્છે છેજ હમેશ. ૪

પણ કેડા તો કારમા, મન મનમાં ફંટાય;
કોઇ કહે કે આ ખરો, કોઇક બીજો ચાય. ૫

સત્ય નથી જવ લાધતું, ત્યારે બોલે એમ;
જેને લાધ્યો તે ખરો! માની રાખો પ્રેમ! ૬

તે માટે હે ઇશ તું, સૌની ચક્ષુ ખોલ;
સાંભળતાં કર સર્વને, સુણવા તારો બોલ. ૭

જે છે ત્હારા લોક તે, સુણે છે આ બોલ;
આવો 'પાપી' હું કને, આપું સુખ અમોલ. ૮

અવળે રસ્તે હિંડતાં, તુંથી દૂર જવાય;
જેથી ત્હારા શબ્દનો, ધ્વની ના સંભળાય. ૯

વાળી લાવો ઘેટડાં, જે જે ભટક્યાં હોય;
ભુલેલાં કે વેગળાં, સર્વ તમારાં તોય. ૧૦

ભૂલ સુધારે બાળની, માતાનું એ કામ,
આપ પિતા માતા ખરે, માટે યાચું આમ. ૧૧

મજ માટીના હાથથી, કશું ન નિપજે કામ;
પણ પ્રભુ તારી સાહ્યથી, પ્રગટાવું તુજ નામ. ૧૨

તું, તું, તું, તું, તુંજ છે, તું વણ નહિ કો હામ;
ત્હારી સાહ્યે સર્વમાં, પૂર્ણ મળે વિશ્રામ. ૧૩

"ભક્તિ" આ નામ આખું જગત જાણે છે, એટલુંજ નહિ પણ ભક્તિ અતિ ઉત્તમ ચિજ છે, ને આ દુનિયામાં ઘણા પ્રકારના ભક્ત છે. કોઇ દેશભક્ત, કોઇ રાજ્યભક્ત, કોઇ પિતૃભક્ત, કોઇ રૂઢીભક્ત, તો કોઇ કોઇના ભક્ત તો કોઇ કોઇના ભક્ત હોય છે. પરંતુ આ નામની ઉત્પત્તિ ઇશ્વરભક્તિમાંથી થઇ છે, અને એ ભક્તિમાંથી અનેક સુભક્તિ જન્મ પામે છે, એ ખાસ યાદ રાખવાની વાત છે. વળી ઈશ્વરભક્તિ વગરની જીંદગી વ્યર્થ અને ભયાનક સમજવી. કેમકે આ દુનિયા ક્ષણિક છે. તે સાથે તેમાંનો તમામ વૈભવ પણ ક્ષણિક છે. ખરૂં ધન ને ખરી સંપત તે ઈશ્વરભક્તિ છે. ને તે તમામ માણસજાત સંપાદન કરી શકે છે; પણ જે ખંતથી ખોળે છે, ને પ્રેમથી ઈશ્વર પાસે યાચે છે તેજ પામે છે. હુંપદવાળાં તેને હાથ કરી શકતાં નથી.

ભક્તિનું બીજું નામ ધર્મ છે, એ નામ પણ સહુ કોઇના જાણવામાં છે, અને ઘણું કરીને દરેક માણસ ધર્મને ચુસ્ત પકડી રાખવામાં મંડ્યાં પણ રહે છે. પણ ધર્મના બે પ્રકાર છે, તે માણસે સમજવા જોઇએ. એક તો દૈહિક ધર્મ અને બીજો આત્મિક. દૈહિક ધર્મ કેવળ દુનિયાને માટે છે, એટલે ખાવું પીવું, ઓઢવું પ્હેરવું, કમાવું વાપરવું, ન્હાવું ધોવું વિગેરે. તે પાળવાથી દુનિયામાં સુખી જીંદગી ભોગવાય છે. અને આત્મિક ધર્મ પરલોક માટે છે, એટલે જ્યારે માણસ મરી જાય, ત્યારે તેને સુખી થવાનો એ રસ્તો કે સાધન છે. ધર્મ એનો અર્થ ફરજ એવો પણ થાય છે. એટલે દેહની ફરજો અદા કરવાથી દેહનું પોષણ અને રક્ષણ થાય, ને આ લોકમાં

સુખી થવાય, અને આત્મિક ફરજો અદા કરવાથી આ લોકમાં શાંતિ અને પરલોકમાં સુખ મળે. હવે આ લોકમાં ( દુનિયામાં ) સુખી થવાની ફરજો માટે આગલાં પ્રકરણોમાં કેટલુંક વિવેચન કરવામાં આવ્યું છે. પણ આત્મિક ફરજો, કે જેને માટે વિશેષ વિચારવાનું છે, તો તે ઉત્તમ પ્રકારના વિવેચન તરફ મ્હારી સુજ્ઞ બ્હેનો શાંત ચિત્તથી પુરતું લક્ષ આપી, જે સારો, સત્ય, પરિપૂર્ણ અને પવિત્ર માર્ગ છે, તેમાં ચાલશે, અને આ જગત તથા આવનાર જગત બંનેમાં સુખી થઇ, સદા સર્વકાળનું સુખ પામી લેશે એવી મ્હારી આશા તથા પ્રાર્થના છે.

હવે આપણે પ્રથમ વિચારવું જોઇએ કે, દેહનો આત્મા સાથેનો સંબંધ માત્ર આ પૃથ્વી ઉપરજ છે, અને મરણ પછી આત્માને દેહ સાથે કશો સંબંધ નથી. જ્યારે માણસ જન્મે છે ત્યારે દેહ સાથે જન્મે છે, પણ જ્યારે મરે છે ત્યારે એ દેહનો ત્યાગ કરી જાય છે, અને દેહને પછી અગ્નિસંસ્કાર કે ભૂમીદાહ કરવામાં આવે, કે દરિયાના ઉંડાણમાં ફેંકી દેવામાં આવે, કે માછલાંથી ગળી જવામાં આવે, કે રાની પશુપક્ષીથી ફાડી ખાવામાં આવે, કે કીડાથી ચવાઇ જવામાં આવે, તોપણ તે વિષે આત્માને કશો સંબંધ રહેતો નથી. તો આત્મા તથા દેહને મરણ પછી કંઇ સંબંધ નથી, એ તો નિઃસંશય છે; ત્યારે દેહનો ધર્મ તે આત્મા સાથે કેમ ગણાય ? તોપણ જેમ કોઇ માણસ પોતાની પાસેના હથિયારવડે દુશ્મનને મારે છે, અને પોતાના શરીરનું રક્ષણ કરે છે, અને બીજો માણસ તેવાજ હથિયારથી નિર્દોષ માણસને મારી ખૂન કરી, આત્મા તથા શરીર બંને ખોઇ બેસે છે. તેમજ પરમેશ્વરે મનુષ્યને હાથ પગ, આંખ, નાક, કાન, વગેરે ઇંદ્રિયો આપી છે, ને તેને વાપરવાનો સ્વતંત્ર અખતિયાર આત્માને આપેલો છે; ને તેની સાથે ભલું ભુંડું પારખવાની બુદ્ધિનું અમૂલ્ય દાન આપેલું છે. છતાં કોઇ તે અવયવોને નાશને માર્ગે વાપરે છે, ને કોઇ પવિત્રાઇને માર્ગે વાપરી પોતાના અમર આત્માનું કલ્યાણ કરી લે છે. તો આત્મા અને દેહ સાથેનો જે સંબંધ છે તે માત્ર એક હથિયાર તરીકેનો છે. જો મનુષ્યને પરમેશ્વરે બુદ્ધિ આપી ન હોત, તો શરીરનાં કરેલાં કામોનો દોષ તેને માથે રહેત નહિ. જેમ કોઇ અમુક ઠેકાણે ચાલવાની કે બેસવાની મનાઇ છે, એવું જાણ્યા વિના જો માણસથી તે હુકમનું ઉલ્લંઘન થાય છે, તો તે ઉલ્લંઘન ગણાતું

નથી. તેમજ મનુષ્યને જો ઈશ્વરે સત્યાસત્ય પારખવાની બુદ્ધિ આપી ન હોત, તો તેને માથે હુકમ તોડયાનું પાપ પણ રહેત નહિ. પણ જે જાણ્યા છતાં હુકમ તોડે છે તેજ ગુન્હેગાર ઠરે છે. ન્હાના બાળકને જ્યાં સુધી સમજ આવી નથી, ત્યાં સુધી તે કરેલા કામનું ગુન્હેગાર ઠરતું નથી. તેમજ જાનવર પોતાના ધણીનું ખેતર મુકી, બીજાના ખેતરમાં જઇ નુકસાન કરે, તો તે તેનો દોષ નહિ, પણ તેના પાળકનો દોષ ઠરે છે. તેને માટે જે શિક્ષા કે દંડ કરવામાં આવે છે, તે કોઇ પણ રીતે જાનવર પાસેથી વસુલ લેવામાં આવતો નથી, પણ તેના માલિક પાસેથીજ લેવામાં આવે છે; કારણ જાનવરમાં બુદ્ધિ નથી પણ જાનવરને છૂટું મુકનારમાં બુદ્ધિ છે. ત્યારે હવે આપણે એ તો જોયું, કે મનુષ્યને કે જાનવરને કંઇ દોષ નથી, પણ બુદ્ધિને દોષ છે. જાનવરને ઈશ્વરે એટલીજ બુદ્ધિ આપેલી છે, કે તેને ભૂખ લાગે ત્યારે ખાય, ને કામ કરાવે ત્યારે કામ કરે. પણ તેનામાં એટલી બુદ્ધિ નથી કે તે પાપ પુણ્યને પારખી શકે, માટે જેમ તે આ પૃથ્વી ઉપર ગુન્હેગાર ઠરતું નથી, તેમજ આવતી દુનિયામાં ( પરમેશ્વર પાસે પણ ) ગુન્હેગાર ઠરતું નથી; કારણ જેટલું જેને અપાએલું તેટલાનોજ તેની પાસેથી હિસાબ માગવામાં આવશે, તો જેને કંઇ આપ્યું નથી તેનો હિસાબ શું હોય? ત્યારે માણસને પાપ પુણ્ય પારખવાની જે બુદ્ધિ અપાએલી છે, તેનોજ તે જવાબદાર છે, અને તે બુદ્ધિ કંઇ શરીરને આપવામાં આવેલી નથી, પણ તે માંહે રહી રાજ્ય કરનાર અમર આત્માનેજ આપેલી છે. અને સારૂં તથા માઠું તે આત્મા પારખી શકે છે. કોઇ માણસ ચોરી, ખુન, કે વ્યભિચાર કરતાં એમ જાણતું નથી કે તે પોતે કાંઇ પુણ્યનું કામ કરે છે. પણ તે પોતાના મનમાં સાફ જાણે છે કે, હું જે કરૂં છું તે પાપ છે, પરમેશ્વરને અણગમતું છે; એટલુંજ નહિ, પણ ઘણી વેળા પોતાનું હૃદય પોતાને ખાય છે. કદાચ તે દીર્ઘ દૃષ્ટિથી પાપ પુણ્યનો વિચાર ન કરે, ને મનમાં આવે તેમ ભુંડે માર્ગે ચાલ્યો જાય, તોપણ તેના મનમાં સ્વભાવિક ચિંતા રહ્યા કરે છે. તેનું દિલ કદી ચિંતારહિત રહેતું નથી, કદી પોતાનાં કરેલાં દુષ્ટ કામોનો સંતોષ થતો નથી. કદાપિ કોઇ માણસ કહેશે કે દુષ્ટ લોકોને સંતોષ નથી થતો, આ વાત ખરી ન મનાય, કારણ કે તેઓ ઘણા સુખી અને આનંદી માલમ પડે છે. તેમજ પૈસેટકે અને કુટુંબવૃદ્ધિમાં પણ સુખી જણાય છે. તો એવું ધારનારે પાકો વિચાર

કરી જોવો, તો સાફ માલુમ પડશે કે દેહનાં સુખો એકજ રીતે પ્રાપ્ત થતાં નથી, તેમજ તેને ટકવાની મુદ્દત પણ સરખી હોતી નથી, વળી તેનું રહસ્ય અને સુખ તથા તેજ પણ એકજ પ્રકારનાં હોતાં નથી, પણ તેના અનેક પ્રકાર હોય છે. એક મહેનત કરીને પૈસા મેળવનાર મજુરને જે રોટલો મળે છે, ને રહેવાને ઘર મળે છે, તેના કરતાં એક ખુનીને સારો રોટલો ને હજારો રૂપિયા ખરચી બાંધેલું મકાન રહેવાને મળે છે. પણ તે બેમાં કેટલો બધો ફેર છે? મજુર પોતાના ખરા પરસેવાથી મેળવેલી રોટલી પોતાનાં બાળબચ્ચાં સાથે બેસીને આનંદથી ખાય છે, અને રાત્રે પોતાની છાજેલી ઝુપડીમાં બેફીકર શાંતિથી ઉંઘે છે. એ સુખ અને એ ઊંઘ કેદીને હોય ખરી? તે દુઃખના નિશ્વાસ નાંખતો રોટલાનું બટકું મ્હોમાં મુકે છે, તો ગળે ઉતારવું તેને મુશ્કેલ લાગે છે! તે મજબૂત ધાબાવાળા મકાનમાં છે, ને કોઇ ઠેકાણેથી પવનનો સંચાર થતો નથી; છતાં તેને ટાઢના ઉકરાંટા ચઢી આવે છે! કેમકે તેને ધાસ્તી છે, કે મને મ્હોતની સજા થવાની છે. માટે દુષ્ટોનું જે સુખ દેખાય છે તે એવુંજ સમજવું.

વળી પરમેશ્વર અપાર દયાળુ છે, તે ભલા ને ભુંડા ઉપર પોતાનો એકજ સુર્ય ઉગાવે છે, તેમજ ભલા ને ભુંડાના ખેતર ઉપર સરખો વરસાદ વરસાવે છે, એમ તે પોતાનો પ્રેમ અને ધિરજ ભલા અને ભુંડા બંને પ્રત્યે સરખાં રાખે છે, પણ દુષ્ટો તેના પ્રેમને આધિન થઇ તેનો ઉપકાર ન માનતાં, ને તેના આશીર્વાદો ઉતરવાને જગ્યા ન આપતાં, પોતાના કર્મના અભિમાનમાં આખરે પાયમાલ થાય છે. કેટલાંક ખેડીને તૈયાર કરેલાં સુંદર ખેતરોમાં પણ ઉન્હાળામાં બોરડીના લીલા કણઝર જેવા ગરજા આપણે જોતાં નથી શું? તો તેટલા માટે તે બોરડી મ્હોલની બરાબર ખેડુતને પ્રિય છે, એમ કોઇ માનશે? ના, ના. એક વખત એવો આવે છે, કે જેમાં ખેડુત પોતાના હાથમાં પાનું કઢાવેલ તીક્ષ્ણ ધારવાળી કોદાળી લઇને આવે છે, ને તેનાં મુળ સુદ્ધાં ખોદીને દેવતાથી સળગાવી મુકે છે! તો મ્હારાં પ્રિય વાંચકો, દેખાવનાં સુખ તે ખરાં સુખ નથી, એ ઘણા દાખલાથી પૂરવાર થાય છે. ઘણી વેળા માણસ ઉપરથી ગાઢો સ્નેહ દર્શાવે છે, પણ માંહે ફાડી ખાનાર વરૂ જેવાં ઘાતકી હોય છે. ઘણાં માણસો લોકોને દેખાડવા માટેજ કેટલેક પ્રસંગે રડી કકળીને કળાહોળ કરી મુકે છે,

અને સામાં બીજાના મનમાં ગમગીની ઉપજાવે છે, પણ પોતાના મનમાં કંઇ પણ લાગણી હોવાને બદલે, ઉલટાં બનેલી બીના ઉપર ખુશી હોય છે. કેટલાંક શોક છુપાવવા માટે હસતો ચ્હેરો રાખે છે, પણ તેઓનું હૃદય સદા સળગતુંજ રહે છે. તેઓને કોઇ વાતે આનંદ મળતોજ નથી. છતાં તેની અંદરખાનેની વાત કોઇ ભાગ્યેજ જાણી શકે. માટે માણસનો ઉપરનો દેખાવ જૂદો અને માંહેનો જૂદો હોય છે એમ દેખાય છે. અને વળી જે સારૂં છે તે કરવાથી કે જોવાથી કે સાંભળવાથી સૌને થોડો કે વધારે પણ આનંદ તો થાયજ; ત્યારે જે ખોટું છે તે કરવાથી કે સાંભળવાથી કે જોવાથી ખેદ કેમ ન થાય? હા સ્વાભાવિક રીતે થાયજ. પરમેશ્વરે જે સારૂં છે તે પારખવાની બુદ્ધિ મનુષ્યને આપી ન હોત, તો મનુષ્યને સુખ દુઃખ લાગત નહિ. તો જ્યારે સુખ દુઃખ લાગે છે, ત્યારે તે પાપ પુણ્ય પણ પારખે છે; ને પાપને પિછાન્યા છતાં ઈશ્વર સામી પીઠ કરી, તેમાં લુબ્ધ થાય છે, તેટલા માટે પરમેશ્વરની દૃષ્ટિમાં માણસ પાપી ઠરે છે; ને પરમેશ્વર ઇન્સાફી ઠરે છે. તો બુદ્ધિની જે અમૂલ્ય બક્ષીસ ઈશ્વરે આપણને આપી છે, તેથી સુખ દુઃખ લાગે છે, અને પાપ પુણ્ય પરખાય છે, એવી જ્યારે ખાતર જમા છે, ત્યારે જે સારૂં ને અનંત સુખદાયક, ને ઈશ્વરને ગમતું, તે કામ શોધવું અને કરવું એ મનુષ્ય માત્રની ફરજ છે.

હવે સત્યનો માર્ગ કયો? ભક્તિ કોનું નામ? તે વિષે થોડો વિચાર કરીએ. આપણા હિંદુસ્તાનમાં પ્રસ્તુત કાળમાં અનેક પક્ષ થઇ ગએલા જોવામાં આવે છે. એટલે કેટલાએક તો અમૂક દેવ દેવીની ભક્તિમાં ચુસ્ત રહી પોતાથી ઉતરતી સઘળી જ્ઞાતિવાળાઓને નીચ ગણવામાં ધાર્મિકપણું માને છે. ને બીજા કેટલાએક સુધારાનો ડોળ ઘાલનારા, અંદરખાનેથી જ્ઞાતિ બંધન, કે ધર્મ કે ભક્તિ બધાને છુંદી નાંખી, મનસ્વિપણે હરકોઇના ઘરનું કે હરકોઇ ચીજ ખાવી અને મદ્યપાન કરવું, તથા કુછંદે વર્તવું એનેજ પોતાનો દૈહિક અને આત્મિક બધો ધર્મ સમજે છે. ને તેઓનાં મૂઢ થઇ ગયેલાં અંતઃકરણમાંથી આ ઉચ્ચાર નિકળે છે કે,—

**ક્યાં ઈશ્વર છે? ક્યાં દેખે છે? અંતજ કોણે દીઠો?**
**મરણ પછી પાછું કોણ આવ્યું? સ્વર્ગે પૈગામ ન દીઠો!**

બહુ જન મનમાં બબડે એવું, કેક બકે છે મુખે;
આખર થાવું હો, તે થાએ! હમણાં મ્હાલો સુખે!!

કેટલાંક આચાર વિચારનેજ ધર્મ માની બેઠાં છે. તેમાં "વિચાર" તો આચારની સાથે જોડાયલો શબ્દ માત્ર છે; જો આચાર સાથે ખરેખરો વિચાર હોય, તો તો સતભક્તિ થઇ શકે. કેટલાંક ઘરબાર છોડી માગતાં ભિખતાં યાત્રાનાં ઠેકાણાંઓમાં રખડી રઝળીનેજ જીંદગી પૂરી કરવામાં ધર્મ સમજે છે; કેટલાંએક કાશી વગેરે યાત્રા સ્થળે જઇ રહેવું અને ત્યાંજ જીંદગી પૂરી કરવી તેને ધર્મ માને છે. તો કેટલાંક કોઇ પહાડ પર્વતની ગુફામાં બેસી રહેવામાં, તો કેટલાંક વસ્ત્રનો ત્યાગ કરવામાં, તો કેટલાંક અન્નનો ત્યાગ કરી ફળાહાર કે દૂધાહારમાં, તો કોઇ ભજનકિર્તન સાંભળવામાં, તો કોઇ બ્રાહ્મણોને દાન દેવામાં. તો કોઇ મ્હોટું માન મળે તેવે સ્થળે ધર્માદા કરવામાં, તો કોઇ દાઢી વધારવામાં, તો કોઇ ચોટલો કે ચોટલી વધારવામાં, તો કોઇ માતાનાં બાનાં[1] પહેરવામાં, તો કોઇ રામ રામ બોલવામાં, તો કોઇ રાધા કૃષ્ણ, કૃષ્ણ રાધા જપવામાં, તો કોઇ મુખથી શિવ, શિવ, હર, હર, સંભુ બોલ્યા કરવામાં, તો કોઇ સ્વામી નારાયણની સેવામાં, તો કોઇ કબીર સાહેબને સાહેબ તુંહી પોકારે છે. વળી કોઇ લસણ ડુંગળી ખાવાની, તો કોઇ લીલોત્રી ખાવાની બાધા લે છે. હવે આ ચોપડી ન્હાની છે ને ધર્મના ફાંટા, ને પોતાના આત્માના ઉદ્ધાર માટે માની લીધેલા માર્ગ અને રીત રીવાજ, એટલા બધા આપણા એક ન્હાનકડા દેશમાં છે, કે જેનું વર્ણન અતિ લાંબુ થઇ જાય: વળી આપણે એટલા વર્ણનની સાથે કામ પણ નથી, આપણે સત્યની સાથે કામ છે; તો તેનોજ વિચાર કરીએ.

હવે ઉપર બતાવ્યા પ્રમાણે અનેક રીતે માણસ ભક્તિ કરે છે, એ સૌ કોઇ જાણે છે. પુણ કોઇ જાણતું કે કહેતું નથી, કે મ્હારાં પાપ તદન માફ થઇ ગયાં, ને હવે મ્હારે માટે સ્વર્ગનાં દ્વાર ઉઘડી ગયાં, અને પરમેશ્વરે મ્હારાં પાપ ભુંસી નાંખ્યાં. હવે કોઇ કહેશે કે શું આપણે એટલાં બધાં શુદ્ધ છીએ, કે પરમેશ્વર આપણને દર્શન દે અને કહી જાય કે તારાં પાપ તને માફ થયાં? એ તો કોઇ તપસ્વીઓને મળે ને કહે, પણ સૌ કોઇને

---

૧ માતાના પુજારી હાથમાં રૂપાનાં કડાં પહેરે છે.

માલમ છે, ને અનુભવ છે, કે આપણે રાત્રે અંધારામાં હોઇએ, કે આંખો બંધ કરીને બેઠાં હોઇએ, ને કોઇ બારી ઉઘડી જાય, તો શું આપણને પવન લાગવાથી ન જાણીએ કે બારી ઉઘડી છે? બીજું આપણે અજાણ્યા અંધારા મકાનમાં પુરાઇ ગયાં હોઇએ, ને તે ઘરમાં ઘણાં બારણાં હોય, તે બધાંને આપણે ધક્કા મારીએ, તેમાંથી જે બારણું ઉઘડે, તે આપણને ખબર ન પડે? અને બારણું ઉઘડતાં બ્હારનો પડેલો પ્રકાશ શું આપણે ન દેખીયે? અને દેખીયે ત્યારે ઝટ બ્હાર નિકળી છુટાં ન થઇયે? આપણી આંખો બંધ હોય, અને મ્હોમાં કોઇ સાકર મુકે, તો ગળી ન લાગે? વીંછી કરડે તો તેનો ચટકો ન લાગે? પડખે દેવતા લાવે તેની શું ખબર ન પડે? તો ઈશ્વર આપણા ઉપર મ્હેરબાન થયો છે, અને આપણાં પાપ તેણે માફ કર્યાં છે, એમ આપણું અંતઃકરણ કેમ ન જાણે? ને જ્યારે જાણે ત્યારે શાંતિ કેમ ન વળે? એવી જેને શાંતિ થઇ છે તેને ધન્ય છે. તેણે ઈશ્વરનો ઉપકાર માનવો ને તેની સન્નિધ રહી તેની ઇચ્છાનુસાર વર્તવું. પણ જ્યાં સુધી એવી શાંતિ મળી નથી, ત્યાં લગી જાણવું કે મ્હારી ભક્તિમાં કંઇક ફેર છે, ને શું ફેર છે, તે સમજવા માટે સર્વસમર્થ પરમેશ્વર પાસે પ્રાર્થનાદ્વારા માગ્યા કરવું. શુદ્ધ હૃદયની પ્રાર્થના તે ઇશ્વરી મેળાપનો દરવાજો છે, ને જે તે ઇન્તેજોરીથી ને પ્રેમથી ઠોકે છે, તેને માટે ઉઘડેછેજ. ને તેજ સર્વનાં અંતઃકરણ ખોલવા ને તેમાં સુપ્રેરણા કરવાને સમર્થ છે. કેમકે અતઃકરણનો કર્તા ને માલિક તે છે. ને ખંતથી શોધનારાને તે મળે છે. ને અફૂર મળે છે. અન્યાયી ન્યાયાધિશ પણ માગ માગ કર્યાથી ઇન્સાફ આપે છે! તો ઈશ્વર તો ઇન્સાફી અને દયાળુ છે, ને તે ગરીબ નથી જોતો, શ્રીમંત નથી જોતો, તપસ્વી નથી જોતો, પણ શુદ્ધ પ્રેમ અને શુદ્ધ કર્મ જુએ છે, બાહ્ય દેખાવનો તપસ્વી તે તપસ્વી નથી, ને દેખાવનો સાધુ તે સાધુ નથી. પણ જેને ઈશ્વર ઉપર શુદ્ધ પ્રીતિ અને પૂરો વિશ્વાસ છે તેનો તે અંગીકાર કરે છે. ને અંગીકારેલું જન ઢંકાતું નથી.

હવે જો કે હિંદુ ધર્મ એકજ કહેવાય છે તોપણ તેમાં અનેક ફાંટા ફુટી, એટલી તો જુદાઇ પડી ગઇ છે, કે એક એકના ઘરનું રાંધેલું ખાવામાં તો શું, પણ એક બીજાને અડકવાથી પણ અભડાય છે, ત્યારે એ ધર્મ એક શાનો કહેવાય? કે જેમાં કશી જાતની ઐક્યતા રહેલી નથી. ને

એકમેક સાથે ખાઇ શકે, ન એક દેવને માને, ન એક વ્યવહાર રાખે ત્યારે ઐક્યતા શાની? હિંદુસ્તાનમાં મુખ્ય ભાગે કરીને બે ફાંટા છે. હિંદુ અને મુસલમાન, અને પરદેશથી આવીને વસેલ અને ત્યાર પછી પ્રસાર થએલ પારસી અને ખ્રીસ્તી, કુલ ચાર ફાંટા છે. તે ઉપરાંત છુટા છવાયા થોડા યાહુદી છે; તેમાં એકલા હિંદુ ધર્મમાં જેટલી જૂદાઇ છે. તેટલી મુસલમાન, પારસી યાહુદી અને ખ્રીસ્તીમાં જેવામાં આવતી નથી. તે જાતોમાં એટલી જુદાઇ જોવામાં આવે છે, કે કેટલાકની સાથે દીકરી વ્યવહાર રાખતા નથી; પણ ખાવા પીવામાં કશો બાધ રાખતા નથી. પણ હિંદુઓ તો એકજ ધર્મના ભાઇ ગણાયા છતાં એક એકથી અભડાય છે. એક એકના ઘરનું ખાવું પણ નહિ, દીકરી વ્યવહાર પણ નહિ, ને કેટલાકને તો અડકવું પણ નહિ. આ કેટલી જૂદાઇ કહેવાય? મુસલમાનને હરકોઇ વર્ગનો મુસલમાન મળે, તો બિસ્મિલ્લાહ કહીને જમવાને ભેગો બેસાડે, તેમજ પારસી તથા ખ્રીસ્તીને છે. પારસીઓ એક જરતોસ્તને માને છે, મુસલમાનો એક મહમદને, અને ખ્રીસ્તીઓ એકજ ઇસુ ખ્રીસ્ત તારનારને માને છે. હવે ખ્રીસ્તીઓ તથા મુસલમાનો અને યાહુદીઓ માને છે કે, એક માબાપથી (આદમ ને હવાથી) પૃથ્વીનાં સઘળાં માણસો ઉત્પન્ન થયાં, ને હિંદુઓમાં ભિન્ન ભિન્ન મતો છે, તો પણ સર્વાનુમતે યુગોની વર્ણવેલી હાલતમાં સામટે મેળે પહેલાં એકજ જ્ઞાતિ હતી. એટલે એકંદર આખી પૃથ્વીમાં એમજ માનવામાં આવે છે કે, વરણાવરણી બિલકુલ હતીજ નહિ; ત્યારે સર્વને કબૂલ કરવું જોઇએ કે આખી પૃથ્વીનાં માણસો એક કુટુંબી છીએ.

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોરા કોઇ છે, ધનહીણા ધનવાન;
કહો ન હલકો કોઇને, સઘળાં એક સમાન.

ક૦ દ૦ ડા૦

તો જ્યારે એક પ્રજા છીએ, ત્યારે શા માટે વરણાવરણી હોવી જોઇએ, માત પિતા એક, સૃજાવનાર એક (પરમેશ્વર), ત્યારે નોખા નોખા ફાંટા પાડી, એક બીજાને ઉંચ ને નીચ શા માટે સમજવાં જોઇએ?

અને જૂદા જૂદા દેવો બનાવી કે માની શા માટે ભજવા જોઇએ? અને એક સૃજનારને ભૂલી જઇ સૃજેલી (સૃષ્ટ) વસ્તુને શા માટે દેવ કરી માનવી જોઇએ? અને તેમ કર્યાથી આપણે પરમેશ્વરનાં કેટલાં ગુન્હેગાર થઇએ છીએ? ટુંકો વિચાર કરી જુઓ, કે એક બાપના પાંચ દીકરા હોય, તેમાં એક એકથી જૂદા રહી એક બીજાથી ઉંચ થવા ચાહે, ને બીજાને હલકો ગણે, કે બાપને ભૂલી જઇ તેની સેવા કરવાને બદલે, કોઇ તેની બનાવેલી વસ્તુને બાપ કરી માને, ને તેનું માન, મહિમા, તથા હકો તે વસ્તુને આપે, તો બાપને તે છોકરો કેવા પ્રિય લાગશે? તે છોકરા ઉપર બાપની પ્રીતિ વધશે કે ઉલટો ક્રોધ વધશે? તે સજા દેશે કે ઇનામ આપશે? પ્રિય વાંચકો પક્ષપાત છોડી દો, સત્ય ઉપર આવો, વિચાર કરો, કે તે છોકરાઓનો પિતા તેમને શું કરશે? બેશક તે એવા કપૂત છોકરાઓને સખત શિક્ષા કરશે. જે બાપે તેમને ન્હાનપણમાં ખવરાવ્યું પીવરાવ્યું, તેમની માવજત કરી, તેમને ભણાવ્યા, તેમને સુખી થવાના રસ્તામાં નડતી સઘળી અડચણો ધિરજથી સહન કરી; અને જ્યારે કમાવા જેવડા થયા, ત્યારે બાપને ભૂલી જઇ બીજાની સેવા ચાકરી કરવા લાગ્યા! ને બીજાને બાપ કરી માનવા લાગ્યા! ત્યારે એવા કપૂતો ઉપર બાપ દયા કેમ રાખે? અને દયા ન રાખે તેથી શું બાપ નિર્દય ગણાય કે છોકરાં કપૂત ગણાય?

ત્યારે મ્હારી બ્હેનો! જે બાપોનો બાપ, પ્રભુઓનો પ્રભુ, રાજાઓનો રાજા, ને ધણીઓનો ધણી! જેણે આપણે માટે આપણા દૈહિક બાપ કરતાં હજારો ને હજારઘણા ઉપકારો કર્યા છે, ને કરતો આવ્યો છે, અને કરે છે. જેણે આપણા જન્મ અગાઉ માના થાનમાં દૂધ મુક્યું, જેણે આપણાં માબાપોના હૃદયમાં પ્રીતિનો અંકુર મુક્યો, જેણે જોવાને આંખો, ચાવવાને દાંત, ચાખવાને જીભ, સાંભળવ ને કાનો, કામ કરવાને હાથો, ને ચાલવાને પગો આપ્યા; વળી તેણે આપણાં માબાપોને સંભાળ્યાં, જે દિવસે આપણી સંભાળ લે છે, ને રાત્રિએ આપણી ચોકી કરે છે, જે શત્રુથી બચાવે છે, ને દુષ્ટોનાં બંધન કાપે છે. તેને કેમ ભૂલીએ? "આહા!! દેવની સંપત્તિનું તથા બુદ્ધિનું તથા જ્ઞાનનું ઉંડાપણું, તેના ઠરાવો કેવા અશોધ્ય, ને તેના માર્ગો કેવા અગમ્ય છે; કેમકે પ્રભુનું મન કોણે જાણ્યું છે? ને તેને બોધ આપનાર કોણ થયો છે? અથવા કોણે તેને પહેલાં

કંઇ આપ્યું ને તે તેને પાછું વાળશે? કેમકે તેનાથી તથા તે વડે તથા તેને અર્થે બધું થાય છે. તેનો સર્વકાળ સુધી મહિમા થાઓ. તથાસ્તુ.” એવો જે સર્વકાળ માન ને મહિમા યોગ્ય સૃષ્ટિનો કર્ત્તા, આકાશ જેનું રાજ્યાસન અને પૃથ્વી જેનું પાયાસન. જે છે, હતો, ને હોશે, જેના રાજ્યનો કદી અંત આવશે નહિ. જેનામાં કદી બદલાવાપણું છે નહિ. જે આપણી પૃથ્વીને નિયમમાં ફેરવે છે, અને અસંખ્ય ગ્રહોને ગતીમાં મુકે છે. જેણે સમુદ્રને તેની હદ ઠરાવી આપી છે. તરણાથી મહા મ્હોટા પર્વતો લગી જેનો મહિમા પ્રગટ દેખાડે છે. પક્ષીઓ ખાઇ પીને કીલોલ કરતાં તેનો મહિમા બતાવે છે. ને ઝાડપાનમાં તેનો મહિમા જણાય છે. કીડીથી કુંજર સુધીનું સરખી રીતે જે પાળણ પોષણ અને રક્ષણ કરે છે. એવા મહાન જગન્નિયન્તા પરમ કૃપાળુ પરમેશ્વરને આપણે ભૂલી જઇએ! અથવા ભુલી ન જઇયે, અને તેના ખુલ્લા દરવાજા સામી આંખ મીચી, અને તેના પ્રેમાળ સાદ તરફ લક્ષ ન આપી, તેની સાથે મેળાપ કરાવવા માટે અહીં તહીં ફાંફાં મારી, કોઇ આપણા જેવાજ પાપી ગુરૂ ધારીએ, અથવા કોઇ ધાતુ કે પત્થરની મન માન્યા સ્વરૂપની આકૃતિ બનાવી તેને ભજીએ, કે ઈશ્વરે આપણા સુખાર્થે સૃજેલાં સૂર્ય, ચંદ્ર, પહાડ, પર્વત, અગ્નિ, પાણી, ઝાડપાન કે જાનવર ઇત્યાદીને ભજીએ, તો તેથી તે રાજી થાય કે કોપાયમાન થાય? તેનો પુખ્ત વિચાર કરવો જોઇએ. વળી જેને આપણે દેવ માની ભજીએ છીએ, તેમાં કેટલી સત્તા છે, અને તેનું મહત્વ કેટલું છે; તે જોવું જોઇએ. દૈહિક મહત્વ, એટલે ઘરેણાં, પૈસો, હાથી, ઘોડા, પાલખી, તંદુરસ્તી કે ખુબસુરતી, તેજ કે જોર કે વિશાળતા, કે ઉંચાણ, કે ઉંડાણ, એ કંઇ આત્મિક મહત્વ નથી, કે સ્વર્ગમાં પહોંચાડનાર સાધન નથી. તે તો બધું નાશવંત છે. અને મનુષ્યના દૈહિક સુખો માટે સૃજાયલું છે. અને જે નાશવંત છે, તેની સરખામણી અનંતની સાથે થઇ શકેજ નહિ. કેમકે નાશવંત સંપત ઉપર મન લગાડતાં મોહ, મદ ઇત્યાદી દુર્ગુણો પેસે છે; ને અનંત ઉપર મન લગાડતાં પ્રેમ, દયા, પરોપકાર, સહનતા, સ્વદમન, ધિરજ, વિશ્વાસ અને શાંતિ વગેરે ઉત્તમ ગુણો પ્રગટે છે. તો વિચાર કરતાં સાફ જણાય છે કે, નાશવંત ઉપરની આસ્થા અનંત તરફ દોરી જાય નહિ ને પાપથી તારે નહિ. વિચારી જુઓ, કે દેખાવમાં

લાકડું હળવું અને પત્થર ને શીસુ તોલદાર ચીજ છે. તેમજ સોનું તોલદાર સાથે કિંમતી પણ છે, પણ તે સૌ સૌને ઠેકાણે ઉપયોગી છે. તેમાંની કોઇ ધાતુની હોડીમાં બેસવાથી તરાતું નથી; સમુદ્રમાર્ગે દેશાટણ કરવાના ઉપયોગનું તો માત્ર લાકડુંજ છે. તેમાં તરીને આપણે સલામત સ્થળે પ્હોંચી શકીએ છીએ. તો આ ભવસાગર તરવાને માટે ગુરૂરૂપી નાવ તો જોઇએ. પછી ભલે તે ગરીબ હોય, વિરૂપ હોય, હલકી બુદ્ધિવાળાંની નજરમાં હલકો હોય, પણ પાપમાં ડુબતાંને તારે તેવો હોવો જોઇએ. જેનામાં ઇશ્વરી ગુણ હોય ને દૈહિકપણું જેનામાં તદન નજ દેખાતું હોય, જે પોતાનું નહિ પણ, બીજાનું હિત ચાહતો હોય, ગરીબી તવંગરી ઉપર નહિ પણ શુદ્ધતા ઉપર જેની દ્દષ્ટિ ઠરતી હોય, અશુદ્ધને શુદ્ધ કરવાની જેનામાં શક્તિ હોય, તેને સદ્દગુરૂ જાણવો; બાકી પાપી કે નિર્જીવ ગુરૂ તો પાપીઓને કેમ કરીને તારી શકે? આંધળો આંધળાને દોરે તો બન્ને ખાડામાં પડે.

હવે આ સંબંધમાં ઘણા લોકો એમ બોલે છે કે, "ગુરૂના બોધ સામું જોવાનું છે; તેનાં કામ સામું જોવાનું નથી." હવે આ વાત જો એમ બોલાતી હોય, કે "ગુરૂના કામ સામું ને તેની પવિત્રાઇ સામું જોવાનું છે. તેની રિધિ સમૃદ્ધિ ને ચાતુર્ય સામું જોવાનું નથી," તો તો વ્યાજબી ગણાય. કેમકે પરમેશ્વર પુરો પવિત્ર છે ને તેનો પ્રકાશ તેનામાં છે; તો તે આપણુને પરમેશ્વર સાથે પોતાના પ્રકાશ વડે મેળવી દેશે ખરો. એવી ખાતરજમા આપણુને થાય. જેમ એક ફાનસ ઉપરથી તેનો ઓપ ઉતરી ગએલો હોય, ને તેને કાટ ચઢી ગએલો હોય, પણ તેના કાચ ચોક્ખા હોય ને તેમાંનો દીવો પ્રકાશિત હોય, તો અંધારી રાતમાં તે ફાનસ આપણું ખરેખરૂં માર્ગદર્શક થાય એમાં શક નહિ. પણ હીરા મોતીથી જડીત સોનાના ફાનસમાં દીવોજ ન હોય તો તે હાથમાં લઇને ચાલનારને તે શા ઉપયોગમાં આવે? શું તે તેને ખાડાખડીઆ ને કાંટા તથા ઝેરી જાનવરથી બચાવે? ને તે ઠોકર ખાધા વગર રહે ખરૂં? હા તે જરૂર ઠોકર ખાય ને પડી જાય. ને તે સાથે તેજ ખાડામાં તે ફાનસ, કે જેના ઉપર તે પકડનારનો માર્ગદર્શક તરીકે ભરોસો હતો તે પણ પડે! હવે કોઇના મનમાં એવો સવાલ ઉઠે કે, જેનામાં ઈશ્વરી અંસ છે, ને તે સર્વાંગે આપણા જેવો માણસ છે, છતાં તેજ સત્‌ગુરૂ હશે કે છે, એ આપણી ખાતરી શી રીતે થાય? તો તેનો

જવાબ ટુંકોજ છે, કે ઝાડ પોતાના ફળથી ઓળખાય છે. તેમ ગુરૂનાં કૃત્ય કહી આપે છે કે આ ગુરૂ છે. એક સંત તે વિષે લખે છે કે,

ગુરૂ કૌન પુરા? જીનકે મનમેં પ્રેમ ભરા. ટેક.
સચ્ચા સતગુરૂ જાકો કહીએ, હોય જગતસેં ન્યારા
કલંક કપટ જામેં મીલે નહિ, શુદ્ધ બુદ્ધ મેં હોય પુરા. ગુરૂ.

શુદ્ધ અને નિસ્વાર્થી ઉભરાતો પ્રેમ એ સદ્દગુરૂનું પાકું એંધાણ છે. વળી જેને ઇશ્વરી પ્રેમની અગાધ અને અખૂટ સંપત મળી છે, તેને ઓળખવો કંઇ મુશ્કેલ નથી. આપણા નામદાર વૉઇસરોય સાહેબ બહાદુર, નામદાર ગવર્નમેંટ સરકારના પ્રતિનિધી છે; એ જ્યારે છુપું રહેતું નથી; ત્યારે સર્વ સમર્થ પરમેશ્વરનો પ્રતિનિધી કેમ છુપો રહે? તેની પવિત્રાઇનો પ્રકાશ અને તેનું મ્હોટું મન, તેને વગર કહ્યે જાહેર કરે. સંસારી કોઇ વાનાંનો તેને લોભ હોય નહિ. તેનું તો એકજ ચિત્ત હોય, કે મ્હારૂં શું કર્ત્તવ્ય છે? જેમ લડાઇનો મુખ્ય અધિકારી પોતાના સૈન્યને બચાવી, જીતાડી, ચાંદ અપાવવાની અને પોતાના રાજાનો જય જોવાનીજ કાળજી અને પેરવીમાં રહે છે, ને તે શિવાય બીજા કોઇ કામમાં કે મોજશોખમાં ગુંથાતો નથી, તેમ સદ્દગુરૂ પોતાના ચેલાઓને પાપ ઉપર જીત મેળવાવી, મહાન રાજા જગતકર્તા પાસે ઉદ્ધારના અમૂલ્ય ચાંદ અપાવવાનીજ પેરવીમાં રહે છે. ને જે જે તેના સૈન્યમાં દાખલ થવા જાય તે બધાંને દિલાસો અને ધીરજ આપે છે, ને તેઓનાં નામ પોતાના દફતરમાં નોંધી લઇ લાગલી તેમને સર્વ પ્રકારની ભુંડાઇ સાથે લડવાની કવાયત શિખવવા માંડે છે. ને તેને પોતાના રાજાના નામનો પટ્ટો તથા હથીયાર બંધાવે છે. એ પટ્ટાના લેખ "પાપની માફી પામેલા" "ઇશ્વરભક્ત" "સદ્દભક્ત" વગેરે હોય છે. તે ભણેલ અને અભણ, દુષ્ટ અને સજ્જન બધાં વાંચી શકે છે! કેમકે તે સાહીના નહિ પણ કૃત્યના અક્ષર હોવ છે. ને જે હથીયાર તે બંધાવે છે, તેથી કરીને સર્વ પ્રકારના અન્યાય અને પાપનો પરાજય કરી શકાય છે. તે હથીયાર તે ઉપર બતાવેલાં પ્રમ, આનંદ, શાંતિ, સહનતા, માયાળુપણું, ભલાઇ, વિશ્વાસ, નમ્રતા, સ્વદમન ઇત્યાદિ છે; કે જે ભાંગી જાય નહિ, કટાઇ જાય નહિ, ખોવાઇ જાય નહિ; ને કેટલીક વખત તે પરાજીત થએલાં જણાયા છતાં આખરે જેની જીતનો વાવટો ઉડયા

વગર રહે નહિ તેવાં છે. વળી એવાં સાહિત્ય આપનાર ગુરૂ પાસે ઇશ્વરી અખુટ ખજાનો ભરપુર છે. માટે તેને દૈહિક લોભ કે લાલસા હોયજ નહિ. કેમકે તે તો ક્ષણિક છે. માટે ગુરૂ કરવો તો જોઇ વિચારીને કરવો; ને જેમ સૂર્ય વાદળમાં છુપાતો નથી તેમ સદ્‌ગુરૂ પણ છુપાય નહિજ; પણ ખંતથી શોધ્યા વિના એક પાઇ પણ પ્રાપ્ત થતી નથી તો શોધ્યા વગર એવો ગુરૂ ક્યાંથી મળે? ઘરમાંથી અમુક ચીજ આપણે છોકરાં પાસે મંગાવીએ તો ઘરમાં આંટો દઇ તુરત પાછું આવીને કહેશે, કે મા મને તો નથી જડતી. ફરી બરાબર ઠામ ઠેકાણું બતાવીને પાછું મોકલીએ તો કેટલીક બીજી ચીજો આમથી તેમ ફેંદી નાંખી પાછું આવીને કહે કે, મેં તો બહુ શોધ્યું પણ નથી જડતું. પછી આપણે પોતે ઉઠીને જોઇએ તો તે ચીજ સામીજ કે હાથ વગી પડેલી દેખાય, તો તેજ જણસ તેજ ઠેકાણે પડેલી બચ્ચાના જોવામાં ન આવી તેનું કારણ શું? કારણ એજ, કે માત્ર માની બિહકથી તેને શોધવા જવું પડયું, પણ તે ચીજના ઉપયોગીપણાની કે જરૂરીયાતની તેને કદર નથી હોતી. તેથી તે અંતઃકરણની જીજ્ઞાસાથી ને ખંતથી તે મેળવવાને મહેનત કરતું નથી. તે માનું બતાવેલું કામ બિહકને લીધે કરવા જાય છે ખરૂં, પણ તેનું દીલ તો ઢીંગલાં પોતીયાંમાં કે ગેડી દડામાં ભમતું હોય છે. તો જેઓને સદ્‌ભક્તિનો મર્મ હાથ નથી લાગતો તેઓની શોધ ખોળ ઉપર લખ્યા બચ્ચાના દાખલા જેવી બેદરકારીની સમજવી.

હવે મૂર્ત્તિપૂજા વિષે થોડો વિચાર કરીએ, કે જે જુનામાં જુના હિંદુશાસ્ત્ર વેદથી, અને યાહુદીઓના નિયમશાસ્ત્રથી, તેમજ ખ્રીસ્તીઓના બાયબલથી, તેમજ મુસલમાનોના કુરાનથી તદન વિરૂદ્ધજ છે. એમ છતાં શરૂઆતથી તેમજ સાંપ્રત કાળમાં પણ, માત્ર આપણાજ દેશમાં એકલામાં મૂર્ત્તિ પૂજાય છે એમ નથી. પણ ઘણા દેશોમાં ઘણા માણસો અનેક પ્રકારના આકાર બનાવીને તથા અનેક વસ્તુને પૂજ્ય માનીને ભજે છે. આ સંબંધી ચર્ચા કરતાં માણસો એમ બોલે છે કે, મૂર્ત્તિને અમે કંઇ પરમેશ્વર લેખીને પૂજતાં નથી પણ કંઇ સાધન વગર એકાગ્ર ચિત્તે ભક્તિમાં બેસાય નહિ, તે માટે માત્ર એ નિમિત્તે અમે પરમેશ્વરને ભજીએ છીએ. તો તે ઉપરથી આ સવાલ ઉભો થાય છે, કે જે નિરંજન ને નિરાકાર, તેને આપવાનું કોઇ પણ રૂપ આપણાથી કેમ કલ્પાય? ને કલ્પીએ તો તે તેને પસંદ કેમ પડે?

બીજું, કે જે સર્વનાં અંતઃકરણ પારખનાર, જેના શબ્દે કરીને સૃષ્ટિ નિર્માણ (ઉત્પન્ન) થઇ છે, ને જ્યારે ચાહે ત્યારે તેનો સંહાર કરવાને સમર્થ છે, એવા મહા પરાક્રમી પરમેશ્વરનું ધ્યાન નિર્જીવ પદાર્થ સામે બેસીને શી રીતે ધરી શકાય? વળી જે સર્વવ્યાપક છે, તેને જડ પદાર્થ કેમ મનાય? આખી સૃષ્ટિનું પાળણપોષણ ને રક્ષણ કરનારને આપણાથી કેમ કરીને જમાડાય? ને હાથ મ્હોં કેમ કરીને ધોવરાવાય? આખી સૃષ્ટીને બળ આપનારને આપણાથી કેમ ઉઠાડાય, બેસાડાય, પોઢાડાય ને જગાડાય? જે મેઘવૃષ્ટિએ કરીને આખા જગતને ન્હાવાનું ધોવાનું ને પીવાનું પાણી પુરૂં પાડે છે, ને જીવાડે છે; જે ઉંચામાં ઉંચે ઉડનાર પક્ષીઓને, અને ઉંડામાં ઉંડાં ઉતરનાર ઝાડનાં મુળીયાંને પાણી પાય છે! તેને કેમ આપણાથી નવરાવાય ને પીવરાવાય? જેણે આપણને અજવાળું આપવાને માટે સૂર્ય, ચંદ્ર ને લાખો તારાઓ બનાવ્યા છે, તેની આગળ આપણો ન્હાનો દીવો શી વિશાતમાં હોય? એ તો બરફને દેવતાની ઉપમા, અને દિવસને રાત્રિની ઉપમા, અને સિંહને ઉંદરની ઉપમા આપીએ, એથી પણ વિશેષ ઉલટું ગણાય!! કેમકે ઈશ્વર તો એકજ ને વળી અરૂપ છે, ને બીજાં તો બધાં તેનાં કામ છે, તો કોની સાથે તેની સરખામણી કરીએ? કે કઇ વસ્તુને જોઇને તેનો ખ્યાલ લાવી શકીએ? હા, એક સુતારનો ખ્યાલ તેની કારીગરીવાળું લાકડું, ને દરજીનો તેની સિલાઇ, કડીયાનો તેની કોતરણી, ને ઘડીયાળીનો ખ્યાલ તેનું ઘડીયાળ બતાવે ખરૂં. અને તેઓની કારીગરી જોયાથી તેઓને નજરે ન જોયા છતાં તેમની હુશીયારીનો આભાસ થઇ શકે ખરો. તેજ પ્રમાણે આખી સૃષ્ટિની રચના જોઇ તેના કર્તા પરમ કૃપાળુ પરમેશ્વરનો મહિમા આપણે જોઇ શકીએ, અને તેની મહાનતા આપણી દૃષ્ટિમર્યાદામાં આણી શકીએ ને ઉભરાતે પ્રેમે કહી શકીએ કે:—

સકળ શક્તિનો જે ભૂપ, ભજું તેજ ભાવે.
જે છે એક ને અનુપ, ભજું તેજ ભાવે.
જે છે અકળ ને અરૂપ, ભજું તેજ ભાવે.
જ્યાં મન વાણી હોય ચૂપ, ભજું તેજ ભાવે.
જેને નવલ કવે શુંજ, ભજું તેજ ભાવે.
તે તો તુંજ! તુંજ! તુંજ! ભજું તેજ ભાવે. ન. લ.

આ પ્રમાણે આપણે તેનું ભજન કરી શકીએ. ને તેનો મહાન ખ્યાલ લાવી શકીએ. પણ આપણે ઉપર ઘડીયાળીના ઘડીયાળનો દાખલો જોયો, તેમ ઘડીયાળની કારીગરીથી ઘડીયાળીને વખાણવાને બદલે, તેનું ઘડેલું ઘડીયાળ ભાંગી, તેમાંથી એકાદ કાચનો કકડો કે લોઢાનો કકડો કાઢી લઇ, તેને મનગમે તેવું રૂપ આપી તેને ઘડીઆળી તરીકે માન આપીએ, તો શું એ ડહાપણ ગણાય? અને તેથી ઘડીઆળીનાં મિત્ર થઇ શકીએ? કે તેની પાસેથી તે કકડાને આધારે કંઇ શિખી શકીએ? ના, ના. એ તો તે કારીગરની મશ્કરી કરી ગણાય, પણ તે કરતાં જો તે કારીગર પાસે જઇને તેની પાસે શિખીએ, તો આપણને લાભ થાય. તો ઇશ્વરની કૃતિને આપણા ધ્યાનમાં[1] આવે એવું રૂપ આપીને અને મનમાં આવે તેવું નામ આપીને ભજીએ, તો તેની સેવા થાય? કે તેનું અપમાન થાય? કેમકે મૂર્ત્તિને ફેરવતાં ફેરવતાં, તેને ખવરાવતાં પિવરાવતાં, મહા પ્રતાપી પરમેશ્વરની અગાધ શક્તિ ઢાંકી દઇ, તેને આપણા આશ્રિત જેવો લેખવામાં આવતો નથી શું? વળી એવી હાથની બનાવેલી નિર્જીવ કૃતિ પાસે હાથ જોડી ઉદ્ધાર માગવાથી મનની શાંતિ શી રીતે થાય? ને પરમેશ્વર એથી પ્રસન્ન કેમ થાય? એ વિષે ગોરખ નાથે પણ કહ્યું છે કે—

"પત્થર પુજ્યે જો હર મીલે, તો મેં તો પુજું સારા પહાડ,
એરે પત્થરસે તો ચક્કિ ભલી, કે પીસ ખાવે સંસાર."

તો અસલથી એ સાબીત થતું આવ્યું છે, કે મૂર્ત્તિ કંઇ નથી, ને એને ભજવાથી ઇશ્વર સાથે મેળાપ થતો નથી. એ રહસ્ય હાલ ઘણાંના જાણવામાં ને સમજવામાં આવ્યું છે, ને સમજણ પડી છે, કે ઈશ્વર સાથે મેળાપ કેવી રીતે થાય ને પાપનો મેલ કેમ કપાય. જેથી તેઓ ખરો ઉદ્ધાર માર્ગ પકડી નિવૃત્ત થયાં છે. અને જગત તેમને સદ્ભક્ત તરીકે ઓળખે છે. રોગમુક્ત થએલાની ચાલ, ચેહેરો અને હુલાસ જ્યારે અસ્તાં રહેતાં નથી, તો પાપમુક્ત થએલાં મનુષ્ય ઢાંકયાં કેમ રહે? વળી એક ઇશ્વરને ભજવા તરફ ઘણાંનાં અંતઃકરણ વળ્યાં છે; અને ભાંડુ-ભાવ વધવા લાગ્યો છે; આ ઘણી ખુશીની વાત છે. પણ એટલોજ

---

૧ કેમકે ઇશ્વરને કોઇએ જોયો નથી એટલે તેની આબેહુબ પ્રતિમા તો પડાયજ ક્યાંથી?

સુધારો બસ નથી. પૃથ્વીના આ છેડાથી તે પેલા છેડા સુધી એકજ ક્રમ ચાલવો જોઇએ; કેમકે તે તો ત્રીલોકનો નાથ છે, ને તેને ભજવાની ફરજ આખી પૃથ્વીનાં મનુષ્યોને માથે એક સરખીજ છે. પરમેશ્વર પ્રીતિ છે. ને જે તેને ભજે છે, તે પ્રીતિથી તથા સત્યતાથી ભજે, એવી તેની ઇચ્છા છે. ને એમાં સંપૂર્ણ સુખ શાંતિ અને શોભા છે. એમાં જપની પણ જરૂર નથી ને તપની પણ જરૂર નથી, કેમકે ઈશ્વરને તો યજ્ઞ કરતાં પણ પ્રીતિ વ્હાલી છે. માટે તેના ઉપર પુરા શુદ્ધ અંતઃકરણથી પ્રીતિ રાખીએ, ને આખી સૃષ્ટિનાં માણસો તેનાં બાળ બચ્ચાં છીએ, તે સૌ પ્રેમભાવે રહીએ, અને એક એકને મદદગાર થઇએ, સંપ સલાહથી ચાલીએ, ને હરેક પાપ ને દુરાચાર, કે જેથી ભાઇપણાનું બંધન તુટે છે, તેવાં કૃત્યથી દુર રહીએ એવું તે ચાહે છે. જેમ માબાપ પોતાનાં છોકરાંને પ્રેમમાં જોઇને રાજી થાય છે તેમ. તો મૂર્ત્તિપૂજાદ્વારે ઇશ્વરમાં મન પરોવાય છે, તથા માળા ફેરવી ઈશ્વરનું નામ લેવાથી પાપ ટળે છે, અને ઉદ્ધાર થાય છે; એવું માનનારે વિચારી જોવું કે, જે માણસ ઇશ્વરનો ભય રાખી પાપ કર્મને કંટાળે છે, તેના અંતઃકરણમાં તેનું નામ કેટલું વિશેષ રહે? શું તેના મનમાંથી તેનું વ્હાલું નામ ઘડી ભર પણ ખસે? અને જેનું અંતઃકરણ પાપી અને ભ્રષ્ટ છે, તેને પણ તે દયાળુ દૈહિક વાનાંથી તૃપ્ત કરે છે; તો જે રાત દિવસ તેનાથી બીહીને ચાલે છે, ને તેના ઉપર અંતઃકરણથી પ્રીતિ કરે છે, ને તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહે છે; તેને શાંતિ, દિલાસો અને ઉદ્ધાર કેમ ન આપે? બાકી કોઇ શેઠ, કે રાજા, કે બાપ એવો નહિજ મળે, કે તેની મૂર્ત્તિ ભજવાથી કે એક ખુણામાં બેસી હાથમાં માળા લઇ તેનું નામ જપવાથીજ તેને પગાર કે ઇનામ આપે! પણ નિમકહલાલ નોકર જે દેશ પરદેશમાં રહીને પણ પોતાના રાજાની શુદ્ધ અંતઃકરણથી સેવા બજાવે, તેને બેશક પગાર અને ઇનામ બન્ને મળે છે. અને એવો દીકરો બાપનો માનીતો થાય, ને એવો સેવક પુત્ર જેવો લેખાય, એમાં શક નહિ—તો આપણો રાજા ગણો કે દયાળુ બાપ ગણો, જે સર્વ સમર્થ ઇશ્વર, તેની સન્નિધ રહી તેની સેવા કરનારને કેટલો અધિક ચાહે, ને કેવો સારો બદલો આપે? તો મૂર્ત્તિપૂજાથી ઇશ્વરભક્તિ થાય છે એવું માની તે કરવામાં જે બેહદ કષ્ટ ઉઠાવાય છે, અને તન, મન અને ધન ખર્ચાય છે, તેના કરતાં ઈશ્વરને નિરંતર હાજર જાણી સર્વ

પ્રકારના કુવ્યવહાર તથા અન્યાયથી અલગ રહે, પોતાની જીભને દુર્ભાષણ બોલવાથી અને મનને કપટ કરવાથી અટકાવે પોતાના શત્રુનું ભલું ચાહે ને કરે, તેને શ્રાપ દેવાને બદલે આશીર્વાદ આપે, એવું પ્રેમી અંતઃકરણ તેને પ્યારૂં છે—અને એ સેવામાં ખરી શાંતિ ને પુરો દીલાસો મળે છે. ન્હાવા ધોવાથી પાપ દૂર થાય છે, એવું માનનાર ભલે દિવસમાં દશ વખત ન્હાઇ પોતાનું શરીર સ્વચ્છ રાખે એમાં વાંધો નથી, પણ મનનો મેલ, કુડ, કપટ, ઇર્ષા, જૂઠાઇ, લોભ, સ્વાર્થબુદ્ધિ, એવા દુર્ગુણો જે અમ્મર આત્માને લાગેલા છે, તે પાણીથી ધોવાતા નથી. વિચારો કે કપડામાં લોઢાના કાટનો કે કોઇ બીજો મજબુત ડાઘ પડી ગયો હોય, તે એકલા પાણીથી નિકળતો નથી! તેને માટે કોઇ એસીડની જરૂર પડે છે. તો અંતરનો મેલ પાણીથી શરીર ધોયે કેમ કરીને નિકળે? એ તો કેવળ ઈશ્વરી કૃપાથી નિકળે, અને શુદ્ધ અંતઃકરણથી માગવાથી કૃપા મળે. વળી યાદ રાખવું કે નાહેલું કે ગોબરૂં બન્ને પ્રકારનું શરીર તો ઇશ્વરના ન્યાયાસન પાસે ઉભાં રહેવા જવાનાં નથી. તે તો ધુળ સાથે ધુળ મળી જશે. જે તેની પાસે જવાનો છે, તે તો માત્ર અમર આત્મા. માટે તેનુંજ શુદ્ધિકરણ ઈશ્વર માગે છે. ન્હાનાં છોકરાંમાં કોઇ પણ પ્રકારનો વિવેક કે જ્ઞાન કે ભણતર કે ભાન કંઇ હોતાં નથી. તેમજ કશી શક્તિ પણ હોતી નથી. માત્ર નિર્મળ પ્રીતિ હોય છે. ને તે પૂરા પ્યારથી પોતાની માને ચ્હાય છે. તેમજ મા તેના કોઇ પણ પ્રકારના વિવેક તરફ જોતી નથી. તેમ તેના રૂપ રંગ ઉપર પણ તેનું લક્ષ નથી. તે તેનું સુખ સાધવાને નિરંતર મચી રહે છે, ને તેનું સુખ તેજ પોતાનું સુખ ગણે છે; કેમકે અરસપરસની પ્રીતિની એક ગાંઠ છે. તો છોરૂ માવતરનો સંબંધ કેવો પ્રિયકર, ગંભીર અને ઈશ્વરી સંબંધની પ્રતિછાયા છે! તે કોઇથી અજાણ્યું નથી. રોતું બાળક બીજા કોઇના સામા નહિ, પણ માતા સામા લાંબા હાથ કરે છે. તે તેને સજા આપે ને બ્હાવડે ઝાલી બ્હાર કાઢી મુકે, તોપણ તે તેનાજ તરફ તેવાજ પ્યારથી ધસે છે! અને વળગી પડે છે!! ને માતા તેને પ્યારથી તેડી છાતી સરસું ચાંપે છે!! કેમકે તેની કરેલી સજા તે ક્રોધની નહિ પણ પૂરા પ્યારની હોય છે. તે તેને ઉભરાતા પ્રેમથી ચુમ્બી લે છે!! પણ સર્વ સમજણવાળો, પણ કપુત દીકરો હોય, તો માવતરના પ્રેમનો ઉપભોગ

તેનાથી લેવાતો નથી. પછી તે ભલે સેન્ડો જેવો બળવાન હોય, કે શેકસ-પીઅર જેવો વિદ્વાન હોય, કે નેપોલીઅન જેવો બહાદુર હોય, તોપણ માબાપની દ્દષ્ટી તે બાબતો ઉપર ઠરતી નથી. તેમજ તે હુશીયારીને લીધે તે સપુત ગણાતો નથી. આ મહાન ઇલ્કાબ મેળવવાને માટે, તો નિર્મળ પ્રીતિ, ને આજ્ઞાંકિતપણાની જરૂર છે. માબાપ પોતાના સર્વ ઉપકારોનો બદલો એમાંજ માને છે. જેને ઇશ્વર ઉપર પ્રીતિ છે, ને તેની કૃપા ઉપર ભરોસો છે, તે પોતાનું સર્વસ્વ તેને સોંપે છે, ને તેની આજ્ઞાઓને માથે ચઢાવે છે; વળી તે તેને અંતરચક્ષુ વડે પ્રત્યક્ષ પોતાની પાસે દેખે છે. જેથી તેનો આનંદ સપૂર્ણ થાય છે, ને પ્રાર્થનાદ્વારે જે જોઇએ તે માગે છે. અને આપણે માટે જે યોગ્ય ને હિતકારી તે આપવાને તેનો સમર્થ હાથ સદા લાંબો છે, ને કદી ટુંકો થતોજ નથી. કેટલીક વખત એવું પણ બને છે, કે અમૂક બાબતને આપણી હિતકારી ગણી આપણે ઈશ્વર આગળ આગ્રહથી યાચીએ, પુરા વિશ્વાસથી માગીએ છતાં મળતી નથી. તેવા વખતમાં પણ સદ્દભક્ત સાફ સમજે છે કે મ્હારી માગણી અયોગ્ય હોવી જોઇએ, નહિતો મ્હારો દયાળુ બાપ તે સ્વીકાર્યા વગર રહે નહિ. ખરા પ્રેમ અને વિશ્વાસનું એ એંધાણ છે. ને ખરેખર! મા પોતાના ધાવણાને કદીક ભુલે તો ભુલે, પણ તે એક ક્ષણ પણ આપણને ભુલતો નથી. સિંહનાં બચ્ચાં ભૂખ્યાં રહે તો રહે, પણ તેના સેવકોને કદી અછત પડતી નથી. પ્રભુ કરે ને આખું જગત તન મન અને ધન તેને અર્પી, તેની સેવા કરવા માટે તેની સન્નિધ આવે, અને તેની ઇચ્છા જાણવા માટે બળ માગે અને તેના હાથથી અખુટ અને અલૌકિક લાભ મેળવે.

હવે અહિં એક વાત યાદ રાખવાની છે કે, આપણો અને પરમેશ્વરનો સંબંધ છોરૂ માવતરના સંબંધ જેવો છે, એમાં શક નથી. પરંતુ આપણાં દૈહિક માબાપ અને આપણી વચ્ચે મેળાપ કરાવનાર કોઇ ગુરૂની જરૂર નથી. કેમકે છોકરાં અને માબાપ બન્ને એકજ પંક્તિનાં એટલે પાપી છીએ પણ પરમેશ્વરમાં ને આપણામાં મ્હોટો ફેર એ છે કે, તે પૂરો પવિત્ર, ને આપણે તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તનથી પાપિષ્ટ થઇ ગએલાં છીએ, અને તેથી કરીને આપણામાં એટલી શક્તિ નથી રહી, કે આપણે પોતાની મેળે પોતાનાં પાપોની માફી માગવા તેની પાસે જઇ શકીએ. તો આપણને

તેની સમક્ષ લઇ જનાર ઈશ્વરનો માનીતો, અને આપણા ઉપર પ્રેમ કરનાર, અને તેનો કોપ આપણા પરથી ઉતરાવી શકે, એવા ગુરૂની તો ખાસ જરૂર છે. ને તે પાછળ વર્ણન કર્યું છે તેવો હોવો જોઇએ. જે પાણીમાં સારો તરનારો હોય, તેજ બીજાને તારી શકે, ને જે પાપથી તારનારો હોય, તેજ પાપથી તારી શકે.

વાંચનાર જો પૃથ્વીના નકશા તરફ લક્ષ આપશે તો સાફ જણાશે, કે દુનિયાનો એક ન્હાનો ભાગ આપણો હિંદુસ્તાન છે, ને માત્ર તેટલામાંજ વર્ણાવરણી અને જ્ઞાતિબંધન છે; અને તે પાળવાથી કેટલી જાતની અગવડો અને હાની છે, તે વિષે થોડો વિચાર કરીએ.

જ્ઞાતિબંધન એ એક બેડીવત્ છે, ગુનેહગારને જે બેડી પહેરાવવામાં આવે છે, તે માત્ર અમુક મુદત સુધીને માટે હોય છે; પછી તે તુટે છે, ને તે છુટો થાય છે. પણ આ બેડી તો જીંદગીના અંત લગી રહે છે, એટલુંજ નહિ પણ એથી કરીને ઈશ્વરે સૃજેલાં માનવજાત સાથેની, ઈશ્વરે સ્થાપેલી ઐક્યતા મનસ્વિપણે તોડેલી હોવાથી અંત પછી પણ દુઃખકર્તાજ સમજવી. વળી જ્યારે થોડા કાળની બેડીથી કેદી કાયર કાયર થઇ જાય છે, ત્યારે આ જીંદગી ભરની બેડીથી કેટલું વધારે હેરાન થવાતું હશે ? ને થવાય છે. ગમે તેવો ડાહ્યો મનુષ્ય હોય, કે વિદ્વાન હોય, પણ તે પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવી શકતો નથી; શુભ કામ કરવાને ગમે તેટલાં ફાંફાં મારે પણ જ્ઞાતિબંધનની જાળ આડી આવીને ઉભી રહે છે. તે તેને ચારે તરફથી એવી રીતે તો બાંધી દે છે કે, તેનાથી એક ડગલું પણ આગળ ભરવાની હિમ્મત ચાલતી નથી, એક તો જ્ઞાતિબંધનને લીધે પોતાના ગમે તેવા સ્નેહીની સાથે પણ તિરસ્કાર દૃષ્ટિથી જોવું પડે છે. તેના ઉપર ગમે તેવો સ્નેહ છતાં ખરા સ્નેહનું રૂપ દેખાડી શકાતું નથી; ને જોઇએ તેટલું મદદગાર થવાતું નથી. જો ઉંચ કોમનો મિત્ર નીચને ઘરે મેમાન થઇને જાય, તો તેને માટે મ્હોટી તરખડ કરવી પડે. કોઇ તેની જ્ઞાતિના માણસની ઓશિયાળ ભોગવી, મહેમાન માટે રંધાવવું પડે, તે ગમે તેવું અસ્વચ્છ રાંધે કે આપેલા સીધામાંથી ખાઇ જાય, તોપણ તે બન્નેને ખમી રહેવું પડે; અને ખરચ બમણો થાય તે તો જૂદો. વળી કોઇ બ્રાહ્મણ કોઇ ગામ જતો હોય, ને તેની પાસે દોરી લોટો ન હોય, ને આસપાસ કણબીઓ કે બીજા

લોકો પાસે પાણી હોય તો તેને તદન નકામું ગણાય. તેનાથી તે પીવાય નહિ ને તરસે હેરાન થવું પડે. તેમજ ભૂખ લાગી હોય તોપણ કોઇ ઠેકાણે જઇ, ત્યાં પાણી વાસણ વિગેરે મળે ને હાથે રસોઇ કરે તોજ તે ખાઇ શકે. પણ બીજાં ગમે તેવાં દયાળુ માણસથી કે પરજ્ઞાતિના મિત્રથી પણ દયા કરી તેને ખવરાવી કે પીવરાવી શકાય નહિ. ને તે કારણથી પોતાનો ગમે તેવો અગત્યનો વખત પણ નકામા વહેમને લીધે ખોવો પડે. આવી રીતે પૈસા તથા વખત બન્નેનો નાશ થાય, ને કોઇ પણ રીતે ખરો સ્નેહ દર્શાવી શકાય નહિ. ગમે તેવી યોગ્યતા છતાં જમવાનો વખત થાય, કે જૂદાં જૂદાં થઇ બેસે. એક પાણીનો છાંટો કે લુગડાનો છેડો એક બીજાને અડી જાય તો તે વટલાઇ ચુકે. અરેરે!!! આ જ્ઞાતિબંધનનો વિચાર કરીએ છીએ; ત્યારે કમકમાટ છૂટે છે, દયા આવે છે, અને દુઃખી દેશ કયારે સુખી થાય! ખોટા વહેમોમાંથી ક્યારે મુક્ત થાય! અને ખરૂં શ્રેય ને ખરી મ્હોટાઇ ક્યારે સમજાય! એવા એવા અનેક વિચારો આ ન્હાના અંતઃકરણમાં ઘોળાયા કરે છે પણ એક તરફ વિચાર કરતાં જીવને શાંતિ થાય છે, કે જે ખોટું છે તે ટકવાનું નથી. રાત્રિ જતાં દિવસ થશેજ. જેમ જેમ ભક્તિનું રહસ્ય તપાસતા જશે, તેમ તેમ તેઓની અંતરચક્ષુ આડેથી પડદા ઉપડતા જશે, ને પોતાનાં બંધનોનું ખરૂં રૂપ જાણશે, અને જાણશે ત્યારે તેઓ પોતાનાં નિરર્થક બંધનોમાં કદી રહી શકનાર નથી. કારણ જ્ઞાતિવત બેડીમાં ફાયદો રહેલો નથી. જ્ઞાતિબંધનનો મૂળ પાયો એ છે કે, એક એકથી વટલાવાય. હવે આના ઉપર વિશેષ લક્ષ આપવાનું છે. "વટલવું" એટલે ભ્રષ્ટ થવું એવો અર્થ થાય છે. ત્યારે એક પરમેશ્વરથી સૃજાયલાં આપણે સઘળાં તેની પ્રજા છીએ. છતાં એક બીજાના ઘરનું પ્રભુએ આપેલું અનાજ ખાઇએ કે પીએ તો અભડાઇ જઇએ, અને તેથી કંઇ પણ નુકસાન થાય, એવો કોઇ પણ નિયમ સૃષ્ટિ મધ્યે જોવામાં આવતો નથી. ને જે છે તે પ્રત્યક્ષ છે, કે મનુષ્ય માત્ર અનાજ કે માંસજ ખાઇ શકે. ને તે તેની પાચનશક્તિ પચાવી શકે, પણ જો તે ઘાસ કે માટી ખાય તો તે તેને પચતું નથી, કારણ કે તે ઈશ્વરી નિયમથી વિરૂદ્ધ છે. પણ જો માણસ ગમે તે કોમનું રાંધેલું અનાજ ખાય, તોપણ કોઇ પણ પ્રકારનો રોગ કે કંઇ વ્યાધિ ઉત્પન્ન થતો નથી; કે તેના શરીર ઉપર કંઇ વટલ્યાનાં ચિન્હો જોવામાં

આવતાં નથી. વળી જો એમ એક એકના ઘરનું ખાવાથી મનુષ્ય ભ્રષ્ટ થાય છે, એવો નિયમ જો પરમેશ્વરેજ ઠરાવ્યો હોત, તો હાલમાં આપણા હિન્દુસ્તાન સિવાય બીજા કોઇ દેશોમાં વરણાવરણી કે જ્ઞાતિબંધન જોવામાં આવતાં નથી; ત્યારે શું તેઓ એકત્ર રીતે ખાય છે પીએ છે, વરે છે પરણે છે, તેઓ શું પરમેશ્વરનાં ગુન્હેગાર ઠરે છે? અને આપણા ભરતખંડમાં પણ પૂર્વે જે એકાચાર હતો, તે વખતના સઘળા ગુન્હેગાર ઠરીને મરી ગયા? શું સુધારાએ તો હિન્દુસ્તાનમાં હમણાંજ રાજ્ય કીધું? શું પૂર્વે આપણો હિન્દુસ્તાન અને હાલના પૃથ્વીના બધા ખંડો અને દેશો અંધારામાંજ છે? ના, ના, એમ તો નથી, અને નથી; એ માનવાનાં આપણને સબળ કારણ છે. ને તે આ નીચેના દાખલાઓથી સ્પષ્ટ જણાશે. મનુષ્યનામાં જાતિભેદનો કંઇ વરતારો પરમેશ્વરે કર્યો નથી, કેમકે ગમે તે દેશનું કે ગમે તે જ્ઞાતનું માણસ હોય, પણ તેઓના શરીરનાં અવયવો એકજ રીતનાં છે. તેમજ સુખ દુઃખ સ્વભાવ અને સંબંધ વગેરે તમામ લાગણીઓ એકજ પ્રકારની છે. હા, એક એકથી દરેક મનુષ્યના ચહેરામાં કે બોલવામાં ફેર તો પડે છે, જેમકે સગા સાત ભાઇ હોય, તોપણ તેઓના ચહેરા તથા દેખાવમાં ફેર પડે છે. પણ તે કંઇ એમ નથી કે જૂદી જૂદી જ્ઞાતના માણસોમાં એવો ફેર રહેલો છે. વળી સ્વાભાવિક રીતે જૂદા જૂદા દેશનાં હવા પાણીથી ચહેરા મ્હોરામાં કે રંગમાં ફેર પડે છે; તે ફેર પણ એવો નથી, કે જેમ ઘોડું ને ગધેડું ઘણી વાતમાં મળતાં આવ્યા છતાં, કોઇ પણ રીતે માણસ ઘોડાને ગધેડું કે ગધેડાને ઘોડું કહી શકતું નથી. તેમજ ગાય ભેંસ વિગેરે ચોપગાંમાં પણ એક બીજાનું નામ એક બીજાને આપી ભૂલ ખાશે નહિ. તેમજ પક્ષીઓમાં પણ જુદી જુદી જાતનાં છે. કબૂતરને કોઇ કાગડો કહેશે નહિ, ને તેઓની જાતો પુછવાની કોઇને જરૂર પડશે નહિ. એજ રીતે ઝીણા જીવજંતુઓને પણ માણસ તેઓની જાત પ્રમાણે ઓળખી શકે છે, પણ મનુષ્યમાં એવો કંઇ ફેર છે નહિ, કે માણસ પોતાની મેળે પરખી શકે. વળી નીચના કોઇ પણ અવયવોમાં ફેર-કે કુરૂપપણું રહેલું નથી. ને જે છે, તે પોતપોતાના દેશનાં સઘળાં માણસો પ્રમાણે છે. વળી તેઓની બુદ્ધિ ઉત્તમ કે કનિષ્ટ તે તેઓની કેળવણી ઉપર આધાર રાખે છે. ઉચ કહેવાતી જ્ઞાતિમાં કેટલાંએક એવાં તો દુષ્ટ કર્મો કરે છે કે, જેના

ઉપર નીચ કહેવાતાં સદ્ગુણી માણસોને અંતઃકરણપૂર્વક તિરસ્કાર છુટે છે. તો નક્કી જાણો, કે ખરી આભડછિટ તે પાપની છે. પાપથી માણસ વટલાય છે, પાપથી અભડાય છે, અને પાપથી સઘળાં સુખોનો ક્ષય પણ થાય છે. પણ જે ખરાં પાપ ને દુષ્કર્મ છે તેને તો માણસો ઢાંકી દે છે, ને જેમાં કંઇ પાપ નથી તેને પાપ લેખે છે, કેમકે ખરાં પાપને પાપ લેખવામાં દેહદમન કરવું પડે છે ને કુવાસનાઓને દબાવવી પડે છે. પણ મનનાં માન્યાં પાપથી દૂર રહેવું સહેલું પડે છે. એટલે જો કોઇ જૂઠું બોલીને કે ઠગાઇ કરીને કંઇ લાભ મેળવી લાવે, તો તેને લોકો હુશિયાર ગણે છે!! લાંચ ખાઇને નિરપરાધીને અપરાધી ઠરાવે, અગર અપરાધીને છોડી મુકે, તો તે ચતુર ગણાય છે! કોઇને કોઇ પરજ્ઞાત સાથે આડો (નીચ) વ્યવહાર છે, એવું માણસો છચોક જાણતાં હોય, તોપણ કદી તેને ન્યાત બ્હાર ન કરે!! પણ કોઇના ઘરનું નિર્મળ કુવામાંનું ટંડું પાણી એક ઘુંટડોજ માત્ર પીયે, તો તરત ન્યાત બ્હાર કરવામાં આવે!! અને સહુ બોલે કે એ તો વટલી ગયો! આ કેટલો અન્યાય! પાપ પાપ તો સૌ બોલે છે, પણ કોઇ શાને પાપ માને છે ને કોઇ શાને માને છે; ફાવતું કુટનારાં ઘણાં છે. એટલે ઉપર લખ્યા પ્રમાણે ખરાં પાપને તો હુશિયારી અને ચતુરાઇના રૂપમાં બદલી નાંખે છે! ને નકામાં ને નજીવાં કામને મ્હોટા પાપનું રૂપ આપવામાં આવે છે! કે જેથી ખરાં પાપકર્મ ઘટવાને બદલે ઉલટાં જોર ઉપર આવે છે, તો સૌએ એટલું યાદ રાખવું, કે ઇશ્વરી કાયદા વિરૂદ્ધ વર્તન તેજ પાપમય છે. સૌને કમાવાને પ્રભુએ હાથ, પગ અને જોર આપેલાં છે. છતાં ચોરી કરે, પારકા ઉપર લોભ રાખે, કે ઠગાઇ કરે, કે જુલમ કરીને મેળવે, કે તેવી યુક્તિ રચે તે પાપ છે. લગ્નની પવિત્ર ગાંઠે જોડું જોડવાનો ઇશ્વરે નિયમ ઠરાવી આપેલો છે; તે કાયદા વિરૂદ્ધ પગલું ભરે, અગર તેવો ભુંડો ખ્યાલ પણ મનમાં લાવે, તો તે પાપ છે. કોઇને ગાળ દેવી એ પાપ છે. એક ઈશ્વર વગર કોઇ બીજો મ્હારો પાળક, રક્ષક કે ધણી છે કે હશે, એવો વિચાર કરવો એ પણ પાપ છે, ને જે પાપ છે તેને આખું જગત ઓળખે છે. છતાં પાપી રસ્તો પ્હોળો અને મોજશોખથી ભરેલો હોઇ, કાચા રંગનાં કપડાં અને ખોટા દાગીના જેવા ઝળકાટવાળો હોવાથી માણસો તે તરફ પતંગીયાંની જેમ ધસે છે. ને તેમાં હજારોનો ક્ષય થએલો પોતાની નજરે

જુએ છે, છતાં અજ્ઞાનીની આંખ ઉઘડતી નથી ને તેઓ ઝંપલાય છે; પણ જ્ઞાની માણસો પાછાં ફરી જઇ બચી જાય છે.

મ્હારાં પ્રિય વાંચકોએ હમેશાં આ યાદ રાખવું કે,

"ભોંયમાં પેસી ભોંયરે કરીએ કાંઇ વાત
ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગતનો તાત" ક. દ. ડા.

ઈશ્વર સર્વજ્ઞ છે, અને આપણા અંતઃકરણની દરેક ભાવનાઓ તેની આગળ ખુલ્લી છે. વળી ઈશ્વર પુરો પવિત્ર છે, ને જે પવિત્ર તેજ તેને માન્ય છે. તે ચાહે છે કે સર્વ આત્માઓને જેવી પવિત્રાઇમાં મેં માણસનામાં મુક્યા છે, તેવીજ શુદ્ધતામાં પાછા મ્હારી પાસે આવે. અને તેઓ તેને અમંગળ ન કરે. ને અનંત સુખનો વારસો હું તેઓને આપું. માટે મ્હારાં વ્હાલાં બ્હેનો, ભાઇઓ અને બાળકો સૌએ પોતાનું અંતઃકરણ સર્વદા ઇશ્વર સમક્ષ રાખવું; ને તેમાં જે અશુદ્ધ હોય તે દૂર કરવાને દીન મનથી તેની પાસે માગવું; ને તમે ગમે તેવે ઠેકાણે કે ગમે તેવી સ્થિતિમાં હો, પણ તે સદા તમારી પાસે હાજર છે, સાંભળે છે, ને સર્વ સારાં દાનો આપે છે. જો મૂર્ત્તિપૂજાદ્વારા તમે ઈશ્વરનું ધ્યાન કરવા ધારો, તો તે સર્વ સ્થળે તો મળે નહિ, પણ ઈશ્વર તો સર્વ સ્થળે છે. જો આપણે સિંહના મોઢામાં સપડાયાં હોઇએ, કે દરિયાના તળીયામાં ઉતરી ગયાં હોઇએ, ને ત્યાં તેની સહાય માગીએ, તો ત્યાં પણ તે આપણી પાસેજ હોય છે. ને ભક્તોની, પાપીની અને દુઃખીની બૂમ અને અરજ સાંભળવા માટે તેના કાન સદા ખુલ્લાજ રહે છે, ને મદદ કરવાને તેના માયાળુ ભૂજ સદા લાંબાજ છે. પાપની દવા તેના પ્રેમરૂપી ઝરણમાંથી વ્હેછે. ને જે પાપી પસ્તાવો કરીને નમ્રતાથી તેની હજુરમાં જાય છે, તેનાં પાપ રક્તવર્ણાં હોય તોપણ તે શ્વેત બરફ સમ થઇ જાય છે.

મૂર્ત્તિમાં શક્તિ નથી, એ તો સૌ કબૂલ તો કરે છે ને કરશે, તેમજ જ્ઞાતિબંધન પાળનારાં પણ સાફ કબૂલ કરે છે, કે ઈશ્વરના ઘર આગળ તો સૌ એકજ છે. તો વિચારો કે જો એમ છે, તો આપણે શું આપણા મનનો કાયદો બાંધી, આપણાં ભાંડુંને નીચ લેખવવાને હકદાર છીએ? ના; કદી નહિ. તો એક સદ્‌ભક્તનાં વચન સાંભળો; તે કહે છે કે,—

રાગ પ્લવંગમ.

ઈશ્વરનો કર ભાવ, ખરૂં દિલ રાખતાં;
તેને ધારો શ્રેષ્ઠ, બધામાં તાકતાં.
તે સમ અવર ન થાય, ઘણીજ અનંત તે;
પુરૂં રાખી હેત, ચહો જશવંત જે. ૧

પોતાને પણ જેમ, અવરને માનજે;
એક પિતાના પુત્ર, બધાને જાણજે.
ભાઇપણાનો ધર્મ, ધરીને પાળજે;
સ્વાર્થ અને અભિમાન, તજીને ચાલજે. ૨

નીચ નથી કો, ઉંચ, પિતા સંભારતાં;
ભંગ થશે ઘર ધર્મ, અધમ જન ધારતાં.
ભૂલી પ્રભુને ભ્રાત, બધા તો ભ્રષ્ટ છે;
ત્યાગ કરી સત હેત, ચહેછે નષ્ટ જે. ૩

તો મ્હારી પ્રિય બ્હેનો, ખરી આભડછીટ પણ છે; એટલે "પાપથી અભડાય, પાપથી વટલાય, પાપથીજ છે સઘળો ધોખો" ઇશ્વર આગળ જેનાં પાપ ન ગણાય કેવળ તેજ ચોકખો છે; તો તેથી તરીને ચાલવા માટે સૌએ કમ્મર કસવી જોઇએ, ને તેથી શુદ્ધ થવા મહાન વૈદ પાસે જવું જોઇએ.

હા, મ્હારી આર્ય બ્હેનો! ઘણી ખુશીની વાત છે, કે આ જ્ઞાતિબંધન કે જેને માટે આટલું વિવેચન કરવામાં આવ્યું, તે જ્ઞાતિબંધનના પાયા દિન પર દિન ઢીલા પડતા જાય છે, અને સુધારાનાં સાથી ઘણાં નિકળ્યાં છે. છતાં તે વર્ગમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યામાં ઘણો ઘટાડો છે. તો જ્યાં સુધી સ્ત્રીઓ પોતાના સુજ્ઞ પતિના મતને મળતી આવે નહિ; ત્યાં સુધી પુરૂષોથી જેવી રીતે બ્હાર પડવું જોઇએ તેવી રીતે પડી શકાય નહિ, ને દેશનો સુધારો જેવો જોઇએ તેવો થાય નહિ. માટે મ્હારી બ્હેનો! જરા વિચાર કરો, દુરાગ્રહ તથા ડોસી શાસ્ત્ર મુકી દો. સારાં સારાં નીતિનાં પુસ્તકો વાંચો. જેને જેને શાસ્ત્ર કહેવામાં આવતાં હોય, તે તમામ તપાસી જુઓ. જોયા ને તપાસ્યા વગર ખરા ખોટાનું

પારખું કેમ પડે ? આપણને સોના જેવો કોઇ દાગીનો હાથ લાગે, તો શું કસોટી ઉપર તેનો કસ નહિ કાઢી જોઇશું ? શું કપડું લેવા દુકાને જઇએ, તો પચાસ તાકા નહિ ફેરવાવીશું ? એક પૈસાની ભાજી ખરીદતાં, દસ વીસ પણી ફેરવ્યા વગર ઉપર પડેલીજ લઇને કોઇ ચાલવા માંડે છે ? ઘર લેવું હોય તો દસ જણને પુછીએ! જમીન લેવી હોય તો પુછીએ, સગપણ કરવું હોય તો પુછીએ, નોકરી લેવી હોય તો પુછીએ, ગામ જવું હોય તો પુછીએ, ને પુરી ખાતરી કરીએ છીએ. તો બ્હેનો, મરણ પછી સદાનું સુખ કે દુઃખ, એમાંથી એક મળવાનું છે, એ તો સૌ જાણે છે; તો દુઃખ કેટલું ભયંકર છે એનો પણ સૌને થોડો ઘણો અનુભવ છે. તો નરકનું મહા દુઃખ કે જેની પરિસીમા છે, તે દુઃખથી બચી જવા અને સ્વર્ગના મહા સુખનો વારસો લેવા માટે કેટલી વિશેષ તજવીજ કરવાની જરૂર છે ? ધુળ ઉથામ્યા વગર કંચન ક્યાંથી સાંપડે ? અને કોલસા, પત્થર અને માટી ચુંથ્યા વિના હીરા ક્યાંથી સાંપડે ? માટે શાસ્ત્રો તપાસો, પુસ્તકો વાંચો, પોતાનો ધર્મ તપાસો, બીજાનો તપાસો, બુદ્ધિને ત્રાજવે તોળો, કાર્યની કસોટીથી કસો; શું તમામ રૂપિયા ધોળા નથી દેખાતા ? તોપણ શું આપણે ચારે તરફ ફેરવી, જોઇ તપાસી પત્થર ઉપર ખખડાવી ખાત્રી કર્યા વગર લઇએ છીએ ? અને જો લઇને ખોટો રૂપિયો કોથળીમાં કે તીજોરીમાં સંભાળીને મુકી છાંડીએ, તોપણ જ્યારે તેની જણસ લેવા જઇએ, ત્યારે વેપારી તે આપે છે, કે રૂપિયો ફેંકી દે છે ? પેટી કે તીજોરીમાં સંભાળી મુક્યાથી શું ખોટું નાણું ખરાની ગરજ સારે છે ? તો જે રૂઢીથી આપણે ધર્મ પાળીએ છીએ, તે ઇશ્વરને માન્ય છે કે કેમ ? તે તપાસવાની કેટલી વધારે જરૂર છે ? કદોક છેવટે ખોટો જણાયો તો શી વલે ? વેપારી ખોટો રૂપિયો ફેંકી દે, તો ઘેર આવીને બીજો લઇ જઇએ, અને જોઇતી જણસ લઇ શકીએ. પણ મરણ પછી સત્ય ગ્રહણ કરવાને પાછું અવાવાનું નથી. માટે મ્હારાં સુજ્ઞ વાંચકો, ઇશ્વરે બક્ષેલી અમૂલ્ય બુદ્ધિ વડે, હંસની માફક હુશિયાર બની, જેમ હંસ દુધ ને પાણીને જૂદાં કરી કેવળ દુધ પીએ છે, ને પાણી પડયું મૂકે છે; તેમ કરવું જોઇએ. દુધ એ સત્ય છે. અને પાણી એ અસત્ય છે. ને દુનિયામાં તે ભેળવાઇ ગયેલું છે; એ નિઃસંદેહ છે. કેમકે એમ ન હોત, તો એક

સૃષ્ટિ અને એક સૃજનાર હોવા છતાં, ધર્મના આટલા બધા ફાંટા નિકળી જૂદા જૂદા પંથ પકડાત નહિ. જો બળદ પોતાના માલીકને અને ગધેડું પોતાની ગભાણને ઓળખે છે, તો આખી સૃષ્ટિમાં શ્રેષ્ઠ આપણ માનવ જાત પોતાના કર્ત્તાને કેમ ભૂલી જઇએ ?

હવે કોઇ કહેશે કે ખરો ધર્મ કયો છે, ને તેની સાબીતી શી ? તો તેની સાબીતી ઘણી છે, પણ મ્હોટામાં મ્હોટી ત્રણ સાબીતી છે. પ્રેમ, વિશ્વાસ અને મનની શાંતિ.

જ્યારે આપણે સત્ય માર્ગે છીએ ત્યારે મનને શાંતિ હોયજ, આપણે પીયર જઇએ છીએ ત્યારે બાપનું ઘર કેવું હશે ? મ્હારાં માબાપ ને ભાંડુ કેવા સ્વભાવનાં હશે ? મને ત્યાં સુખ મળશે કે દુઃખ ? મ્હારે ત્યાં કેવા વિવેકથી જવું ? એવો કશો વિચાર આપણા મનમાં આવતો નથી. માત્ર ક્યારે માર્ગ ખુટે ને બાપના ઘરમાં જઉં, ને મ્હારી વ્હાલી માવડીને ભેટું, બાપનું માયાળું મુખ જોઉં, ભાંડરડાંને હેતેથી વળગી પડું, એજ ઉત્સાહ મનમાં રહે છે. ઇશ્વરી ઘરની એવી ઓળખ આપે, ને મરણની બ્હીક મટાડી જે ધર્મ આનંદ પમાડે, તેને સત્ય ધર્મ લેખવો.

હવે પરમ કૃપાળુ પરમેશ્વરની ઓળખાણ વિષે વાત કરતાં, સૌ કહે છે કે, પરમેશ્વરને કોણ નાકબુલ કરે છે, કરતા હરતા એ એકજ છે. હા, ખરીવાત છે કે પરમેશ્વર મહાન પરાક્રમી ને જગનિયંતા છે. એ ઓળખવાની જો માનવમાં ઇશ્વરે બુદ્ધિ મુકી ન હોત, તો તો તેને માથે કોઇ બાબતની જવાબદારી પણ ન હોત, પણ ઓળખે છે એટલે જવાબદારી પણ છે. પણ શું કોઇ કહી શકશે કે જેટલા ઓળખીતા તેટલા બધા માણસો તેની કૃપાને પાત્ર હોયજ!! રાજાને લાખો માણસો ઓળખે છે, તોપણ તે બધા રાજાના કૃપાપાત્ર નથી હોતા, પણ જે તેની સેવા બજાવે છે, તેજ કેવળ તેની કૃપા પામે છે. ને તેના કાયદાનું ઉલ્લંઘન કરનાર ઓળખીતાને તો આપણે જેલમાં, કે ફાંસીને લાકડે લટકેલા જોઇએ છીએ; તો સાફ દેખાય છે કે, ઇશ્વરને કેવળ ઓળખ્યાથીજ કે તેનું નામ જપવાથીજ ઉદ્ધાર થતો નથી, પણ ઉત્સાહિ અંતઃકરણથી તેની સેવા કરવાથી થાય છે.

ઘણાં માણસો એમ માને છે કે "પુણ્યે કરીને પાપ ઠેલાય છે." ખરી વાત છે કે,

"દયા ધર્મ કો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા નવ છાંડીએ, જબ લગ ઘટમે પ્રાન."

અહિં ભાંડુભાવ બતાવ્યો છે, સૌને ભાંડુવત્ લેખી દયા કરવી તે માણસની ખાસ ફરજ છે, કેમકે ઇશ્વર દયાળુ છે, ને આપણે એક બીજા ઉપર દયા રાખીએ, એવી તેની ઇચ્છા છે. તેથી દયાળુઓને તે ધન્યવાદ આપે છે ને દયાળુ ઉપર તેની દયા અણુહદ ને અપાર રહે છે. પણ દયાનો અંકુર અંતઃકરણની પ્રીતિમાંથી ફુટવો જોઇએ. અને એમ સમજીને દયા કરવી જોઇએ કે ઇશ્વર અમારો પિતા છે, ને અમને જે જે કંઇ સમૃદ્ધિ કે શક્તિ કે જે કંઇ તેણે બક્ષ્યું છે, તે માત્ર મ્હારે એકલાને માટે નથી, પણ સૌને મદદ માટે છે. એવા પ્રેમી અંતઃકરણથી કરેલું દાન ઇશ્વરને માન્ય છે. પણ કીર્ત્તિ મેળવવા માટે અથવા તો મનગમે તેવાં પાપ કરી પછી દાને કરીને જે પ્રાયશ્ચિત્ત કરવાનું ધારે છે, તે ઇશ્વરને કંટાળારૂપ લાગે છે કેમકે પૃથ્વી તથા તેનું ભરપુરપણું તેનું છે. આપણને સર્વ દાનો તેજ આપે છે. તેમાંથી કંઇક ભાગ આપણા પાપના બદલામાં આપીએ, તો એ તો લાંચ આપ્યા જેવું થાય, માટે સમજવું કે ઇશ્વર આપણા નાણાનો કે દાણાનો ભૂખ્યો નથી! પણ જેવી દયા તે આપણા ઉપર રાખે છે, તેવી આપણે આપણા ભાઇ ઉપર રાખી છે, એ જોઇને તે ખુશી થાય છે, ને તેનો હજારો ઘણો બદલો પણ આપે છે. પણ પાપનું પ્રાયશ્ચિત્ત તો પાપના પસ્તાવાથી સિદ્ધ થાય છે. દાનથી નહિ, ને જેમ દયાની લાગણીથી દાન ફળે છે, તેમજ ઉપવાસ પણ પાપના ખેદથી થાય, તેજ ફળે છે. બાકી તો છતે ધાને ભૂખ્યાં મરવાનું છે.

વળી ઘણા લોકો એમ બોલે છે, કે "એક શહેરમાં જવાના ઘણા દરવાજા હોય છે, ને ગમે તે દરવાજે થઇને જઇએ તોપણ શહેરમાં દાખલ થવાય છે. વળી નદીઓ ગમે ત્યાંથી વહી આવે પણ તે તમામ સમુદ્રમાં દાખલ થાય છે. ઇશ્વરને ત્યાં જવાનું પણ એમજ છે." ખરી વાત છે, કે શહેરમાં દાખલ થવું અને નદીઓનું મળવું એ પ્રમાણે થાય છે, ખરૂં. પણ એવું બોલનારના ધ્યાન બ્હાર નહિ હશે, કે શહેરના દરવાજા

ઉપર તે શહેરનો રાજા હથીયારબંધ સિપાઇઓની ચોકી રાખે છે, એ માટે કે કોઇ હરામખોર શહેરમાં દાખલ થવા ન પામે. તો રાજાની ઇચ્છાનું ઉલ્લંઘન કરી ચોર કે લુંટારા શહેરમાં દાખલ થવા જાય, તો તુરત તે પકડાય છે. અને કેદખાનામાં નંખાય છે. તેમજ જે ઈશ્વરી ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન ચલાવીને સ્વર્ગી શહેરમાં દાખલ થવા જાય, તે સજાને પાત્ર થાય, એમાં નવાઇ શી ? વળી સ્વર્ગી શહેરનો દરવાજો, જેનો રાજા ને માલીક સર્વસમર્થ પરમેશ્વર છે, તેના ઉપર કેટલી અધિક ચોકસી પણ હોવી જોઇએ ? વળી ઈશ્વરના સ્વર્ગી શહેરમાં જવાના ઘણા રસ્તા છે, એવી જો ખાતરજમા હોય, તો અંતઃકરણમાં શાંતિ રહેવી જોઇએ. પણ તેમ તો જણાતું નથી. કેમકે કંઇ દુઃખ સુખ કે મંદવાડના પ્રસંગમાં માણસો એક એકથી વિરૂદ્ધ દેવ દેવીની, કે પીર પેગંબરની માનતા લે છે. તાબુતના દિવસોમાં તાબુતને જે નાળીએર ચઢે છે, તેમાં અર્ધો ભાગ હિંદુ વગેરેનાં નાળીએર હોય છે ! અનેક હિંદુઓ મિરાંદાતારની માનતાઓ કરે છે, ને એમ અરસપરસ પોતાના ધર્મથી સંતોષ ન માનીને, પરધર્મ ઉપર આસ્થા રાખે છે. જો પોતાનો ધર્મ ખરો છે, પણ બીજામાં જરા વધારે સત્ય છે, એમ લાગતું હોય, તો વિચારવું કે જે સેવામાં કંઇ પણ અધુરૂં પડયું હોય, તે સેવા ખરી કેમ કરીને કહેવાય ? જો પોતાની ભક્તિ પરિપૂર્ણ છે એવી ખાતરજમા હોય તો તેમ થવું નજ જોઇએ. પણ તેમ થવાનું કારણ એ છે, કે ઈશ્વરની ભક્તિ થતી નથી ને મનમાની ભક્તિ ઉપર દુઃખના સમયમાં ભરોસો રહેતો નથી ; કેમકે તે ભરોસા લાયક નથી.

બધી નદીઓ સમુદ્રને મળે છે એ દાખલો બરાબર છે, કેમકે તમામ નદીઓ પાણીની છે, અને પાણી પાણીના તરફ દોડે છે, ને પાણી તેનો અંગીકાર કરે છે. પણ પાણી ભેગી બીજી ચીજ તણાઇને જાય, તેનો અંગીકાર પાણી કરતું નથી. પણ તેને બ્હાર કાઢી નાંખે છે. તો ઈશ્વર આત્મા છે અને ઈશ્વરને જે ભજે છે, તે જો આત્માની આંખથી જોઇને, વિશ્વાસથી, સત્યતાથી ને પૂરી પવિત્રાઇથી તેને ભજે, તો તે ભલે પૂર્વથી, કે પશ્ચિમથી કે ઉત્તરથી, કે દક્ષીણથી ગમે ત્યાંથી આવે, તોપણ તેનો ઈશ્વર પ્રેમથી અંગીકાર કરે છે, કેમકે બધી દીશાઓ તેની છે, ને ચારે દિશાનો પવન એક એકમાં ભળી જાય છે.

ઘણાં માણસો ધર્મની બાબતમાં કશો વિચારજ કરતાં નથી, ને તેમને પુછીએ ત્યારે ટુંકો જવાબ આપે છે કે બધા ધર્મ ખરા છે, સૌને નમીને ચાલીએ! પણ મ્હારાં સુજ્ઞ વાંચકો એ વાત કંઇ બેદરકારીની નથી. દુનિયામાં સૌથી મહત્વની અને અગત્યની વાત એજ છે કે, પોતાના આત્માના કલ્યાણનું સાધન કરવું. એક સાધારણ બુદ્ધિનું માણસ પણ સમજે છે કે, આંબાના વૃક્ષનો અંકુર કેવળ કેરીના ગોટલામાંજ રહેલો છે; તે શિવાય કોઇ પણ બીમાં કે દુનિયાની બીજી કોઇ ચીજમાં નથી. તેમજ ઉદ્ધારનો અંકુર કેવળ સત્યમાંજ છે ને સત્ય પરમેશ્વરથીજ છે. માટે તે તન મન ને ધને કરીને પકડી રાખવું કેમકે જો માણસ આખું જગત મેળવે ને પોતાનો અમ્મર આત્મા ખોઇ નાંખે તો તેને શો લાભ થાય? ધારો કે એક માણસ એક ગામથી બીજે ગામ જતાં, સિધો માર્ગ ભુલી જઇ, આડે માર્ગે ગોથાં ખાય, તો શું તેણે કોઇ ભોમિયાને પુછવું જોઇતું નથી? અને ભોમિયો માણસ જે માર્ગ બતાવે, તે ઉપર ચાલવાને યત્ન કરવો ન જોઇએ? આડા માર્ગનેજ ખરો માનવાથી શું તે ધારેલે મુકામે પહોંચી શકે? તેમજ પરમેશ્વરે પોતાનાં સૃજેલાં માનવજાતને પોતા પાસે આવવાનો જે સિદ્ધો રસ્તો કરેલો છે, જે સત્યશાસ્ત્ર આપણને બતાવે છે. અને જેના ઉપર પ્રકાશિત દીવાનાં ફાનસો મુકેલાં છે, જેનો પ્રકાશ એક તરફ નહિ પણ ચોતરફ ફેલાઇ રહ્યો છે, ઝાડ અને પાન, સૂર્ય અને ચંદ્ર, સમુદ્ર અને પહાડ, આકાશ અને પૃથ્વી, પશુ અને પક્ષી; તરણાથી મેરૂ લગી જેનો મહિમા દેખાડે છે, તેના સામી પીઠ ફેરવી, અંતરચક્ષુ બંધ કરી, તે રસ્તો મુકી દઇ, બીજા આસપાસના કાંટા અને પત્થરવાળા વિકટ રસ્તાઓએ ચઢી જઇ, પછી મહા ભયંકર વનનાં જાળાંઝરડાંમાં ગુંથાઇ જાય, ત્યારે ધારેલે મુકામે ક્યાંથી પહોંચાય? કારણ ધારેલે ગામ જવાનો માર્ગ તેઓ ચૂકી ગએલા છતાં તેનેજ ખરો કરી માને, તો તે કયે મુકામે પહોંચે? ના, ના. તેમનાથી ધારેલે મુકામે પહોંચાયજ નહિ. પણ આખર સંસારરૂપી ઝાડીમાં ભરાઇ, નિકળવાને ફાંફાં મારતાં મારતાંજ, કોઇ જંગલી સિંહ વાઘ વગેરે ઘાતકી પ્રાણીથી ફાડી નાંખવામાં આવે. પણ અંત લગી એમ ભટકવાથી ખરો માર્ગ મળે નહિ. પણ જો તે અધવચ જાય, ત્યાર પછી પણ જો વિચાર કરે, કે હું તો ખોટા માર્ગ ઉપર ચાલ્યો જઉં છું; કારણ

આ માર્ગમાં કોઇ પણ જાતનાં સુખ ને શાંતિનાં ચિન્હો જણાતાં નથી. મ્હારો ખરો માર્ગ કઇ દિશાએ રહી ગયો ? એમ વિચાર કરશે તો સાફ માલમ પડશે કે, ખરો માર્ગ મેં મુકી દીધો. ને આ આડા માર્ગ ઉપર હું ગોથાં ખાવા નિકળ્યો છું. અને જ્યારે એવું ભાન થશે ત્યારે ખરા માર્ગ તરફ તે ફરશે. એ ભાન થવાને માટે, અને રસ્તો દેખાડવાને માટે ખરા ભોમીઆની જરૂર છે. અને તે ભોમીઓ શાસ્ત્રો તપાસ્યાથી, અને સત્ય પરમેશ્વર ઉપર આસ્થા રાખી ભજવાથી મળી શકે. અને સત્ય પરમેશ્વરને ભજવામાં કોઇ પ્રકારનું કષ્ટ નથી, પણ પુરી આસાએશ અને બાપના ઘર તરફના પ્રયાણ જેવો તેમાં કેવળ આનંદ છે, ને તે વગર પૈસે કેવળ શુદ્ધ ભક્તિથીજ મળે છે. ને ભક્તિની ફરજ સર્વ દેશનાઓને, સર્વ ખંડનાઓને, સર્વ જ્ઞાતિવાળાઓને, ને આખી પૃથ્વીને માથે એક સરખીજ છે. માટે દરેક સ્ત્રીપુરૂષે, જુવાન અને વૃદ્ધે અને બાળકે તેની શોધ કરવાની છે. સઘળાં વાનાંઓ નષ્ટ થવાનાં છે, આકાશ અને પૃથ્વી ઉલટાઇ જશે તોપણ ભક્તિરૂપી ધન કદી ખુટવાનું નથી. માટે સર્વ સજ્જન તેનો બને તેટલો સંગ્રહ કરો, સત્ય પરમેશ્વરનું અજવાળું જુઓ ; જેમાં કાંઇ પણ ખોટાપણું કે જૂઠાપણું રહેલું છે, તેને કદી પણ ભક્તિ ગણતાં નહિ. જેમ ઘઉંમાંથી કાંકરા વીણી કાઢો છો, તેમ તેવાં કામ વીણી નાંખો, તમારામાં જે ડાહ્યા અને સમજુક પુરૂષ હોય, ને તમને સારી શિખામણ આપે તેમના સામાં કદી થતાં ના. તેમના વિચારોને અનુસરો, અજ્ઞાનીને શિખામણ આપો. એ તમારૂં કામ છે. હા! બહેનો, મરણનો દિવસ આવશે, ને ન્યાયનો દિવસ પણ આવશે, તો પરમેશ્વરના ન્યાયાસન આગળ આપણામાંનાં કોઇ, ચોર જેવાં કે કપૂત દીકરા દીકરી જેવાં ઉભાં ન કરાઇએ. પણ સદ્ગુણી દીકરા દીકરીંઓ જેવા હક પામી તેના ઘરમાં સદા રહીએ. તે માટે દુનિઆમાં જીંદગીની શરૂઆતથી માંડીને ભુંડાઇ અને પ્રપંચને પારખવા માટે સરપના જેવાં હુશિયાર, અને પ્રીતિને ધોરણે ચાલતાં કબુતરના જેવાં સાલસ રહીએ, અને ખાઇએ કે પીએ કે જે કંઇ કરીએ, તે સર્વ સમર્થ પરમ કૃપાળુ પરમેશ્વરના મહિમાને અર્થે કરીએ. ને સર્વ સમૃદ્ધિથી ભરપુર આ પૃથ્વી ઉપર આપણને તેણે પગ મુકાવીને ઉભાં રાખ્યાં છે, ને સૃષ્ટિનાં સર્વ વાનાં ઉપર પુરતી સત્તા અને હક આપ્યા છે. ને આપણો

હકદાર માત્ર એક ઇશ્વરજ છે, તો આપણા અધિકારમાં સોંપેલાં વાનાંનો દુરૂપયોગ કરી પોતા ઉપર બોજ વ્હોરી ન લઇએ. તેવું બળ અને આશીર્વાદ આ લખનાર, વાંચનાર અને સાંભળનાર સર્વ પામીએ એવું માગતાં આ વિષય ને આ પુસ્તક સંપૂર્ણ કરૂં છું. તથાસ્તુ.



સમાપ્ત.

## આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ માટે મળેલા કેટલાએક અભિપ્રાયોમાંથી થોડાની ટૂંક નકલો.

---

પવિત્ર બાઇ એસ્તર ખીમચંદ ( મીસીસ યુસફ ),

• આપનું રચેલું "સ્ત્રીશૃંગાર" નામનું ઉત્તમ પુસ્તક મ્હને પહોંચ્યું છે. પ્રસ્તાવનામાં આપ લખો છો કે, આ મ્હારો પ્રથમ પ્રયાસ છે. પણ તે વાંચતાં જણાય છે કે, નિબંધ લખવાનો આપનો ઘણી મુદતનો પ્રયાસ છે. × × હાલમાં કેટલાંએક નાટકો અને વાર્તાઓ, જે દીકરી બાપની આગળ વાંચતાં શરમાય એવાં પ્રસિદ્ધ થાય છે તે હાનિકારક છે. આપની ચોપડી નીતિ ભરેલી છે, તથા ઘણી ઉપયોગી છે. × × આપને પરમેશ્વર સારી બુદ્ધિ આપે, અને એવાં ઘણાં પુસ્તકો પ્રગટ કરો. તથાસ્તુ.

તારીખ ૬-૧-૧૮૯૪ અમદાવાદ.

લી. કવિ દલપતરામ ડાહ્યાભાઇના આશીષ.

---

સદ્‌ગુણશીલ ધર્મ પરાયણ પ્રિય બેન એસ્તર,

તમે મને "સ્ત્રીશૃંગાર" મોકલ્યું તેના સંબંધમાં તમે જણાવો છો કે પાકા પુઠાની પ્રત ન હોવાથી કાચા પુઠાની મોકલી છે. પણ આપણી ઉમ્મર ને અનુભવ એટલાં થયાં છે કે જેથી બાહ્ય આકર્ષણ કરતાં, અંતર્ય ચમત્કાર ઉપર આપણી દૃષ્ટિ વધારે ઠરે. × × તમે આપણા દેશની ન્હાનીમ્હોટી સર્વે સ્ત્રીઓ માટે ખરેખરી ઉપયોગી બાબતો ઉપર ઘણી સરળ ભાષામાં લખ્યું છે, એ તેમાં નાના વિધની વાર્તાઓ, દૃષ્ટાંત-રૂપે મુકીને તમારા વિચારોને સુસ્થાપિત કરવાની સાથે પુસ્તકને નિર્વિવાદ ચિત્તાકર્ષક કર્યું છે. એ લઘુ ગ્રંથની બીજી આવૃતિ જોવાને હું ચાહું છું. અને એ પ્રમાણેની તમારી કલમથી ઉત્તરોત્તર નવનવી રચનાઓ રચાતી જોવાને હું ઇચ્છું છું. × × દેશસેવા અને સ્વવર્ગની સેવાને માટે

તમને બેશક ધન્યવાદ ઘટે છે. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબને, વડોદરા કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબને તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને, એકેક પ્રત ન મોકલી હોય તો મોકલશો. અને મ્હને આશા છે કે તેઓ તમારા કિમતી પુસ્તકને યોગ્ય ઉત્તેજન આપશે. મ્હારાથી બનશે તે હું પણ કરીશ.

મુ. પોરબંદર સંવત ૧૯૫૧ કાર્તિક શુદ ૭
રવિવાર તારીખ ૪-૧૧-૯૪.

લી. શુભેચ્છક ગણુપતરામ અનુપરામ ત્રવાડી,
સોરઠ પ્રાંતના ડે. એજ્યુકેશનલ ઇન્સપેક્ટર.

---

"ગુજરાતી" પત્ર પુસ્તક ૧૫ મું, અંક ૩ જો, પાનું ૭૧, ઇ. સ. ૧૮૯૪.

× × અમે ઇચ્છીએ છીએ કે, બાઇ એસ્તર ખીમચંદનો સ્ત્રી અને બાળકોને બોધ આપવાનો શ્રમ સફળ થાય તો સારૂં.

---

"રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ મુંબઇ" તા. ૧૪ જાન્યુઆરી ૧૮૯૪, પુસ્તક ૪૩ મું, પાને ૩૮ મે.

"સ્ત્રીશૃંગાર"

સ્ત્રીકેળવણી અને સ્ત્રીસુધારાને અર્થે પ્રગટ થતાં સંધાં પુસ્તકોને અમે ખુશીથી આવકાર દઇએ છીએ, પણ વળી જ્યારે એવાં પુસ્તકો સ્ત્રીઓને હાથે લખાય છે, ત્યારે અમને વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે. આપણી દેશી સ્ત્રીઓ એટલી હદ સુધી કેળવાય કે, પોતાની બ્હેનપણીઓના સુધારાને અર્થે લખાણો કરી શકે, ત્યારે આ દેશમાં સુધારાનું ભવિષ્ય પ્રકાશિત થયું એમ ભાસે છે. કારણ જે, દેશના સર્વ સુધારાનો પાયો સ્ત્રીકેળવણી પર રચાય છે.

જે પુસ્તકની આ ટુંક નોંધ લઇએ છીએ, તે બાઇ એસ્તર ખીમચંદ એઓએ રચેલું એક લઘુ ગ્રંથ "સ્ત્રીશૃંગાર" છે. નાના નાના નિબંધોના રૂપમાં બાઇ એસ્તરે જુદા જુદા સંસારી વિષયો પર લખાણ કીધું છે. સ્ત્રીઓનો ખરો શૃંગાર તે લુગડાં ઘરેણાંનું આભૂષણ નહિ, પણ મગજમાં

અક્કલનું આભૂષણ છે. એવો આ નિબંધનો ભાવાર્થ છે. સ્ત્રી સંસારી હોડીની સુકાની છે, એવું સિદ્ધ કરી આપવાની આ લખનારીએ નેમ રાખી છે, અને તેમ કરવામાં તેણી ફતેહ પામી છે. પણ એ હોડી ચલાવવાને માટે સુકાની પોતે કેવી હોવી જોઇએ, અને પોતાના એ કામને લાયક બનવાને માટે તેણીને કેવા પ્રકારની કેળવણી મળવી જોઇએ, તે ઉપર બાઇ એસ્તરે વિદ્વતાથી વિવેચન કર્યું છે. ઘણી વેળા આપણી સ્ત્રીઓને કહેવામાં આવે છે કે, તેમનાં ઘરબાર સંભાળવા સાચવવાની અને તેમનાં બાળકોને કેળવવાની તેમની ફરજ છે; પણ તે ફરજ કેમ બજા લાવવી, તેનો રસ્તો તેમને કદાચજ દેખાડવામાં આવે છે. પણ બાઇ એસ્તરે સાધારણ કેળવણીવાળી સ્ત્રીઓ પણ સમજી શકે એવી ઢબ અને એબારતમાં આ ગ્રંથ લખીને તેમને એ રસ્તો બતાવી આપ્યો છે. હિંદુ ઘરો માંહેલી રીત-ભાતોમાં જે વખોડવા જોગ છે, તે ઉપર વિદ્વતાથી ટીકા કરી લખનારીએ પોતાની બેનપણીઓને તેમની ભૂલ દેખાડી આપી છે, તેમજ જે વખાણવા જોગ છે, તેને પણ આંધળા ઝનુનથી વળગી ન રહેતાં વિચારથી તોલ કરી અમલ કરવો જોઇએ એવું તેણીઓને સમજાવ્યું છે. બાળલગ્નનો દુઃખ ભરેલો રિવાજ, વૈધવ્ય પાળવાની તરૂણ સ્ત્રીઓ પર નાંખવામાં આવતી ફરજથી નિપજતા ગેરફાયદા, તેમજ જ્ઞાતિબંધન મૂર્તિપૂજા વગેરે ગંભીર વિષયો પર બાઇ એસ્તરે જેટલી કાબેલીયતથી તેટલી ખરી દાઝથી વિવેચન કીધું છે. અને × × પોતાની બેનપણીઓના દુઃખોનું ચિત્ર પોતાના સ્વદેશી ભાઇઓની સન્મુખ રજુ કરી ઘણી અસરકારક ભાષામાં તેમને વિનંતી કરી છે કે, રંક સ્ત્રીજાતિની હાલત સુધારી ઇશ્વરના આશિષ સંપાદન કરવા અને પોતાના સંસારી સુખોનું સાર્થક શોધવું.

આ પુસ્તક પોતાની બેટીઓ અને બ્હેનોને વંચાવવાની, તેમજ સ્ત્રી સુધારાને ચ્હાનારા સર્વે હિંદુ ભાઇઓને પોતાને વાંચવાની, અમે મજબુત ભલામણ કરીએ છીએ. નિશાળની બાળકીઓને ભેટ આપવા ચ્હાનારા સદ્‌ગૃહસ્થોને પણ ગુજરાતી ભાષામાં આથી વધારે ઉપયોગી પુસ્તક કદાચજ મળી આવશે. છટાદાર ભાષા, સંસારી ચિત્રો અને ઘણીક કથા કહાણી-ઓના સમાવેશથી લખનારીએ આ લઘુ ગ્રંથને ઘણો રસીલો અને વાંચવા લાયક બનાવ્યો છે.

ગીરગામ મુંબઇ તા. ૧૯ અક્ટોબર સને ૧૮૯૩.

બાઇ એસ્તર ખીમચંદ,

વિનંતી કે, મેં તમારૂં "સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક અથથી ઇતિ પર્યંત વાંચી જોયું, અને તે મને ઘણુંજ પસંદ પડવાથી મેં તેની વધારે નકલો મંગાવી. તે એવી મતલબથી કે, મિત્રોને તે વાંચવા આપવાથી અંદરના ઉત્તમ વિચારોનો વધારે ફેલાવો થાય, પુસ્તકના નામ પ્રમાણે તેની અંદર ઉપયોગી અને ઉત્તમ વિષયો દાખલ કરવામાં આવેલા છે. હાલના સમયમાં ખોટા ડોળઘાલુ દેશાભિમાનના પવનમાં તણાઇ જ્યારે ભણેલા અને વગર ભણેલા એક સરખી રીતે આપણું જુનું એટલું સારૂં, એમ માનવા અને મનાવવા બેઠા છે, ત્યારે તેવા સમયમાં આ સ્ત્રીશૃંગાર જેવા ઉપયોગી પુસ્તકોની ઘણીજ જરૂર છે. આ પુસ્તકમાં લેવામાં આવેલા પ્રત્યેક વિષયો ઉપર સરસ રીતે ઉંડા ઉતરી વિવેચન કરવામાં આવેલું છે, અને એક સ્ત્રીગ્રંથકાર તરીકે પહેલા દરજ્જાનું માન પમાડે છે. પુસ્તકમાંની ભાષા સરલ, ઉંચા પ્રકારની અને સ્ત્રી, પુરૂષ સર્વને સારી રીતે સમજાય તેવી છે. વિષયોનું મંડન કરવામાં એવા સુબોધક દાખલા, દૃષ્ટાંતો આપેલાં છે કે, તેથી પુસ્તક રસિક થવા ઉપરાંત ઘણું અસરકારક નીવડયું છે. આ પુસ્તકથી વાંચનારના મન ઉપર ઉપદેશની અસર વધારે થાય છે. "સ્ત્રીશૃંગાર" માં વિષયો એવી ઢબ અને લાગણીથી લખવામાં આવેલા છે કે, તેમાં બતાવેલા વિચારો વાંચનારના વિચારોમાં સુધારો કરી શકે છે. તમે તમારા આ "સ્ત્રીશૃંગાર" માં બતાવેલા ઉમદા અભિપ્રાયને હું અક્ષરે અક્ષર મળતો આવું છું. તમારા આ પુસ્તકમાં બતાવેલા કોઇ પણ વિચાર માટે વાંધો લઇ શકાય તેમ નથી. × × નિષ્પક્ષપાતપણે આ પુસ્તક વાંચીને વિચાર કરશે તો હરકોઇની ખાતરી થયા વિના રહેશે નહિ, કે આ પુસ્તકમાં સામાન્ય નીતિ અને સદાચારનોજ ઉપદેશ આપવામાં આવેલો છે; એ ઉપદેશ એવા પ્રકારનો છે કે, તેનો લાભ નિરનિરાળા જનો પણ લઇ શકે. આ પુસ્તકમાં આપેલી ઉત્તમ શિખામણ પ્રમાણે જો માણસો વર્તે તો પછી દેશમાંથી પાપ અને દુરાચારનો કેવળ નાશ થાય, એમ હું માનું છું. આમ હોવાથી આ પુસ્તક વિષે મ્હારો ઉત્તમ અભિપ્રાય બંધાયલો છે. અને હું કહેવાને શક્તિવાન થયો છું કે,

આ પુસ્તક દરેક ગુજરાતી શાળામાં ( છોકરીઓ અને છોકરાઓની ) ઉંચા ધોરણોમાં ચલાવવા લાયક છે. આ પુસ્તક એક કેળવણી પામેલી સ્ત્રીએ લખી પ્રસિદ્ધ કર્યું છે, તે વિશેષ આનંદ પામવા જોગ વાર્તા છે. ગુજરાતી ભાષામાં સ્ત્રીઓને હાથે લખાયલાં સારાં પુસ્તકોની બહુ ખોટ છે અને તે ખોટના સમયમાં આ પુસ્તક પ્રથમ પંક્તિએ મુકવા લાયક નીવડયું છે. તે તેની પ્રગટ કર્ત્તા બાઇ એસ્તરને વધારે માન અને શોભા ભરેલું છે. આવું ઉપયોગી વાંચન એક સુશિક્ષિત સ્ત્રીથી પુરૂં પડેલું હોવાથી તે વધારે ઉત્તેજનને પાત્ર છે. આ પુસ્તક સ્ત્રીકેળવણીનું એક ઉત્તમ પરિણામ છે. અને તેથી સ્ત્રીકેળવણીના હિમાયતીઓને તે હર્ષ પમાડે તેમ છે. પુસ્તકમાંના સર્વ વિષયોનો વિચાર ન્યાય બુદ્ધિથી અને ઘણા શાંત ચિત્તથી કરવામાં આવેલો છે. વ્હેમ અને અનીતિનું જેવું જોઇએ તેવું યથાર્થ ખંડન કરવામાં આવ્યું છે. પુસ્તકને અંગે કોઇ પણ પ્રકારનો પક્ષપાત કરવામાં આવેલો જણાતો નથી. માત્ર સામાન્યપણે ન્યાય પક્ષથી "સત્ય શું છે" તે દર્શાવવાના વિચારથી આ પુસ્તક લખાયલું જણાય છે. આશા છે કે, આવા ઉત્તમ પુસ્તકને યોગ્ય આશ્રય આપી દેશની ઉન્નતિ થવામાં સત્પુરૂષો સહાય થશે.

લી. સેવક માધવદાસ રૂગનાથદાસ.

---

"હિંદુસ્તાન" પત્ર અમદાવાદ તા. ૨૩ સપ્ટેમ્બર, ૧૮૯૪.

## "સ્ત્રીશૃંગાર"

સ્ત્રી લેખકને હાથે લખાયલું "સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક વાંચતાં અમોને ઘણોજ આનંદ થાય છે.

સ્ત્રી ગૃહસ્થાશ્રમ ધર્મની અધિષ્ઠ દેવી છે, ગૃહસંસારરૂપ રાજ્યની મંત્રિણી છે, ગૃહરાજ્યની યથાસ્થિત વ્યવસ્થા રાખી સંસારનું અપૂર્વ સુખ, સુઘડ, સુશિક્ષિત અને સદાચારી સ્ત્રીજ આપી શકે છે. આમ છતાં આપણા લોકો સ્ત્રીની યોગ્યતા પ્રસ્તુત સમયમાં સમજતા નથી; તેની પશુ પ્રમાણે ગણના કરનારા સ્વાર્થલંપટ પુરૂષો સંસારનું સુખ મેળવવામાં જે પક્ષપાતી વર્તન ચલાવે છે, તેજ વર્તન તેને દુઃખદરીયામાં ડુબાડી દે છે.

જે સ્ત્રીની કુખેથી નરરત્નો પાકે છે, તેજ નરરત્નો સ્ત્રીઓનું વગોણું કરે, એ બહુ દુઃખદાયક પ્રકાર છે. કેવળ ભોજનસામગ્રી બનાવવા માટે અને પ્રજાની ઉત્પત્તિ માટેજ સ્ત્રી પરણવાની આવશ્યકતા છે, એમ માનનારા અને મનાવનારા પુરૂષો વાસ્તવિક મનુષ્યત્વને સમજતા નથી, અને તેવા પુરૂષોનો જન્મ ભૂમિને ભારરૂપ પત્થર કરતાં પણ નિરૂપયોગી છે એમ સમજુઓ માને છે. સ્ત્રી ગૃહરાજ્યને સુયંત્રિકપણે ચલાવી દ્રવ્ય ઉપાર્જન કરવામાં શ્રમ કરનાર, પતિના શ્રમનો પરિહાર કરે છે. સમજુ સ્ત્રી આવકના પ્રમાણમાં થોડે ખર્ચે સારી રીતે ચરિત્રાર્થ ચલાવી પતિના સુખ, સંતોષનું સાધન બને છે, સુશિક્ષિત સ્ત્રી ગરીબાઇમાં પતિને સાહ્યકારક અને સલાહકારક બનીને તેને સુખદાયક થઇ પડે છે. બાળકોને ઉત્તમ રીતિએ કેળવવામાં, બાળકોને આજ્ઞાપાળક, સદાચારી, સત્યપ્રિય અને વિદ્યાવિલાસી બનાવવામાં ઉમદા શિક્ષકોનું કામ બજાવી શકે છે. અને સંસારસુખનો સર્વ આધાર આવી રીતિએ સ્ત્રી ઉપર છતાં, સ્ત્રીને હલકી ગણનાર પક્ષપાતી પુરૂષો તેના ઉપર જે જુલમ ગુજારે છે તે વિચારવંત વિદ્વાનોને સંતાપ ઉપજાવે તેવો છે. સાંસારિક સુધારણાની આવશ્યકતા એટલાજ માટે છે, કે સમય અને સ્થિતિને અનુરૂપ હિતકારક વર્તનથી આપણા લોકો ઘરસંસારે સુખી થઇ શકે. પરંતુ "સો તુમારી રામદુવાઇ પણ એક મેરા ઉંહું" એવો દુરાગ્રહ ધારણ કરી આપણા અસલી નુકશાન-કારક રૂઢીને વળગી રહેનારા હિન્દુ ભાઇઓ હાથે કરીને દુઃખી થાય છે. આટલી પ્રસ્તાવના કરવાનું કારણ એટલુંજ કે આ "સ્ત્રીશૃંગાર" નું બોધદાયક પુસ્તક સ્ત્રીઓની વાસ્તવિક મ્હત્તા બતાવીને આપણને સંસાર-સુખના ખરા માર્ગે તરફ દોરી જાય છે. આ પુસ્તકને બાર પ્રકરણમાં ગુંથવામાં આવ્યું છે. એ બારે અંગ સ્ત્રીસુધારણાના સાધન તરીકે અતિ ઉપયોગી છે. ગ્રંથારંભમાં "દંપતિની" વ્યાખ્યા અને સ્ત્રી, પુરૂષ એ બે સંરથનાં સારથી હોવાથી તેઓએ કેવી સાવચેતીથી એટલે મળતા સ્વભાવ વર્તન અને ગુણથી જોડાવું જોઇએ, તે બતાવવામાં આવેલું છે. પહેલા પ્રકરણમાં "બાળકો પ્રત્યે માબાપની ફરજ" એમાં બાળકોનું કેવી રીતિએ સંપાદન કરવું અને તેને કેવા પ્રકારનું શિક્ષણ આપવું તે બતાવામાં આવેલું છે. બીજા પ્રકરણમાં "અધુરી કેળવણીથી થતા ગેરફાયદા" પર વિવેચન

કરવામાં આવેલું છે. એટલે અજ્ઞાન સ્ત્રીઓ વ્હેમથી પોતાના ગૃહસ્થાશ્રમને કેવી રીતિએ દુઃખનું ઘર બનાવી મુકે છે, તે જણાવવામાં આવેલું છે. અને સ્ત્રીઓને કેવા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે તે સમજાવવામાં આવેલું છે. ત્રીજા પ્રકરણમાં બાળકોને ઉચ્છેરવાના સંબંધમાં સ્ત્રીએ તેના તન, મનની કેવી રીતિએ માવજત રાખવી તે સમજાવવામાં આવેલું છે. ચોથા પ્રકરણમાં ઘરધંધા વિષેની હિતકારક સૂચનાઓ કરે છે. આ સૂચનાઓ સ્ત્રીઓના સંબંધમાં બહુ લાભદાયક છે. કારણ કે નિરાધાર હાલતમાં સ્ત્રીઓને જો સ્વાવલંબનની ટેવ પડેલી હોય છે, તો તે ટેવ તેનું સદાચરણથી ચાલીને ગુજરાન કરવામાં બહુજ ઉપયોગી થઇ પડે છે. આપણા લોકોમાં સર્વ પ્રકારે સ્ત્રીઓને પરાવલંબનની ટેવ પડેલી હોવાથી, નિરાધાર સ્થિતિમાં તેઓને ઘણું વેઠવું પડે છે, અને એવી દુઃખદાયક અવસ્થામાં ચરિતાર્થ ચાલવું મુશીબત થઇ પડવાથી ઘણી સ્ત્રીઓ અનીતિને માર્ગે ચાલી મહા પાતકી બની જાય છે. અને પોતે પતિત થઇ જગતને ખોટું ઉદાહરણ આપે છે. આટલાજ માટે સ્ત્રીઓને સ્વાવલંબનની ટેવ પાડવી એ બેશક હિતકારક માર્ગ છે. પાંચમું પ્રકરણ મનન કરવા યોગ્ય છે તેમાં પતિ પ્રત્યે પત્નીના ધર્મ સમજાવવામાં આવેલા છે. તે યોગ્ય છે પણ તેજ પ્રકરણમાં પત્ની પ્રત્યે પતિના ધર્મ ઉપર (જો કે આ ગ્રંથ સ્ત્રીઓને માટે છે તોપણ) કંઇક અજવાળું પાડવામાં આવ્યું હોત તો હાલના પક્ષપાતી પુરૂષોને ઉપદેશ મળી શકત અને તે નહિ તો પક્ષપાતી પુરૂષો સ્ત્રીઓ સાથે કેવી રીતે વર્તે છે, તે વિષે કહેવામાં આવ્યું હોત તો આ ગ્રંથ તેની શોભામાં અધિક વધારો કરત. એક સ્ત્રી અને એકજ પુરૂષે એકજ વાર લગ્ન કરવું જોઇએ. અને તેમ થયા પછી પુરૂષ મરણ પામે, તો જેમ સ્ત્રીએ ફરી ફરી લગ્ન કરવું નહિ એ ઉત્તમ પક્ષ છે, એમ અમે કબૂલ કરીએ છીએ, પરંતુ એ શાસ્ત્રનું વિધાન માત્ર શાસ્ત્રમાંજ રહેલું જોવામાં આવે છે. સ્ત્રી મરી જાય તો પુરૂષ લાલ પાઘડી પહેરીને પછી ભલેને મરવા જોગ બુઢો ખખ થયો હોય—તોપણ પોતાની ધર્મપત્નીની સળગતી ચિત્તા સમીપ કે તેના શોકના સમયમાંજ બીજી પરણવા તૈયાર થઇ જાય છે. અને બાળક, મુગ્ધા કે તરૂણ સ્ત્રી રંડાઇ હોય તો તે બાપડીને તેના નષ્ટ થએલા સૌભાગ્યને પુનઃપ્રાપ્ત કરવા ઘાતકી હિન્દુઓ

ચોક્ખી ના પાડે છે. સંતતિની અપેક્ષાએ બીજી સ્ત્રી કરવાની શાસ્ત્રમાં પુરૂષને છુટ આપેલી છે. એમ પક્ષપાતી પુરૂષો કહે છે. પણ જેવી પુરૂષને સંતતિની અપેક્ષા હોય છે તેવી અપેક્ષા સ્ત્રીને ઉત્પન્ન થવાનો જો સંભવ હોય, તો સ્ત્રીને ફરીને પરણવાનો હક કેમ ન હોવો જોઇએ? અપેક્ષાની વાત તો એક બાજુએ મુકીએ તો શાસ્ત્રમાં સમજ્યા પ્રમાણે, આ પ્રવાસરૂપ સંસારમાં જન્મી ધર્મશાળારૂપ એકઠાં મળેલાં માનવીઓનો સંયોગ અને વિયોગ થયાં કરે છે. પરંતુ વાસ્તવિક રીતિએ જોતાં એ સર્વ માયા મિથ્યા છેઃ તો પછી સંતતિ વિના અવગતી થવાની વાત વજનદાર શી રીતિએ માની શકાય? અમોને તો સ્ત્રીઓ પ્રત્યે ઘાતકી નજરે નિહાળનાર પક્ષપાતી પુરૂષો શાસ્ત્રનું ફોકટ પાંડીત્ય ડોહોળી નાંખે છે, એમ લાગે છે. છટ્ઠા પ્રકરણમાં "કરકસર" કે જે સ્ત્રીઓને અગત્યનો ગુણ છે તે બતાવવામાં આવેલો છે. સાતમા પ્રકરણમાં અનિષ્ઠ આચરણ અને હાનિકારક રૂઢી બંધન બતાવવામાં આવ્યાં છે. આઠમા પ્રકરણમાં વિધવાવિવાહ વિષે લાગણીથી લખવામાં આવેલું છે. અને ત્યાર પછીનાં ચાર પ્રકરણોમાં સ્ત્રીનો ખરો શૃંગાર એ ઘરેણાંગાંઠાં નહિ પણ સદાચાર શિલવંત છે તે મૈત્રી, અભિમાન અને ઇશ્વરભક્તિ વિષે પ્રબોધ આપવામાં આવેલો છે.

આ પુસ્તકનું સામટી રીતે અવલોકન કરતાં અને એક સુશિક્ષિત સ્ત્રીને હાથે લખાયલું છે, તે તરફ લક્ષ આપતાં અતિ પ્રશંસાને પાત્ર ઠરે છે. આપણી ગુજરાતી ભાષામાં ઘણાં થોડાં પુસ્તકો સ્ત્રી ઉપયોગી પ્રગટ થયાં છે. તેમાં નિષ્પક્ષપાતપણે આપેલા વિચારો કોઇકમાંજ જોવામાં આવે છે, દેશની ઉન્નતિના વિચાર કરી સર્વ ધર્મની અને સર્વ કોમની સ્ત્રીઓને ઉપયોગી અને હિતકારક થઇ પડે તેવું, જો કોઇ પુસ્તક હોય તો તે આ પુસ્તક છે એમ અમે માનીએ છીએ. અને તેથી આ પુસ્તકની લેખક બાઇ એસ્તર ખીમચંદને ધન્યવાદ આપીએ છીએ.

× × એ બાઇ ખ્રીસ્તી હોવા છતાં આ પુસ્તકમાં તેણે કેવળ સાર્વજનિક લેખ અને સાર્વજનિક ઉપદેશ આપેલો છે. અને તેથી સર્વ જાતિની અને સર્વ ધર્મની સ્ત્રીઓને તે વાંચવા લાયક ઠરે છે.

× × આધુનિક સ્ત્રીકેળવણીના ધોરણ સંબંધમાં, ઘટતો ફેરફાર કરવાની જરૂરીઆત વિષે ચર્ચા થવા લાગી છે. અને સ્ત્રીઓને ગ્રહસંસારને અંગે જરૂરનાં એવાં ગૃહકાર્યની અને નીતિની કેળવણી આપવાની ભલામણ થવા લાગી છે. તો સરકારી કેળવણી ખાતાના સતાધીશોને અમે ખાસ ભલામણ કરીએ છીએ કે, કન્યાશાળાની લાયબ્રેરીઓમાં અને ખાસ કરીને કન્યાઓને ઇનામો આપવામાં આ પુસ્તકને પ્રથમ જગ્યા આપવી ઘટે છે.

આ પુસ્તકને પ્રત્યેક દેશ હિતેચ્છુ સુશિક્ષિત જનોએ આશ્રય આપી આ ઉત્સાહી "સ્ત્રીલેખક" ને પુરતું ઉતેજન આપવું ઘટે છે.

× × સ્ત્રી વર્ગને હિતાવહ–બોધદાયક અને હાલના સમય અને સ્થિતિને કેવળ અનુકુળ એવું આ પુસ્તક રચાયલું છે. સ્ત્રીઓના આચાર વિચારની આ પુસ્તક વડે ઘણી સારી સુધારણા થઇ શકે તેમ છે. અને આજકાલ સ્ત્રીઓમાં જે ન્હાના પ્રકારના વ્હેમોએ પ્રવેશ કરેલો હોવાથી જે મોટી ખરાબી થાય છે, તે ખરાબીનો આ પુસ્તકદ્વારા બોધ મળવાથી નાશ થવાનો સંભવ છે.

---

અખંડ સૌભાગ્યવંતાં એસ્તરબાઇ,

આપનું "સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક મેં ઉત્સાહથી વાંચ્યું છે. એ પુસ્તક આપણા ગુજરાતી વર્ગની હરેક સ્ત્રીએ વાંચવું ઘટે છે. એ ન્હાના પુસ્તકમાં આપણા સંસારી સુધારાને લગતી હરેક બાબતમાં કિંમતી બોધની જે આપણા સ્ત્રીવર્ગને અગત્ય છે, તેના દાખલા અને દલીલ સાથે જે સમાવેશ કર્યો છે, તે માટે તમને થોડો ધન્યવાદ ઘટતો નથી. આપણા સ્ત્રીવર્ગને ઉપયોગી થઇ પડે એવાં બીજાં જે કેટલાંએક પુસ્તકો મેં જોયાં છે, તે સર્વેમાં તમારૂં પુસ્તક મને શ્રેષ્ઠ જણાય છે. વ્હેમ અને અજ્ઞાનતાને લીધે જે ખામીઓ હિંદુ મંડળીમાં હાલ જોવામાં આવે છે તે દૂર કરવા માટે "સ્ત્રીશૃંગાર" જેવા પુસ્તકોનો ઘણોજ ફેલાવો થવો જોઇએ. તેમ થશે તોજ આપણી સંસારી ખામીઓ તરફ ઘટતું લક્ષ ખેંચાશે. સંસારી બાબત ઉપરના તમારા સર્વે વિચારો સાથે હું બિલકુલ એક મત થાઉં છું. જેમ તમારા પુસ્તકના આરંભે પ્રસ્તાવનામાં તમે કહો છો તેમ અહીંની સ્ત્રીજાતિની ઉતરતી સ્થિતિની લાગણી તમારા અંતઃકરણમાં પ્રદિપ્ત થવાથી

તે વર્ગને ફાયદો થવાની આશાએ આ નાનું પુસ્તક તમારા જાતી અનુભવથી લખાયલું છે, એ હરેક પાનું વાંચતાં સિદ્ધ થાય છે, જે સહનશીળ અને ઉપકારક પ્રીતિ વિષે મહાસંત પ્રેરિત પાઉલ એક સ્થળે કહે છે, અને જે અમૂલ્ય વચનો તમે એક ઠેકાણે લંબાણથી ટાંકી બતાવો છો, એ મુજબ જે પ્રીતિ તમે આપણા સ્ત્રીવર્ગ પ્રત્યે ધરાવો છો, તેજ સબળ હેતુથી માત્ર આ પુસ્તક લખાયલું છે, એમાં જરા પણ શક નથી. નિશાળે જતી હરેક બાળાઓના હાથમાં આ પુસ્તક મુકવું જોઇએ, કે જેથી તમારા શુભ પ્રયાસનો હેતુ વ્હેલો ફળીભૂત થાય. એટલે કે, સ્ત્રીવર્ગની ઉન્નતિ વ્હેલી થવા પામે. પુસ્તકની ભાષા પણ શુદ્ધ, સરળ અને સાદી હોવાથી એ હરેક સ્ત્રી હોંસથી વાંચ્યા વગર રહેશે નહિ. એ પુસ્તક એવી ઢબથી લખાયું છે કે, જો એક વાર વાંચવા હાથમાં લીધું તો એ પુરૂં કર્યા વગર પડતું મુકવું પણ ગમશે નહિ.

તા. ૮-૯-૯૪. જીવાભાઇ ભીખાભાઇ મ્હેતા, બી. એ.
આસી. માસ્તર, એલફીન્સટન હાઇસ્કુલ, મુંબઇ.

---

પોરબંદર તા. ૨૨-૯-૧૮૯૩.

પ્રિય બ્હેન એસ્તરબાઇ,

વિનંતી કે, "સ્ત્રીશૃંગાર" વિષે સાહેબે મ્હારો મત પુછયો એટલે મેં તે વિષે સારૂં વિવેચન કરી સાહેબ આગળ મુક્યું. તમારી ચોપડી સારી છે, ને મેં સારી કહી તેમાં કંઇ વિશેષ કર્યું નથી. સાથે ભલામણ કરી કે, બધી નિશાળની લાયબ્રેરી સારૂ તથા ઇનામ સારૂ સદરહુ ચોપડી રાખવી જોઇએ. એટલે મહેરબાન પંડીત સાહેબે હાલ ૫૦ નકલો રાખવાનું ઠરાવ્યું છે; તે બાબત તમને લખાણ આવશે.

શુભેચ્છક બંધુ રણછોડદાસ નારાયણદાસ જીવરાજાણી,
હેડ કલાર્ક, પોરબંદર હજુર કોર્ટ.

---

સૌભાગ્યવંતાં બાઇ એસ્તર ખીમચંદ,

"સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક તમે રચી પ્રસિદ્ધ કરેલ તે વાંચી પરમ આનંદ થયો છે. કેમકે સ્ત્રીજાતિના આંતર્ય તેમજ બાહ્ય કાર્યનો શૃંગાર એવો તો તાદૃશ્ય ચિતરેલ છે કે, વસ્ત્રાભૂષણના સોળ શૃંગાર કરતાં પણ અધિક દિપાવે એમ છે. × × આ પુસ્તક દરેક કુટુંબમાં રાખવા, અને જેટલે દરજ્જે સ્ત્રીજાતિને શિખવાને ઉપયોગી છે, તે કરતાં પુરૂષજાતિને કંઇ ઓછું ઉપયોગી થાય તેમ છે નહિ.

તા. ૧૮ મે ૧૮૯૪, મુ. પોરબંદર.

કલ્યાણસિંહ નવલસિંહ,
પોરબંદર, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ.

---

મુંબઇ, ચંપાવાડી, તા ૨૧ માર્ચ ૧૮૯૫.

પરમ સુશીલ બાઇ એસ્તર ખીમચંદ,

× × × × તમારૂં ગદ્ય "સ્ત્રીશૃંગાર" વાંચ્યું છે. તમારી વિદ્વતા અને વિચારો પ્રશંસનીય છે. × ×

લી. નમ્રબંધુ કાનજી ધર્મસિંહના સલામ.

---

બાઇ એસ્તર ખીમચંદ,

તમારૂં રચેલું સ્ત્રીશૃંગાર નામનું પુસ્તક વાંચી અમો બહુ ખુશી થયાં છીએ અને તે બાબતમાં લીધેલા પરિશ્રમને માટે વખાણ કરીએ છીએ.

પુસ્તકની ભાષા તથા સૈલી અને વિષયોનો અનુક્રમ વખાણવા લાયક છે. સ્ત્રીઓના ઘરધંધાને લગતી સુચના સરસ અને સરલ છે, તેમાં કરકસરના પ્રકરણમાં મોતીસિંહની વાત જો કે કલ્પિત દેખાય છે પરંતુ સંભવિત અને અસરકારક છે. પ્હેલે પાનેથી તે નવમા પ્રકરણ સુધી ચોપડી આવી તે દિવસેજ હાથમાંથી મુકયા શિવાય વાંચી હતી. આત્મિક નીતિ આપણી હિંદની સ્ત્રીઓમાં ક્યારે આવશે તે કોણ જાણે, પણ જો પરમેશ્વર તરફ

જોનાં ... આપણા દેશમાં ઉત્પન્ન થશે ત્યારે દેશની ચઢતી થયા વગર રહેશે નહિ.

બોરસદ, તા. ૬-૯-૧૮૯૬. ત્રીભુવનદાસ રામદાસ.

---

પ્રિય બ્હેન એસ્તરબાઇ,

તમારૂં રચેલુ "સ્ત્રીશૃંગાર" પુસ્તક મેં વાંચ્યું. ને એ પુસ્તક માટે ઘણા સારા અને વિદ્વાન લોકોના ઘણાજ સારા મત છે એ યોગ્ય ને ખરા છે. ને મારો અભિપ્રાય એ પુસ્તક માટે એજ છે કે, આજ સુધી સ્ત્રી ઉપયોગી જે જે પુસ્તકો છપાયાં છે તે સર્વમાં પહેલો દરજ્જો લઇ શકે છે. ને હરેક કોમના કુટુંબોમાં એ પુસ્તકોનો બ્હોળો ફેલાવો થાય તો એથી ઘણોજ ગુણ થશે એમાં કશો શક નથી. તમારો આ પ્રથમ પ્રયાસ ઘણોજ વખાણવા લાયક છે માટે તમને ખરી સાબાશી ઘટે છે. જો આપણામાં સ્ત્રીઓ કેળવણીનો ખરો ઉપયોગ કરવા શિખે તો ઘણું સારૂં.

વઢવાણ કેંપ, તા. ૧-૩-૧૮૯૫. તમારો શુભેચ્છક ભાઇ,
યોહાન ગંગારામ.

---

બાઇ શ્રી એસ્તરબાઇ ખીમચંદ,

સલામ સાથે લખવાનું કે આપનો રચેલો "સ્ત્રીશૃંગાર" નામે ગ્રંથ અમને મળ્યો છે. આ ગ્રંથમાં આપે સ્ત્રીઓને સુધારવા બાબત ઘણીજ મ્હેનત લીધી છે, તેમજ આ ગ્રંથમાં પુરૂષોને સમજવા માટે પણ ઘણું સારૂં વિવેચન કર્યું છે. ઘરની અંદર કરકસરની બાબતમાં મોતીસિંહ અમીરની અને મોતીસિંહ કઠીયારાની કથા ઘણી સરસ મુકવામાં આવી છે. આ કથા એક વાર વાંચી જવાથી તૃપ્તી થતી નથી. જોશી લોકો ભોળાં માણસોને પોરસાવી પૈસા કઢાવે છે. એનો ઘણોજ સારો ચિતાર આ વાર્તામાં આપ્યો છે. માબાપની સારી ચાલ ચલણ હોય તો છોકરાં કેવો વિવેક શિખે છે, આ બાબતમાં પણ આપે બહુજ સારી શિખામણ આપી છે. તેમજ સધળાં માણસો સુધરે ને આપણો દેશ આબાદ થાય

એ વિષે પણ આપના અમૂલ્ય ગ્રંથમાં ઘણું વિવેચન કરવામાં આવ્યું છે. આ ગ્રંથનું ઉપયોગીપણું જોતાં તેની કિમ્મત રૂ. ૧) રાખી છે તે ઘણીજ થોડી છે.

છેલ્લું વિનંતી કે દેશના ભલાને અર્થે આના જેવા બીજા ગ્રંથો બનાવવાના હમેશાં પ્રયત્ન કરશો.

તા. ૧૬-૧૧-૧૮૯૩,
મુ. ગરેજ સ્ટ. પોરબંદર. } લ. ઠા. વીરજી મેઘજી.

---

સૌભાગ્યવતી એસ્તરબાઇ,

તમારૂં રચેલું "સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક મેં વાંચી જોયું છે એ ઘણી સરસ અને સાદી ભાષામાં લખાયલું છે. એમાંના વિષય સાધારણ ભણેલ સ્ત્રી તથા પુરૂષથી પણ સમજી શકાય તેવા છે. એમાં જે બાર પ્રકરણ સમાએલાં છે તેમાં છેલ્લું પ્રકરણ વધારે વિદ્વતા ભરેલું છે અને બાકીનાં ૧૧) પ્રકરણમાં દેશી લોકોનાં ઘરસંસારની ઘણી ખરી વાતો આવેલી છે. તે બહુજ રમુજી છે અને એ વાતોને એવી તો સારી ઢબથી ગોઠવેલી છે, કે એક પ્રકરણ પુરૂં કર્યા પછી બીજું વાંચવાની બહુ જીજ્ઞાસા થાય છે. ઉત્તરોતર આખી ચોપડી કયારે વાંચી પુરી કરીએ એમ મન ખેંચાય છે. એમાં જે જે દૃષ્ટાંતો દેશી રીતભાતનાં અને ચાલચલણનાં આપેલાં છે તે રમુજની સાથે ખરેખરાં બોધકર્તા છે.

એ પુસ્તકનું નામ "સ્ત્રીશૃંગાર" ખરેખર યોગ્ય રખાયલું છે એ પુસ્તકના નામથી સ્ત્રીઓ એ પુસ્તક વાંચવાનું મન કરે તેમાં નવાઇ નથી. અને જે સ્ત્રીઓ ભણેલી નહિ હોય તેઓ પણ પોતાનાં સ્કુલમાં જતાં છોકરાંઓ પાસે એ પુસ્તક વંચાવી સાંભળતી હશે. એ પુસ્તક ગરીબ, તવંગર તેમજ ગમે તે સ્થિતિના સ્ત્રીપુરૂષોને વાંચવા લાયક છે.

પોરબંદર,
તા. ૧૯ સપટેમ્બર ૧૮૯૪. }

અંગ્રેજીમાં સહિ.
જય કૃષ્ણ ઇંદ્રજી
ક્યુરેટર સ્ટ. પોરબંદર.

---

જુનાગઢ, તા. ૨૮-૭-૧૩.

બેન બાઇ એસ્તરબાઇ ખીમચંદ,

× × × આપનું "સ્ત્રીશૃંગાર" નામનું પુસ્તક વાંચી આપને પરમાત્માએ આટલી બધી અક્કલની જે બક્ષીસ કરી છે, તે ખાતે પરમાત્માનો ઘણો શુકર ગુજાર થયો છું. અને આપને કુદરતે ખરેખરી અક્કલની બક્ષીસ આપી છે, એમ કહ્યા વગર ચાલતું નથી. × × આપનાં સર્ટીફીકેટો અને ઓર્ડરોની નકલો જે આપે મને જોવા મોકલી તે જોઇને પણ ઘણોજ સંતોષ થયો છે.

વિનંતી સાલમ બીદ સાલેહ હીંદી (અબા સાલમના સલામ).

---

ખુલાસો.

ઉપરનાં સર્ટિફીકેટો પૈકી કેટલાંએક ઘણાં લાંબાં અને વિષયવાર અભિપ્રાયવાળાં છે, પણ તેના ટુંક ભાગ ઉપરથી તેમજ આ આવૃત્તિ વાંચવાથી તેના ઉપયોગીપણાની ખાતરી થશે, તેટલા માટે એ ટુંકામાં મુકવામાં આવેલાં છે.

એ. ખી.



# અગાઉથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં નામ.

| | નકલ. |
|---|---|
| **પોરબંદર.** | |
| નેકનામદાર રાજ્યમાતુશ્રી શ્રી રામબા સાહેબ ... | ૧૦૦ |
| રા. રા. જયકૃષ્ણ ઈંદ્રજી, ફોરેસ્ટ એન્ડ ગાર્ડન સુપરિન્ટેન્ડન્ટ. | ૨ |
| સ્ટેટ એન્ડ માસ્તર મી. એમ. સી. ડીસોઝા ... ... | ૧ |
| રા. રા. વિશ્વનાથ સદારામ પાઠક, એજ્યુ. ડેપ્યુટી ... | ૧ |
| રા. રા. દતાત્રીય પાંડુરંગ ભોંસેકર, આસી. એન્જીનીયર. | ૨ |
| રા. રા. કલ્યાણજી હીરાચંદ, ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ ... | ૧ |
| રા. રા. મનમોહનદાસ કપુરચંદ, પોર્ટ સુપરિન્ટેન્ડન્ટ... | ૧ |
| મી. હાસમભાઇ માવજી કંટ્રાક્ટર | ૧ |
| મી. હીરાચંદ પોપટલાલ. ... | ૨ |
| સૌ. રંભાબાઇ ભાણજી, હેડ મીસ્ટ્રેસ, જામનગર ... | ૧ |
| શેઠ ઊમર હાજીદાદા ... | ૧ |
| મી. ડી. એલ. મુનશી ... | ૧ |
| મી. જોસફ ડીસોઝા ... | ૧ |
| બેન જરબાઇ રૂસ્તમજી, મહેતા. | ૧ |
| બેન રમા લક્ષ્મી રૂપશંકર ... | ૧ |
| શેઠ ત્રીકમદાસ ગોવિંદજી, ભણસારી. ... ... | ૧ |
| શા. હીરાચંદ નેમીદાસ, ગોસરીયા ... ... | ૧ |
| શા. ફુલચંદ કાળીદાસ, ભણસાળી ... ... | ૧ |
| શેઠ હરખચંદ વેલજી ... | ૧ |
| શા. પરસોતમ રતનજી. ... | ૧ |
| શેઠ જમનાદાસ ગીરધરદાસ ડુંગરશી .. ... | ૧ |
| શેઠ જેચંદ નેમચંદ ... | ૧ |
| બ્હેન નંદુ ગોવીંદજી ... | ૫ |
| રા. જાદવજી ઝુંઝાભાઇ ... | ૧ |
| રા. સુંદરજીભાઇ પ્રાગજી, વકીલ | ૧ |
| મીસીસ દીનશા સોરાબજી, પંથકી. ... ... | ૩ |
| રા. રા. પ્રભાશંકર ભાણુશંકર, ભટ્ટ. ... ... | ૧ |
| **શીંગડા.** | |
| બાવાજી ગોવીંદરામ મોહનદાસ. | ૧ |

| | નકલ. |
|---|---|
| **રાજકોટ.** | |
| મ્હે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબ. ... .... | ૨૦ |
| ગોંડલના નેક. ના. યુવરાજ શ્રી ભોજરાજજી સાહેબ બહાદુર ... ... | ૨ |
| મી. સરદાર અર્જુન .... | ૧ |
| મી. મુસાભાઇ જીવાભાઇ ... | ૧ |
| રા. રા. મોદી કપુરચંદ ગોપાળજી ... ... | ૨ |
| રા. રા. મોદી ઝવેરચંદ મુળચંદ. | ૨ |
| રા. રા. શેઠ લીલાધર અમૃતલાલ ... ... | ૧ |
| રા. રા. અમૃતલાલ ભીમજીભાઇ | ૧ |
| શેઠ ધીરજલાલ મોતીલાલ ... | ૧ |
| **અમદાવાદ.** | |
| મ્હે. રેવ. એસ. ગીલેસ્પી સાહેબ | ૧૦૦ |
| મ્હે. રેવ. ડૉ. જ્યૉર્જ પી. ટેલર સાહેબ ... ... | ૧૨ |
| મ્હે. મીસ શીલેડી સાહેબ ... | ૩ |
| મ્હે. મીસ સ્ટીવન્સન સાહેબ. | ૩ |
| મ્હે. એલ. વાડીયા, બેરીસ્ટર એટ લૉ. ... ... | ૧ |
| બેન લાયજા રામદાસ ... | ૧ |
| વીમળાબાઇ વિલિયમ, નર્સ... | ૧ |
| **સુરત.** | |
| મી. એન. એલ. જેમ્સ, જે એસ. ટી. બી. ... | ૩ |

| | નકલ. |
|---|---|
| મી. લાખાજીરાવ માધવરાવ, કોટવાલ. ... ... | ૧ |
| મી. ડોસાભાઇ હોરમજજી, માકીદલાલ ... ... | ૧ |
| ગોવીંદજી ધનજી, શેવગાંઠીયાવાળા ... ... | ૧ |
| બાઇ ફેબી જોસફ ... | ૧ |
| મી. વિશ્રામ પુંજાભાઇ ... | ૧ |
| મી. તીમોથી મકનભાઇ ... | ૧ |
| મી. જોસફ મોતીભાઇ ... | ૧ |
| મી. જેઠાલાલ હર્ખાજી ... | ૧ |
| મી. બેન્યામીન ભિખાભાઇ... | ૧ |
| મી. ધનજી જેઠાલાલ ... | ૧ |
| મી. વિલ્યમ ભિખાજી ... | ૧ |
| મી. આશા રણછોડ ... | ૧ |
| હીરૂબાઇ દાઉદભાઇ ... | ૧ |
| **જુનાગઢ.** | |
| મી. પરમાનન્દ વીરજી, ડાડીયા, હેડ કમ્પાઉન્ડર ... | ૧ |
| કમળાબાઇ વિલિયમ, નર્સ ... | ૧ |
| **કરમસદ.** | |
| ખ્રી. મી. જીવાભાઇ ઉકાભાઇ, | ૧ |
| **ગોંડલ.** | |
| ખ્રી. મી. લાજરસ ભુલરભાઇ. | ૧ |
| ખ્રી. મી. જેઠાભાઇ કેશવભાઇ. | ૧ |
| વોરા. મુલ્લાં. હસનઅલી નુરભાઇ ... ... | ૧ |

નકલ.

### જંગબાર.

મી. ગુલામ હુસેન નુરભાઇ ઇસ્માઇલજી ... ... ૧

### સીહોર.

શેઠ કેશવલાલ પીતાંબરદાસ, તમાકુવાળા ... ... ૧

### ડીસા કેમ્પ.

મે. રેવ. જે. સી. બ્લેર સાહેબ. ૧૦

### સંજાલી.

માસ્તર મોહનલાલ જીવણભાઇ. ૧

### મુંબઇ.

મી. ભાઇશંકર ઉદયશંકર, ઓઝા ... ... ૪

બાઇ. એલીસબાઇ ભીખાભાઇ, હેડ મીસ્ટ્રેસ, દાદર કન્યાશાળા ૧

મી. મંચ્છાશંકર લક્ષ્મીશંકર, દેશાઇ ... ... ૧

### જેતલસર કેમ્પ.

કેપ્ટન. ડબલ્યુ. એલ. પોલીટીકલ એજન્ટ બહાદુર ... ૧

### સોરઠપ્રાંત.

### વાસણા.

બાઇ. રતના ગલાભાઇ. ... ૧

### ગરેજ.

શેઠ વીરજી મેઘજી ... ૧

નકલ.

### જેતપુર.

મી. હરીલાલ. એ. ઠાકર ... ૧

### વડીયા.

ગોદાવરીબાઇ કલ્યાણજી ... ૧

### લુસડીયા.

મીસ કાર્ટર સાહેબ ... ૧

### બોટાદ.

રા. રા. છોટાલાલ દલપતરામ, કવીશ્વર વહીવટદાર સાહેબ. ૨

મી. મણીલાલ મોહનલાલ, ઝવેરી. ... ... ૧

શા. જસરાજ અમજી ... ૧

શેઠ હીમતલાલ હરીલાલ ... ૧

દોશી ત્ર્યંબકલાલ શીવલાલ ... ૧

શેઠ શાન્તીલાલ કેશવલાલ ... ૧

### હાથીજણ.

મી. માર્ક શામજીભાઇ ... ૧

### બોરસદ.

મ્હે. રેવ. આર. હેન્ડરસન સાહેબ ૧૦

મીસ મન્ટગમરી સાહેબ ... ૬

મીસ હેત્રી સાહેબ ... ૬

મી. કાનજી મોરારજી ... ૧

### ઘોઘા.

મ્હે. રેવ. એમ. ડબલ્યુ. બીટી સાહેબ ... ... ૧૨

### પ્રાંતીજ.

મ્હે. રેવ. એચ. માર્ટિન સાહેબ ૧૦

નકલ.

**વલસાડ.**

માસ્તર નાગરભાઇ ધનજીભાઇ ૧

**સંજાણ.**

મ્હે. સી. બી. હાર્વી સાહેબ. ૧

**મહેમદાવાદ.**

શ્રી. સુવાત્તિક વાલજી નરશી ભાઇ. ... ... ૨

મી. લાખાજી ધોળાજી ... ૧

મી. રણછોડલાલ ભીકાભાઇ ૧

મી. સુલેમાન પ્રેમચંદ ... ૧

મી. માધવલાલ પુંજાભાઇ ... ૧

મી. કેશવલાલ હીરાલાલ ... ૧

મી. ગોબરદાસ દયાળજી ... ૧

મી. જીવરામ ધુળાભાઇ ... ૧

મી. નાનાજીભાઇ મુળજીભાઇ. ૧

મી. બાબરભાઇ હમલજી ... ૧

મી. કેશવલાલ નથુભાઇ ... ૧

મી. હીરાલાલ રણછોડલાલ, ડોકટર ... ... ૧

મી. કાળીદાસ પુંજાભાઇ ... ૧

**વલસાડ.**

મી. છગનલાલ વીરજીભાઇ ... ૧

**વીરમગામ.**

શ્રી. ગુલાબ શીવાભાઇ ... ૧

શ્રી દીલીપ ત્રીકમભાઇ ... ૧

નકલ.

**કુંડલા.**

રા. રા. ત્રીભુવનદાસ ગોવર્ધનદાસ, પોલીસ ફોજદાર ... ૨

**કઠલાલ.**

મી. ઇશ્વરલાલ નરશી ... ૧

**બારેજડી.**

શ્રી. રામા મોરાર ... ૧

**ઝાંસી.**

મી. જે. જે. શાહ, ડ્રોઈંગ માસ્તર ... ... ૧

**ખંભાત.**

એજ્યુટન્ટ નમૃતાબાઇ ... ૧

**નાંદજ.**

રેવ. પ્રભુદાસ પુંજાભાઇ ... ૧

**આફ્રીકા ડર્બન.**

શેઠ હાજી ઇસ્માઇલ અબુબકર ઝવેરી ... ... ૧૦

**ખેડા.**

શ્રી. હીરાલાલ રાયસીંહ ... ૧

**ઊમરાળા.**

રા. રા. લલુભાઇ નાનાભાઇ, ભટ, વહીવટદાર સાહેબ... ૨

**લીંબડી.**

અ. સૌ. નામદાર રાણીજી સાહેબ શ્રી બાલુબા સાહેબ. ૫

| | નકલ. |
|---|---|

### રાણાવાવ.

| | |
|---|---|
| શેઠ હાજી ઉમર જમાલ ... | ૨ |

### વઢવાણ કેમ્પ.

| | |
|---|---|
| મ્હે. એસ. એ. સ્ટ્રીપ સાહેબ, ગરાસીઆ કોલેજના પ્રીન્સીપાલ ... ... | ૧૦ |
| મી. મકનજી તથા મહન્ત શ્રી. | ૧૦ |

| | નકલ. |
|---|---|

### હીમતપુર.

| | |
|---|---|
| રેવ. જોન ગંગારામ ... | ૧ |
| મી. કાળીદાસ પ્રેમચંદ ... | ૧ |

### ધોળકા.

| | |
|---|---|
| મી. પ્રભુદાસ અર્જુન ... | ૧ |
| મી. બાલાભાઇ રામભાઇ ... | ૧ |

### જેપુર.

| | |
|---|---|
| મીસીસ ગુલબાઇ રતનજી ... | ૧ |



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૬ | ધરમ | ધરમાં |
| ૧૭ | ૩ | કિલ્લાલ | કિલ્લોલ |
| ૧૯ | ૮ | આપતાં | આપતા |
| ૨૪ | ૬ | પોતાની | પોતાનાં |
| ૪૪ | ૧૬ | ત | તે |
| ૪૮ | ૧૩ | માબપોને | માબાપોને |
| ૯૨ | ૧૨ | ઉડી | ઉડી |
| ૯૪ | ૨૭ | બોહતાં | બોલતાં |
| ૧૧૦ | ૨૯ | ખચ | ખર્ચ |
| ૧૧૧ | ૩ | મેધડી | એઘડી |
| ૧૨૫ | ૯ | ખમી | ખામી |
| ૧૨૮ | ૯ | ભાંચીને | ભાંગીને |
| ૧૩૨ | ૧૫ | તનાથી | તેનાથી |
| ૧૪૯ | ૨૫ | ચાદ | ચૌદ |
| ૧૫૦ | ૨૦ | કેવે। | (રદ કરવો) |
| ૧૬૬ | ૭ | ઉમીઓને | ઉર્મીઓને |
| ૧૭૭ | ૬ | પાતાનાં | પોતાનાં |
| ૧૭૯ | ૧૫ | અસ્માન | આસ્માન |
| ૧૮૦ | ૯ | બિચારાં | (રદ કરવો) |
| ૧૮૧ | ૧ | છટે છે | છુટે છે |
| ૧૮૨ | ૫ | નિયન | નિયમ |
| ,, | ૨૯ | રાજાન | રાજાને |
| ૧૯૭ | ૨૨ | તેને સંસારનું શું સુખ છે વિસાતમાં હોય ? | તેને સંસારનું સુખ શું વિસાતમાં હોય ? |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૪ | ૨ | ભાણો | ભણો |
| ,, | ૧૧ | રદ્દ | રિદ્ધ |
| ,, | ૧૬ | મછ | મચ્છ |
| ,, | ૧૭ | મછ | મચ્છ |
| ૨૦૯ | ૮ | પથરા | પત્થરા |
| ૨૧૩ | ૧૬ | બસીને | બેસીને |
| ૨૧૬ | ૧૫ | રોછે | રે’છે |
| ,, | ટીકામાં | ગેક | ડોક |
| ૨૨૧ | ૨૧ | મહમલનાં | મલમલનાં |
| ૨૩૫ | ૩ | સભારથાનનાં | સભારથાનના |
| ૨૪૩ | ૩ | ખુસામતીયાં | ખુસામતીયા |
| ૨૪૪ | ૨૫ | વસીલ વગર | વસીલા વગરનો |
| ૨૬૧ | ૨૬ | પ્રમ | પ્રેમ |
| ૨૬૩ | ૨૬ | પ્રમ | પ્રેમ |

